શ્રી

# જૈન વિવેક વાણી.

યાને.

# જૈન ધર્મ સાર સંગ્રહ.

ભાગ ૧ લો.

પ્રસીધ કરનાર.



ઘેલાભાઈ લીલાધર.

શંવત ૧૯૪૪ ઈ. સ. ૧૮૮૮



કીમત રૂ. ૩

# પ્રસ્તાવના.

જૈન ધર્માવલંબી ભાઇઓ આપણી ધર્મ ક્રિયાદિ રીતિ નીતિ દર્શાવવા, રત્નસાર અને પ્રકરણ રત્નાકર ઈત્યાદી જેવા બીજા ઘણાક મોટા મોટા ગ્રંથો છપાયલા છે. તેમાં શ્રાવક કુલ મર્યાદા પ્રમાણે દરેક જૈનધર્મ પાળનારાને અવશ્ય જાણ-વા યોગ્ય એવી ઘણીએક ઉપયોગી બાબતોનું દરેકમાં જુદો જુદો સમાવેશ થયેલો છે, પણ તે સઘળા પુસ્તકો ખરીદ કરનાર કોઇકજ હોય છે. તેથી ઘણાક ભાઈઓ પોતના સ્વ-ધર્મનું જાણપણું પૂરતી રીતે લઇ શકતા નથી. માટે તે દરેક પુસ્તકમાંથી સારયુક્ત ચુંટી કાહાડેલી ઘણીજ અમુલ્ય બાબતો તથા બીજી કેટલીએક તદનજ નવીન બાબતોનું મોહોટો સંગ્રહ કરી અમોએ ગુજરાતી લીપીમાં આ પુસ્તક છપાવી બહાર પાડયો છે.

ધર્માનુરાગી ભાઇઓ! વધારે ન લખતાં ફક્ત એટલુંજ કહેવું બસ છે કે, આ પુસ્તકનું બીજું નામ જે—જૈનધર્મ સાર સંગ્રહ—કરી રાખેલું છે. તે નામને યોગ્ય કરવા અર્થે બનતી રીતે આ લઘુ પુસ્તકમાં આપણા ધર્મની સારયુક્ત ઘણીએક બાબતોનો સમાવેશ કરી તેના નામને લાયક કરવા પૂરતી કોશેશ કરવામાં આવી છે.

આ પુસ્તક શ્રી જૈનધર્મને ખરેખર એક શૃંગારરૂપ છે એતો નિશંઃસ્યજ છે. અને તેમાં વળી શ્રી અચળ ગચ્છપતિ પૂજ્ય ભટ્ટરક શ્રી શ્રી શ્રી વિવેક સાગર સુરીની એક સુંદર તસબીર આપવામાં આવીછે તેથી તે વધારે શૃંગારરૂપ છે.

આ પુસ્તકમાં કાંઈ અશુદ્ધ દીઠામાં આવે તો સજ્જનોએ સુધારીને વાંચવું; કારણકે પ્રુફ વગેરે તપાસતાં નજર દોષ અથવા બુદ્ધિ દોષ રહી ગયો હશે, તેને સજ્જનોએ સુધારી લેવો, અને ક્ષમા કરવી. એજ સુજ્ઞ લોકોની રીતછે.

ઘે. લી. કું.

# અનુક્રમણિકા.

## પ્રતિ કશણાદિ પુજા અને છત્રીસી.

પૃષ્ટ.

## અનુક્રમણિકા.

**સ્તવનાદિ સઝાય.** પૃષ્ટ.

| અનુક્રમણિકા. | પૃષ્ટ. |
|---|---|

**અથશ્રી ચોવીસ તીર્થંકરના ચૈત્યવંદન અને સ્તવન.**



**અથશ્રી દશ પચખ્ખાણ**

---

| અનુક્રમણિકા. | પૃષ્ટ. |
|---|---|



**પ્રભાતી પદોઆદિ લાવણી, વસંત, હોરી, અને ફાગ.**

---



**પરચુટણ બાબતો.**

---

અનુક્રમણિકા.



ઇતિ અનુક્રમણિકા સમાપ્ત.

# જાહેર ખબર.

આ પુસ્તક બહાર કોટ માંડવી બંદર ખોજા ગલીને નાકે **કચ્છ માહાશઆ શ્રી ખેંગારજી લાયબ્રેરી** માં મી. ઘેલાભાઈ લીલાધર પાસેથી તથા શ્રાવક ભીમસીંહ માણક પાસેથી વેચાતું મળશે.

૩૪૭૫

श्री पंचपरमेष्ठिभ्यो नमः

श्री.

# જૈન વિવેક વાણી.

યાને

# જૈન ધર્મ સાર સંગ્રહ.

॥ श्लोक. ॥

जन्मदुःखं जरादुःखं, मृत्युदुःखं पुनः पुनः ॥ संसार सागरे दुःखं, तस्मा ज्जागृत जागृत ॥ १ ॥ माता नास्ति पिता नास्ति, नास्ति भ्राता सहोदरः ॥ अर्थो नास्ति गृहं नास्ति, तस्मा ज्जागृत जागृत ॥ २ ॥ आशा हि लोकान् बध्नाति, कर्मणा बहु चिंतया ॥ आयुः क्षयं न जानाति, तस्मा ज्जागृत जागृत ॥ ३ ॥ कामः क्रोधस्तथा लोभो, देहे तिष्टंति तस्कराः ॥ ज्ञान खड्ग प्रहारेण, तस्मा ज्जागृत जागृत ॥ ४ ॥

દોહરા.

રાતિ ગમાઈ સોવતે, દિવસ ગમાયા ખાય। હીરા જૈસા

મનુષ્ય ભવ, કવડી બદલે જાય ॥ ૧ ॥ કામ ક્રોધ તૃષ્ણા ઘણી, કંધલ જાજે આહાર । માન ઘણો નિંદ્રા બહુ, દુર્ગતિ જાવણ હાર ॥ ૨ ॥ નિંદ્રા આલસ પરહરી, કરજે તત્વ વિચાર । શુભ ધ્યાને મન રાખજે, શ્રાવક તુજ આચાર ॥૩॥ સાર વચન શ્રવણે સુણિ, પહેરી અંબર સાર । રૂષભ કહે નિત્ય સમરિયેં, આદિ મંત્ર નવકાર. ॥ ૪ ॥

## અથ શ્રી નવકાર મંત્ર :



ણમો અરિહંતાણં ॥ ણમો સિદ્ધાણં ॥ ણમો આયરિયાણં ॥ ણમો ઉવ્વજ્ઝાયાણં ॥ ણમો લોએ સવ્વ સાહૂણં ॥ એસો પંચ ણમુક્કારો ॥ સવ્વ પાવપ્પણાસણો ॥ મંગલાણં ચ સવ્વેસિં ॥ પઢમં હોઇ મંગલં ॥ ૧ ॥ અક્ષર ૬૭. લઘુ ૬૦. ગુરૂ ૭. પદ ૮. સંપદા ૯. ઇતિ. ॥ પંચ પરમેષ્ટી મંગલં.

## દોહરા.

વંચ્છિત પૂરે વિવિધપરે, શ્રી જિન શાસન સાર । નિશ્ચે શ્રી નવકાર નિત્ય, જપતાં જય જય કાર ॥ ૧ ॥ અડશઠ અક્ષર અધિક ફલ, નવપદે નવે નિધાન । વીતરાગ સ્વયં મુખ વદે, પંચ પરમેષ્ટિ પ્રધાન ॥ ૨ ॥ એકજ અક્ષર એક ચિત્ત, સમરયાં સંપત્તિ થાય । સંચિત્ત સાગર સાતના, પાતક દૂર પલાય ॥ ૩ ॥ સકલ મંત્ર શિર મુકુટમણિ, સદ્ગુરૂ ભાખિત સાર । સો ભવિયાં મન સુદ્ધશું, નિત્ય જપીયેં નવકાર ॥ ૪ ॥

## છંદ હાટકી.

નવકાર થકી શ્રીપાલ નરેશર, પામ્યો રાજ્ય પ્રસિદ્ધ। સમશાન વિશે શિવ નામ કુમરને, સોવન પુરિ સો સિદ્ધ। નવલાખ જપતાં નરક નિવારે, પામે ભવનો પાર। સો ભવિયાં ભાવે ચોખેં ચિત્તે, નિત્ય જપીયેં નવકાર।। એ ટેક. ।।૧।। બાંધિ વડ શાખા શિકેં બેસિ, હેઠલ કુંડ હુતાસ। તસ્કરને મંત્ર સમર્પ્યો શ્રાવકેં, ઉડયો તે આકાસ। વિધિરીત જપ્યો વિષધર વિષ ટાલે, ઢાલે અમૃત ધાર ।। સો ભવિયાં ભાવે० ।। ૨ ।। બીજોરા કારણ રાય મહાબલ, વ્યંતર દુષ્ટ વિરોધ। જેણે નવકારેં હત્યા ટાલી, પામ્યો યક્ષ પ્રતિબોધ। નવલાખ જપતાં થાએ જિનવર, ઈસ્યોછે અધિકાર ।। સો ભવિયાં० ।। ।। ૩ ।। પલ્લિ પતિ શિખ્યો મુનિવર પાસેં, મહા મંત્ર મન શુદ્ધ। પરભવ તે રાજસિંહ પૃથ્વિ પતિ, પામ્યો પરિગલ રિદ્ધ। એ મંત્ર થકી અમરાપુર પોહોતો, ચારૂદત્ત સુવિચાર ।। સો ભવિયાં० ।। ૪ ।। સન્યાસી કાશી તપ સાધતો, પંચાગ્નિ પરજાલ। દીઠો શ્રીપાસ કુમારેં પન્નગ, અધ બલતો તે ટાલ। સંભલાવ્યો શ્રી નવકાર સ્વયંમુખ, ઈંદ્રભુવન અવતાર ।। સો ભવિયાં० ।। ૫ ।। મનશુદ્ધે જપતાં મયણા સુંદરી, પામી પ્રિય સંયોગ। એણે ધ્યાને કષ્ટ ટલ્યું ઊંબરનું, રગતપિત્તનો રોગ। નિશ્ચયશું જપતાં નવનિધી થાયે, ધર્મતણો આધાર ।। સો ભવિયાં० ।। ૬ ।। ઘટમાંહિ કૃષ્ણ ભુજંગમ ધાલ્યો, ધરણી કરવા ઘાત। પરમેષ્ઠી પ્રભાવેં હાર ફુલનો, વસુધા

માંહિ વિખ્યાત । કમલાવતીયેં પિંગલ કીધો, પાપ તણો પરિહાર ॥ સો ભવિયાં૦ ॥ ૭ ॥ ગયણાગણ જાતિ રાખી ગૃહીણી, પાડી બાણ પ્રહાર । પદ પંચ સુણંતા પાંડુપતિ ઘર, તે થઈ કુંતા નાર । એ મંત્ર અમૂલક મહિમા મંદિર, ભવ દુઃખ ભંજનહાર ॥ સો ભવીયાં૦ ॥ ૮ ॥ કંબલ ને સંબલ કાદવ કાઢયાં, શકટ પાંચશેં માન । દીધે નવકારેં ગયા દેવ લોકે, વિલસે અમર વિમાન । એ મંત્ર થકી સંપત્તિ વસુધા તલે, વીલસે જૈન વિહાર ॥ સો ભવિયાં૦ ॥૯॥ આગે ચોવીશી હુઇ અનંતિ, હોશે વાર અનંત । નવકાર તણી કોઈ આદિ ન જાણે, એમ ભાખે અરિહંત । પૂરવ દિશિચારે આદિ પ્રહ પંચે, સમરયાં સંપત્તિ સાર ॥ સો ભવીયાં૦ ॥ ૧૦ ॥ પરમેષ્ટિ સુર પદ તે પણ પામે, જે કૃત કર્મ કઠોર । પુંડર ગિરિ ઉપર પ્રત્યક્ષ પેખ્યો, મણિધરને એક મોર । સહ ગુરૂને સન્મુખ વિધિસ સમરતાં, સફલ જન્મ સંસાર ॥ સો ભવીયાં૦ ॥ ૧૧ ॥ સૂલિકારોપણ તસ્કર કીધો, લોહ ખરો પ્રસિદ્ધ । તિહાં શેઠે નવકાર સુણાવ્યો, પામ્યો અમરની રિદ્ધ । શેઠને ઘર આવી વિઘ્ન નિવાર્યા, સુરે કરી મનોહાર ॥ સો ભવીયાં૦ ॥ ૧૨ ॥ પંચ પરમેષ્ટિ જ્ઞાનજ પંચહ, પંચ દાન ચારિત્ર । પંચ સજ્ઝાય મહાવ્રત પંચહ, પંચ સુમતિ સમકિત । પંચ પ્રમાદ વિષય તજો પંચ, પાલો પંચાચાર ॥ સો ભવીયાં૦ ॥ ૧૩ ॥

**કલશ.**

નિત્ય જપિએં નવકાર, સાર સંપતિ સુખ દાયક । સુદ્ધ

મંત્ર એ સાસ્વતો, એમ જંપે જગનાયક ॥ ૧ ॥ શ્રી અરિહંત સુસિદ્ધ, સુદ્ધ આચાર્ય ભણીજે । શ્રી ઉવજ્જાય ભાવેં સુસાધુ, પંચ પરમેષ્ટી થુણીજે ॥ ૨ ॥ નવકાર સાર સંસાર છે, કુશલલાભ વાચક કહે । એક ચિત્ત આરાધતાં, વિવિધ રિદ્ધિ વાંચ્છિત ફલ લહે ॥ ૩ ॥

## ઝુલણા છંદ.

રાગ (ચંગ રણુ રંગ મંગલ હુવા અતિ ઘણા.) પ્રભાતી.

પંચ પરમેષ્ઠિ નવકાર જપ જીવડા, જાપ સમ નહિં અવર પુન્ય કોઇ । ધ્યાન નવકાર મન નિશ્ચલ રાખતાં, તેહને મુક્તિનો માર્ગ હોઇ । તેહનો પંથ નહિં અવર કોઇ ॥ પંચ પરમેષ્ટિ૦ ॥ટેક૦॥ ૧ ॥ આદિ અનાદિ નિત્ય સિદ્ધનું સમરવું, જપત આયરિય ઉવજ્જાય સારો । સકલ મુનિ સમરતાં પુન્ય પોહોંચે બહુ, જીવ સુખીયો સદા હોય તારો । માન તું બોલ એ પુરૂષ માહારો ॥ પંચ૦ ॥ ૨ ॥ જપત અરિહંત જે હાથ માલા વિના, તેહને પુન્ય તે સબલ હોઇ । શંખ માલા ગ્રહી જાપ જિનનો કરે, સહસ ગણું ફલ તાસ જોઇ। કાંય આલસ કરો પુરૂષ કોઇ ॥ પંચ૦ ॥ ૩ ॥ વલીઅ વિદ્રૂમ ને રકત રતાંજલી, કરિય માલા કોઇ હાથ જાલે । સહસ ગણું ફલ તેહને ત્યાં હુવે, ફટક રત્ને દસ સહસ આલે । જશ ઘણો તેહનો જગમાંહે ચાલે ॥ પંચ૦ ॥૪॥ માલા મોતી તણી લાખ નવકાર ફલ, ચંદન માલા ફલ કોડી દેહિ । દશકોડી નવકાર ફલ હેમ માલા કહી, કમલ

બંધે કોડા કોડી લેહિ । વાત ધરજે મન માંહિ એહિ ॥ પંચ૦ ॥૫॥ નોકરવાલી જે ગુણે રૂદ્રાક્ષની, અસંખ્ય નોકાર ફલ તેહ આપે । અનંત નોકાર ફલ તેહ નર પામતા, પત્ર જીવાની જે હાથ થાપે । પાપના પડલ તે ત્યાં ન વ્યાપે ॥ પંચ૦ ॥૬॥ પૂરૂંજ ફલ તસ હોય જિનવર કહે, હાથ લેતાં જિકે સૂત્ર માલા । મુક્તિ નગરી તણો તેહ રાજા સહિ, પ્રથમ પામે રિદ્ધિ રમણી બાલા । તેહને ઘેર ગજ કોડી કાલા ॥ પંચ૦ ॥૭॥ આપ અંગુષ્ટ ઉપર લેઇ નિત્ય ગુણે, જેહ મુક્તિ તણો પુરૂષ અર્થી । તર્જની એહ ઉપચાર પણ ઉપરેં, મધ્યમાં આપતી ધન ધન ઘરથી । તેહ નવિ નીકલે આપ ઘરથી॥પંચ૦ ॥૮॥ જેહ અનામિકા ઉપર લેઇ ગુણે, તેહને ઘર નિત્ય શાંતિ થાય । કહીય કનિષ્ટિકા આકર્ષણ ઉપરેં, વસ્ત ગણનાર સાહામીજ ધ્યાય । શત્રુ આવી નમે તેહ પાય ॥પંચ૦ ॥૯॥ નર જે કોણ કહે પાતક તેહ દહે, સાગર સાત દુઃખ સોય જાય । આખું જે પદગણે પચાસ સાગર ભણે, દુઃખને પાપ તે દૂર થાય । દિવસ થોડા માંહે મુક્તિ જાય ॥ પંચ૦ ॥૧૦॥ પાંચશેં સાગર પાપ દુઃખ સહિ ગયું, શ્રી નવકાર મુખ પૂર્ણ ભાંખ્યો । અડશઠ અક્ષર પદ નવે ઉચ્ચરે, મુક્ત તરૂ ફલ રસ તેણે ચાખ્યો । જીવ ચિહું ગતિ તેણેં ભમત રાખ્યો ॥પંચ૦॥૧૧॥નવકરવાલિયેં જેહ નવ પદ જપે, તેહથી અધિક ફલ આનુપૂર્વી । તપહ છ માસ સંવત્સર કર્મ દહે, તેટલુ કર્મ ખપે કહત કવી । એહ જિન શાસને વાત કહવી ॥ પંચ૦ ॥ ૧૨ ॥ પાટલી ઉપર જેહ નવ પદ જપે, આનુ પૂર્વી થકી અ-

ધિક જાણો । અરિહંત બાર ગુણ આઠ તેમ સિદ્ધના, ગુણહ છત્રીશ આચારજ વખાણો । ગુણ પચ્ચવીશ ઉવજ્ઝાય જાણોં । ગુણ સત્યાવીશ મુનિના પ્રમાણો । એટલે એકશો આઠ જાણો । ભેદ મણિકા લહી માલ તાણો ॥ પંચ૦ ॥૧૩॥ નવકરવાલી આ દગ્ધ માટી તણી, લાકડું હાડ ને જેહ-પાણો । અલ્પ ફલ આપશે તેહ માલા ગુણી, ગુણત મૂરખ તજે તેહ જાણો । તેણે માની અરિહંત આણો ॥ પંચ૦ ॥૧૪॥ અંગુલિ અગ્રને મેર ઉલ્લંઘતાં, શૂન્ય ચિત્તે ફલ અલ્પ આપે । શબ્દથી મૌન ભલું મૌનથી મન ભલું, જાપ કરતો ભવ દોર કાપે । રૂષભ કહે જીવને મુક્તિ થાપો॥પંચ૦॥૧૫॥

## દોહરા.

જાપ જંપતો થાકતો, ધ્યાન ધરે તેણીવાર । ધ્યાન થકી થાકો જદા । જપે જાપ નવકાર ॥૧॥ બેહુ થકી થાકો જદા, સ્તોત્ર ગુણે તેણિવાર । પુજા કોડી સમુંવલી, ભાંખ્યું પુન્ય અપાર ॥૨॥ સ્તોત્ર કોડી સમ જપ કહયો, જાપ કોડિ સમ ધ્યાન । ધ્યાન કોડિ સમ લય કહયો, લહે નર કેવલ જ્ઞાન॥૩॥ ભરત હુઓ એમ કેવલી, આઠ પાટ પણ એમ । મરૂદેવા કેવલ લહિ, મુક્તિ પહોંચિ કેમ ॥૪॥ મત્સર મૂકી જિન જપે, ધરે ધ્યાન એક ઠાય । જો મતિ આવે નિર્મલી, તો જીવ મુક્તેં જાય ॥૪॥

## ચોપાઈ.

મુક્તિ તણો જે અર્થી હોય, નવપદ લય લગાવે સોય । પછે પુરૂષ પડિક્કમણું કરે, જોડી હાથ વૃત અંગે ધરે॥૧॥

## શ્રી પ્રતિક્રમણ લાભ સજ્જાય.



કર પડિકમણું ભાવશું, દોય ઘડી શુભ ધ્યાન । લાલરે ॥ પર ભવ જાતાં જીવને, સંબલ સાચો જાણ । લાલરે ॥ કર૦ ॥૧॥ શ્રી મુખ વીર એમ ઉચ્ચરે, શ્રેણીક રાય પ્રતે જાણ । લા૦ ॥ લાખ ખાંડી સોના તણી, દીએ દિન પ્રત્યેં દાન । લા૦ ॥ કર૦ ॥ ૨ ॥ લાખ વરસ લગેં તેહનો, એમ દીએ દ્રવ્ય અપાર । લા૦ ॥ એક સામાયાકને તોલે, નાવે તેહ લગાર । લા૦ ॥ કર૦ ॥ ૩ ॥ શ્રી સામાયક પ્રસાદથી, લહીયેં દેવ વિમાન । લા૦ ॥ ધરમસિંહમુનિ એમ ભણે, મુક્તિ તણો એ ધ્યાન । લા૦ ॥ કર૦ ॥ ૪ ॥

## અથ શ્રી શ્રાવકનો પ્રતિક્રમણ પ્રારંભઃ



પ્રથમ શ્રી દૈવસિક પ્રતિક્રમણ વિધિઃ

### શ્રી નવકાર પંચમંગલ રૂપ.

ણમો અરિહંતાણં, ણમો સિદ્ધાણં, ણમો આયરિઆણં, ણમો ઉવજ્ઝાયાણં, ણમો લોએ સવ્વ સાહૂણં, એસો પંચ ણમુક્કારો, સવ્વ પાવપ્પણાસણો, મંગલાણં ચ સવ્વેસીં, પઢમં હોઇ મંગલં ॥૧॥

### અથ શ્રીખમાસમણ.



ઈચ્છામિ ખમાસમણો, વંદિઉં જાવણિજ્જાએ, નિસ્સિહિઆએ, મત્થએણ વંદામિ.

ઇચ્છાકાર સુહરાઇ, સુહદેવસિ સુખતપ, શરીર નિરાબાધ, સુખસંયમ યાત્રા, નિર્વેહોછો જી? છે જી શાતા? (ગુરૂ કહે દેવગુરૂપસાયેં જી.) મથ્થએણ વંદામિ.

ઈચ્છાકારેણ સંદિસહ,ભગવન્! ઈરિઆવહિયં પડિક્કમું જી.

ઇરિઆવહિઆએ, વિરાહણાએ, ગમણા ગમણે, પાણ ક્કમણે, બીઅક્કમણે, હરિઅક્કમણે, ઓસા, ઉત્તિંગ, પણંગદગ, મટ્ટી, મક્કડા, સંતાણા સંકમણે, જે મેં જીવા વિરાહિઆ, એગિંદિઆ, બેઇંદિઆ, તેઈંદિઆ, ચઉરિંદિઆ, પંચિંદિઆ, અભિહયા, વત્તિઆ, લેસિઆ, સંઘાઈઆ, સંઘટ્ટિઆ, પરિઆવિઆ, કિલામિઆ, ઉદ્દવિઆ, ઠાણાઓઠાણં, સંકામિઆ, જીવિઆઓ વવરોવિઆ, તસ્સ મિચ્છામિ દુક્કડં.

તસ્સોત્તરીકરણેણં, પાયછિત્તકરણેણં, વિસોહીકરણેણં, વિસલ્લીકરણેણં, પાવાણં કમ્માણં, નિગ્ઘાયણઠાએ, ઠામિ કાઉસ્સગ્ગં.

અન્નથ્થઉસસિએણં, નીસસિએણં, ખાસિએણં, છીએણં, જંભાઇએણં, ઉડુએણં, વાયનિસગ્ગેણં, ભમલિએ, પિત્તમુચ્છાએ, સુહુમેહિં અંગસંચાલેહિં, સુહુમેહિં ખેલસંચાલેહિં, સુહુમેહિં દિઠિસંચાલેહિં, એવમાઇએહિં આગારેહિં, અભગ્ગો અવિરાહિઓ હુજ્જ મે કાઉસ્સગ્ગો. જાવ અરિહંતાણં, ભગવંતાણં, નમુક્કારેણં, ન પારેમિ, તાવકાયં, ઠાણેણં, મોણેણં, જ્જાણેણં, અપ્પાણં વોસિરામિ. (ઇહાં એક લોગસ્સનો મનમાં કાઉસ્સગ્ગ કરવું; પછી લોગસ્સ પ્રગટ કહેવો.)

## અથ શ્રી લોગસ્સ.



લોગસ્સ ઉજ્જોઅગરે, ધમ્મતિથ્થયરે જિણે; અરિહંતે કિત્તઇસ્સં, ચઉવીસંપિ કેવલી. ॥ ૧ ॥ ઉસભમજિયં ચ વંદે, સંભવ મભિણંદણં ચ સુમઇંચ; પઉમપ્પહં સુપાસં, જિણં ચ ચંદપ્પહં વંદે. ॥ ૨ ॥ સુવિહિં ચ પુપ્ફદંતં, સીઅલ સિજ્જંસવાસુપુજ્જં ચ; વિમલ મણંતં ચ જિણં, ધમ્મં સંતિં ચ વંદામિ. ॥ ૩ ॥ કુંથુંઅરં ચ મલ્લિં, વંદે મુણિસુવ્વયં નમિ જિણં ચ; વંદામિ રિઠનેમિં, પાસં તહ વદ્ધમાણં ચ. ॥ ૪ ॥ એવમએ અભિથ્થુઆ, વિહુઅ રયમલા પહીણ જર મરણા; ચઉવીસંપિ જિણવરા, તિથ્થયરા મેં પસીયંતુ. ॥ ૫ ॥ કિત્તિય વંદિય મહિયા, જે એ લોગસ્સ ઉત્તમા સિદ્ધા; આરોગ્ગ બોહિલાભં, સમાહિવરમુત્તમં દિંતુ. ॥ ૬ ॥ ચંદેસુ નિમ્મલયરા, આઇચ્ચેસુ અહિયં પયાસગરા; સાગર વર ગંભીરા, સિદ્ધા સિદ્ધિં મમ દિસંતુ. ॥ ૭ ॥

ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્ ! ગમણાગમણ આલોઊં જી.

મારગને વિષે, જાતાં આવતાં, પૃથ્વીકાય, અપ્પકાય, તેઉકાય, વાઉકાય, વનસ્પતિકાય, ત્રસકાય, નીલફુલ, માટી, પાણી, કણ, કપાશીઆ, ઓ આદિકતણો સંઘટ્ટ હુઓ હોએ, તે સવિ હું, મને, વચનેં, કાયાયેં કરી મિચ્છામિ દુક્કડં.

ઈચ્છાકારેણ સંદિસહ ભગવન્! સામાયિક ઠાવા ત્રણ નવકાર ગણું જી. (એમ કહી હેઠા બેશીને ત્રણ નવકાર ગણવા. પછી ઉભા થઈને)

ઈચ્છાકારેણ સંદિસહ ભગવન્! જીવરાશિ ખમાવું જી.

સાત લાખ પૃથ્વી કાય, સાત લાખ અપ્પ કાય, સાત લાખ તેઉ કાય, સાત લાખ વાઉ કાય, દશ લાખ પ્રત્યેક વનસ્પતિકાય, ચઉદ લાખ સાધારણ વનસ્પતિ કાય, બે લાખ બેઈંદ્રિ, બે લાખ તેઈંદ્રી, બેલાખ ચઉરીંદ્રી, ચાર લાખ દેવતા, ચાર લાખ નારકી, ચાર લાખ તિર્યંચ પંચેંદ્રિ, ચઉદ લાખ મનુષ્યના ભેદ, એવંકારે ચઉદ રાજ ચોરાશી લક્ષ જીવાયોનિમાંહે, મહારે જીવે જેકો કોઈ જીવ હણ્યો હોય, વિરાધ્યો હોય, તે સવિ, હું, મને, વચને, કાયાયેં કરિ મિચ્છામિ દુક્કડં.

ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્! અઢાર પાપ સ્થાનક આલોઊં જી.

પહિલે પ્રાણાતિપાત, બીજે મૃષાવાદ, ત્રીજે અદત્તાદાન, ચોથે મૈથુન, પાંચમે પરિગ્રહ, છઠે ક્રોધ, સાતમે માન, આઠમે માયા, નવમે લોભ, દશમે રાગ, ઇગ્યારમે દ્વેષ, બારમે કલહ, તેરમે અભ્યાખ્યાન, ચૌદમે ચાડી પન્નરમે રતિ અરતિ, શોલમે પરપરિવાદ, સત્તરમે માયા મૃષા, અઢારમે મિથ્યાત્વ શલ્ય. એ અઢારે પાપસ્થાનક મહારે જીવેં સેવ્યાં હોય, સેવરાવ્યાં હોય, સેવતા પ્રત્યેં અનુમોદ્યાં હોય, તે સવિ હું, મનેં, વચનેં, કાયાયેં કરી મિચ્છામિ દુક્કડં. (પછી ગુરૂ સ્થાપના

નિમિત્ત પંચેંદ્રીય કહીયેં, તે કહેછે.)

ઈચ્છાકારેણ સંદિસહ ભગવન્! ગુરૂ સ્થાપના કરૂં જી.

પંચિંદિય સંવરણો, તહ નવવિહ બંભચેર ગુત્તિધરો; ચઉવિહ કસાયમુક્કો, ઇય અઠારસગુણેહિ સંજુત્તો॥૧॥ પંચ મહવ્વયજુત્તો, પંચ વિહાયાર પાલણ સમથ્થો; પંચસમિઓ તિગુત્તો, છત્તીસ ગુણેહિં ગુરૂ મુજ્જ ॥૨॥ ઇતિ. ॥

(એ પ્રથમ ખમાસમણ. પછી ખમાસમણ પૂર્વક નીચેં બેશીને)

ઈચ્છાકારેણ સંદિસહ ભગવન્! દ્રવ્ય, ખેત્ર; કાલ, ભાવ, ધારૂં જી.

દ્રવ્ય થકી લૂગડાં, લત્તાં, ઘરેણાં, ગાંઠાં, પાથરણું, નોકરવાલી, ધાર્યા પ્રમાણે મોકલાં છે. ખેત્રથકી ઉપાશરાના બારણાના માહેલીકોરેં. કાલથકી સામાયક નીપજે ત્યાં સુધી. ભાવથકી યથા શક્તિયેં. રાગ દ્રેષેં રહિત, વ્રતી સંઘાતેં બોલવું. ગુર્વાદિક સંઘાતેં બોલવાનો આગાર છે. અવ્રતી સંઘાતે બોલવાના પચ્ચખાણ છે. એ રીતેં છ કોટીએં કરી સામાયિક કરૂં. સામાયિક વ્રત ઉચ્ચાર કરવા એક નવકારનો કાઉસ્સગ્ગ કરૂં જી. (એમ કહી ઉભા થઇને એક નવકાર ગણીયેં.)

ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્! સામાયિક વ્રત ઉચ્ચાર કરાવો જી.

અથ સામાયિકનું પચ્ચખાણ.

(ગુરૂ કહે) કરેમિ ભંતે સામઇયં, સાવજ્જ જોગં, પચ્ચ-

ખામિ, જાવ નિયમં પજ્જુવાસામિ, દુવિહં, તિવિહેણું, મ-
ણેણં, વાયાએ, કાએણં, ન કરેમિ, ન કારવેમિ, તસ્સ ભંતે
પડિક્કમામિ, નિંદામિ, ગરિહામિ, અપ્પાણં વોસિરામિ.

(એ બીજું ખમાસમણ. એ સામાયિક કરતાં ચારિત્રાચાર શુદ્ધ થાય. એટલે પહિલું સામાયિકાવશ્યક પૂરૂં થયું. પછી ઇચ્છામિ ખમાસમણપૂર્વક–ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્! બીજા આવશ્યક ભણી ઇરિઆ વહિયં પડિક્કમું જી–એમ કહી ઇરિઆવહિ પડિક્કમિ, પછી તસ્સોત્તરી કહેવી. પછી એક લોગસ્સનું કાઉસ્સગ્ગ કરી, લોગસ્સ પ્રગટ કહેવો. લોગસ્સ કહેતાં દર્શનાચાર નિર્મલ થાય. એ બીજું આવશ્યક અને ત્રીજું ખમાસમણ થયું. પછી ઇચ્છામિ ખમાસમણ પૂર્વક હેઠા બેશીને–ઇચ્છાકારેણ સંદિસહ ભગ-વન્! છેડાનું પડીલેહણ કરૂંજી–એમ કહી ઉત્તરાસંગના છેડાનું પડિલેહણ કરવું. પછી ઇચ્છામિ ખમાસમણ પૂર્વક.)

ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્! ત્રીજા આવશ્યક ભણી આવશ્યક વાંદણાં કરૂં જી.

ઇચ્છામિ ખમાસમણો, વંદિઉં જાવણિજ્જાએ, નિસ્સિ-હિઆએ, અણુજાણહ, મે મિઉગ્ગહં, નિસ્સિહિ, અહો, કાયં, કાયસંફાસં, ખમણિજ્જો, ભેકિલામો, અપ્પકિલંતાણં, બહુસુ ભેણંભે, દિવસો વઇક્કંતો, જત્તાભે, જવણિ, જંચંભે, ખામેમિ, ખમાસમણો, દેવસિયં, વઇક્કમં આવસ્સિયાએ, પડિક્કમામિ, ખમાસમણાણં, દેવસિઆએ, આસાયણાએ, તિત્તીસણયરાએ, જં કિંચિ મિચ્છાએ, મણદુક્કડાએ,

વયદુક્કડાએ, કાયદુક્કડાએ, ક્રોહાએ, માણાએ, માયાએ, લોભાએ, સવ્વકાલિયાએ, સવ્વ મિચ્છોવયારાએ, સવ્વધ-મ્માએ કમણાએ, આસાયણાએ, જોમે દેવસિઓ અઇઆરો કઓ, તસ્સ ખમાસમણો, પડિક્કમામિ, નિંદામિ, ગરિહામિ, અપ્પાણં વોસિરામિ. ( ઇમ ગુરુ સમીપેં વાંદણાં બેવાર દીજેં. ત્યાં બીજી વારને વાંદણે "આવસ્સિઆ" એ પદ ન કહેવું અને રાઇપડિક્કમણે, "રાઇઓવઇક્કંતો" કહેવું, પખ્ખીયેં "પખ્ખીઓવઇક્કંતો" કહેવું, "ચઉમાસિયેં" ચઉમાસિઓવઇક્કંતો "કહેવું, સંવત્સરિયેં "સંવચ્છરોવઇક્કંતો" કહેવું. એ વાંદણાં દેતાં જ્ઞાનાદિ ત્રણ નિર્મલ થાએ. એ ત્રીજું આ-વશ્યક અને ચોથું ખમાસમણ થયું. ઇહાં પોતાને મુખેં સંધ્યા હોય તો ચઉવિહાર અને સવાર હોય તો નવકારસી પ્રમુખનું પચ્ચખાણ મનને ભાવેં ધારે, તેથી તપાચાર નિર્મલ થાએ. પછી એક જણ ઉભો થઇને ઇચ્છામિ ખમા-સમણપૂર્વક )

ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્ ! ચોથા આવશ્યક ભણી અતિચાર આલોઉં જી.

## અથ લઘુ અતિચાર.



( પ્રથમ નવકાર કહીને. ) ઇચ્છં અરિહંતદેવ, સુસાધુ ગુરુ, જિનપ્રણીતધર્મ, ભાવતો સમકિત પ્રતિપાલું; દ્રવ્યતો લૌકિક લોકોત્તર દેવગત, ગુરુગત, પર્વગત, મિથ્યાત્વ વિષે જયણા કરૂં.॥ એ શ્રી સમકિત તણા પાંચ અતિચાર શોધું.॥

શંકા, કંખા, વિતિગિચ્છા, પરપાસંડીપરસંસા, પરપાસંડી સંથુઓ. ॥ એ પાંચ અતિચારમાંહે જિકો કોઇ અતિચાર હુઓ હોએ, તે સવિ હું, મને વચને કાયાએં કરિ મિચ્છામિ દુક્કડં. ॥

૧ બાર વ્રતમાંહે પહેલું પ્રાણાતિપાતવિરમણ વ્રત, સ્થૂલ બેંદ્રિયાદિક ત્રસ જીવ નિરપરાધ ઉપેત કરણ સંકલ્પી કરી હણવા નિયમ, આરંભેં જયણા.॥ એ પહિલા૦॥ બંધે,વહે, છવિચ્છેએ, અઇભારે, ભત્તપાણવોચ્છેએ.॥ એ પાંચ અતિચાર૦॥

૨ બીજું સ્થૂલમૃષાવાદવિરમણ વ્રત પંચ વિધ. કન્નાલીએ, ગોવાલીએ, ભૂમાલીએ, નાસાવહારે, કૂડ સખિજ્જે, એ પાંચ મોટકાં કૂડાં આપણને કાજેં, સ્વજનને કાજેં, ધર્મને કાજેં મૂકી, પર કાજેં કૂડું બોલવા નિયમ. સૂક્ષ્મ અલિક તણી જયણા કરું. ॥એ બીજા૦॥ સહસ્સાભખ્ખાણે, રહસ્સાભખ્ખાણે, સદારામંતભેએ, મોસોવએસે, કૂડલેહકરણે ॥ એ પાંચ૦ ॥

૩ ત્રીજું સ્થૂલ અદત્તાદાનવિરમણ વ્રત. સચિત્ત, અચિત્ત, રાજનિગ્રહ, કારીઉં. પીયારું અણદીધું લેવા નિયમ. સૂક્ષ્મ તૃણ, ઇંધણ, પથિપતિત વવહારનિયોગે, દાણ ચોરી જયણા. ॥એ ત્રીજા૦॥ તેનાહડે, તક્કરપ્પઓગે, વિરુદ્ધરજ્જાઇક્કમે, કૂડ તુલ્લકૂડમાણે, તપ્પડિરૂઅગવવહારે.॥એ પાંચ૦॥

૪ ચોથું શીલ વ્રત. યથા શક્તેં સ્વદારા સંતોષ, પરદારાવિવર્જના રૂપ. ॥ એ ચોથા૦ ॥ ઇત્તરપરિગહિયાગમણે, અપરપરિગહિયાગમણે, અનંગકીડા, પરવિવાહકરણે, કામભોગતિવ્વાભિલાસે. ॥ એ પાંચ અતિચાર ૦ ॥

૫ પાંચમું પરિગ્રહપરિમાણ વ્રત નવ વિધ. ખિત્ત, ઘર, હટ્ટ, વાડિય, કુવિય, ધણ, ધન્ન, હિરણ, સુવણ, અઇ પ-રિમાણ દુપ્પય, ચઉપ્પય મિય, નવવિહ પરિગ્ગહ વયંતો ॥ એ પાંચમા૦ ॥ ખિત્ત વસ્તુપ્પમાણાઇક્કમે, હિરણ સુવણ પ્પમાણાઇક્કમે, ધણધન્નપ્પમાણાઇક્કમે, દુપ્પયચઉપ્પયપ્પ-માણાઇક્કમે, કુવિયપ્પમાણાઇક્કમે. ॥ એ પાંચ૦ ॥

૬ છઠું દિશિ વ્રત ત્રિવિધેં જાણવું. ઉર્દ્ધદિસિવએ, અ-હોદિસિવએ, તિરિયદિસિવએ. ॥ એ છઠા૦ ॥ ઉર્દ્ધદિસિપ્પ-માણાઇક્કમે, અહોદિસિપ્પમાણાઇક્કમે, તિરિયદિસિપ્પમા-ણાઇક્કમે, ખિત્તવુડ્ઢિ, સયંતરદ્ધા ॥ એ પાંચ૦ ॥

૭ સાતમું ભોગોપભોગ વ્રત દ્વિવિધ. ભોજનતઃ કર્મત-શ્ચ. તત્ર ભોજનતઃ "સચ્ચિત્તદવ્વ વિગઈ, ઉવાણ તંબોલ ચીર કુસુમેસુ; વાહણ સયણ વિલેવણ, બંભ દિસિ ન્હાણ ભત્તેસુ. ॥ એ સાતમા૦ ॥ સચિત્ત આહારે, સચિત્ત પડિ-બદ્ધઆહારે, અપ્પોસહિભખણયા, દુપ્પોસહિભખણયા, તુચ્છોસહિભખણયા ॥ એ પાંચ અતિચાર૦ ॥

કર્મતો પન્નરે કર્માદાન. ઇંગાલ કમ્મે, વણ કમ્મે, સાડી કમ્મે, ભાડી કમ્મે, ફોડી કમ્મે, દંત વાણિજ્જે, લખ વા-ણિજ્જે, રસ વાણિજ્જે, વિસ વાણિજ્જે, કેસ વાણિજ્જે, જંતપીલણ કમ્મે, નિલ્લંછણ કમ્મે, દવગ્ગિદાવણયા, સર દહ તલાવ સોસણયા, અસઈ પોસણયા, એ પન્નર કર્માદાન સ્થૂલ નિયમ, સૂક્ષમ તણી જયણા. ॥ એ પન્નર૦ ॥

૮ આઠમું અનર્થદંડવિરમણ વ્રત. ચતુર્વિધ. અવઝાણાચરિએ, પ્પમાયાયરિએ, હિંસપ્પયાણે, પાવકમ્મોવએસે. ॥ ॥એ આઠમા૦॥ કંદપ્પે, કુક્કુઈએ, મુહરિએ, સંજુત્તાહિગરણે, ઉવભોગ પરિભોગ અઇરેગે. ॥ એ પાંચ૦ ॥

૯ નવમું સામાયિક વ્રત. સામાઇએ નામં, સાવજ્જજોગ પરિવજ્જણં, નિરવજ્જજોગ આસેવણંચ. ॥એ નવમા૦ ॥ મણ દુપ્પણિહાણે, વય દુપ્પણિ હાણે, કાય દુપ્પણિહાણે, સામાઇયસ્સ અકરણયા, સામાઈયસ્સ અણવુઠિઅસ્સ કરણયા ॥ એ પાંચ અતિચાર૦ ॥

૧૦ દશમું દેશાવગાશિક વ્રત. દિસિવયગહિયસ્સ, દિસાપરિમાણસ્સ, પઇદિણં પરિમાણકરણં. ॥ એ દશમા૦ ॥ આણવણપ્પઓગે, પેસવણપ્પઓગે, સદ્દાણુવાઇ, રૂવાણુવાઇ, બહિયા પુગ્ગલપખેવે ॥ એ પાંચ અતિચાર૦ ॥

૧૧ ઇગ્યારમું પૌષધ વ્રત, ચિહું ભેદે જાણવું. આહાર પોસહે, સરીર સક્કારપોસહે, બંભચેરપોસહે, અવ્વાવાર પોસહે. ॥ એ ઇગ્યારમા૦ ॥ અપ્પડિલેહિય દુપ્પડિલેહિય સિજ્જાસંથારે, અપ્પમજ્જિય દુપ્પમજ્જિય સિજ્જાસંથારે, અપ્પડિલેહિય દુપ્પડિલેહિય ઉચ્ચારપાસવણભૂમિ, અપ્પમજ્જિઅ દુપ્પમજ્જિઅ ઉચ્ચારપાસવણભૂમિ, પોસહોવવાસસ્સ, સમ્મં અણણુપાલણયા. ॥ એ પાંચ૦ ॥

૧૨ બારમું અતિથિસંવિભાગ વ્રત, અતિથિસંવિભાગોનામ નાયા ગયાણં, કપ્પણિજ્જાણં, અન્નપાણાણં, દવ્વાણં, દેસ, કાલ, સદ્ધાસક્કાર, કમ્મજ્જેએ, પરાઇભત્તિએ, આયાણુ-

ગ્ગહ બુદ્ધિએ સંજયાણું દાણું. ॥ એ બારમા૦ ॥ સચિત્ત નિખેવણયા, સચિત પિહણયા, કાલાઇક્કમ દાણે, પરોવએસે, મચ્છરયા. ॥ એ પાંચ અતિચાર૦ ॥

સંલેષણા તણા પાંચ અતિચાર શોધું. ઇહ લોગાસંસપ્પઓગે, પરલોગાસંસપ્પઓગે, જીવિઆસંસપ્પઓગે, મરણાસંસપ્પઓગે, કામભોગાસંસપ્પઓગે. ॥ એ પાંચ૦ ॥

એવંકારે શ્રી સમકિત મૂલ બાર વ્રત વિષે પંચ્યાશી અતિચારમાંહે જિકો કોઇ અતિચાર, અનાચાર, અતિક્રમ, વ્યતિક્રમ હુઓ હોય તથા જાણતે, અજાણતે, સૂક્ષ્મ, બાદર, કાનો, માત્ર, મિંડી, પદ, અક્ષર, ઓછો, આધેકો, હલવો, ભારી, આગલ, પાછલ, કહ્યો, કહેવાણો હોય, તે સવિ હું, મને, વચને, કાયાયેં કરી મિચ્છામિ દુક્કડં.

દેસાવગાસિઅં ઉવભોગં પરિભોગં, પચ્ચખામિ અન્નથ્થણા ભોગેણં, સહસ્સા ગારેણં, મહત્તરાગારેણં, સવ્વ સમાહિવત્તિયાગારેણં, વોસિરામિ.॥ઇતિ લઘુઅતિચારઃ સમાપ્તઃ॥

(એ પડિક્કમણનામે ચોથું આવશ્યક, એ પાંચમું ખમાસમણ. પછી ઇચ્છામિ ખમાસમણ પૂર્વક. હેઠા બેશીને.)

ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્! ચૈત્યવંદન કરૂં જી.

## અથ ચૈત્યવંદન.

---

ઇચ્છં જય જય મહાપ્રભુ, દેવાધિદેવ, સર્વજ્ઞ શ્રી વીતરાગ દેવ. મુહ દીઠું પરમેસર, સુંદર સોમ સહાવ, ભૂરી ભવંતર

સંચિઓ, નઠો સો સવિ પાવ. જે મેં પાપ કિયા બાલાપણે, અહવા અનાણે, અણ ભવંતર સો સો ખંડ, જયો પરમેસર, તુહ મુહ દીઠું સિરિ પાસ જિણેસર. પાસ પસી પસાઓ કરી, વિનતડી અવધાર; સંસારડો બીહામણો, સામી આવાગમણ નિવાર. હથ્થડા તે સુલખણા, જે જિનવર પૂજંત; એકે પુણે બાહિરા, પરઘર કામ કરંત. કવણે વાડી વાવીયા, કવણે ગૂંથ્યા ફૂલ; કવણે જિનવર ચઢાવિયા, ભાવ સરીસા મૂલ. વાડી વેલો મહોરીઓ, સોવન કૂંપલી એણ; પાસ જિણેસર પૂજિયેં, પંચેઅંગુલી એણ. દો ધોલા દો સામલા, દો રત્તોપલવન્ન; મરગય વન્ના દુન્નિ જિણ, સોલસ કંચન વન્ન. નિયનિયમાન કરાવિયા, ભરહેસ નયણાનંદ; તે મેં ભાવેં વંદિયા, એ ચોવીસે જિણંદ.

વસ્તુ. ॥ કમ્મ ભૂમી, કમ્મ ભૂમી, પઢમ સંઘયણિ, ઉક્કોસોસત્તરિસઓ; જિણવરાણ વિહરંત લબ્ભઇ, નવકોડી કેવલી; કોડીસહસ્સ નવ સાહુ ગમ્મઇ, સંપઇજિણવર વીસ મુણે; બિહું કોડી વરનાણ, સમણા કોડી સહસ્સ દુઅ, થુણસું નિચ્ચવિહાણ; જયો સામી જયો સામી, રિસહ સિરિ સત્તુંજ, ઉજ્જંત પહુ નેમિજિણ; જયો વીર સાચોરમંડણ. ભરુઅચ્છે મુણિ સુવ્વય, મહુર પાસ દુહદુરીય ખંડણ, અવર વિદેહે તિથ્થયરા, ચિહું દિસિ વિદિસિ જં કેવિ, તીમણાગયસંપયં, વંદુ જિણ સવ્વેવિ, સત્તાણવઇ સહસ્સા, લખા છપ્પન્ન અઠ કોડીઓ, પંચસયં ચઉત્તિસા, તિયલોએ ચેઇએ વંદે ॥ ઇતિ ચૈત્ય વંદન સમાપ્ત.

( ઇહાં ચાર સ્તવન અથવા અઠોતરી કહેવી. પછી ઉભા થઇને "ઉવસગ્ગહરં" કહેવું. )

### અથ ઉપસર્ગહર સ્તવન.



ઉવસગ્ગ હરં પાસં, પાસં વંદામિ કમ્મ ઘણ મુક્કં; વિસહર વિસ નિન્નાસં, મંગલ કલ્લાણ આવાસં. ॥ ૧ ॥ વિસહર ફુલિંગમંતં, કંઠે ધારેઇ જો સયા મણુઓ; તસ્સ ગહ રોગ મારી, દુઠ જરાજંતિ ઉવસામં. ॥ ૨ ॥ ચિઠઉ દૂરે મંતો, તુજ્જપ્પણામો વિ બહુફલો હોઇ; નરતિરિએસુ-વિ જીવા, પાવંતિ ન દુખદોહગ્ગં. ॥ ૩ ॥ તુહ સમ્મત્તે લદ્ધે, ચિંતામણિકપ્પ પાયવબ્ભહિએ; પાવંતિ અવિગ્ઘેણં, જીવા અયરામરં ઠાણં. ॥ ૪ ॥ઇઅ સંથુઓ મહાજસ, ભત્તિબ્ભર નિબ્ભરેણ હિયએણ; તા દેવદિજ્જબોહિં, ભવે ભવે પાસજિણચંદ. ॥૫॥ ( પછી બેશીને નમોથ્થુણં કહેવું.)

### અથ નમોથ્થુણં વા શક્ર સ્તવન.



નમોથ્થુણં, અરિહંતાણં, ભગવંતાણં, આઈગરાણં, તિથ્થયરાણં, સયં સંબુદ્ધાણં, પુરિસુત્તમાણં, પુરિસસીહાણં, પુરિસવરપુંડરીઆણં, પુરિસવરગંધહથ્થીણં, લોગુત્તમાણં, લોગ નાહાણં, લોગહિયાણં, લોગપઇવાણં, લોગ પજ્જોઅ ગરાણં, અભય દયાણં, ચખુદયાણં, મગ્ગદયાણં, સરણદ-

યાણં, બોહિદયાણં, ધમ્મ દયાણં, ધમ્મદેસિયાણં, ધમ્મ-નાયગાણં, ધમ્મસારહીણં, ધમ્મ વર ચાઉરંત ચક્કવટ્ટીણં, અપ્પડિહયવરનાણં, દંસણધરાણં, વિઉટ્ટ છઉમાણં, જિણા-ણં જાવયાણં, તિન્નાણં તારયાણં, બુદ્ધાણં બોહિયાણં, મુત્તા-ણં મોઅગાણં, સવ્વન્નુણં, સવ્વદંસિણં, સિવ મયલ મરૂઅ મણંત મખ્ખય મવ્વાબાહ મપુણરાવિત્તી સિદ્ધિગઈ નામધેયં, ઠાણંસંપત્તાણં નમો જિણાણં ॥ ઇતિ ॥

( એ છઠું ખમાસમણ.॥ પછી ઇચ્છામિ ખમાસમણપૂર્વક )

ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્! ગુરૂવંદના કરૂં જી.

## અથ ગુરૂવંદના.

અઢ્ઢાઇજ્જેસુ દીવ સમુદ્દેસુ, પનરસસુ કમ્મ ભૂમીસુ; જાવંતિ કેવિ સાહુ, રયહરણ ગુચ્છ પડિગ્ગહ ધારા ॥ ૧ ॥ પંચમહવ્વય ધારા, અઢાર સહસ્સ સીલંગ ધારા, અખ્ખો-હાયારચરિત્તા, તેસવ્વે સિરસા મણસા મથ્થએણ વંદામિ. ॥ ૨ ॥ પુજ્જ સિરિઅજ્જ રખ્ખિય, ગુરૂણોતપ્પટ્ટિ પુજ્જ જ-યસિંહા; સૂરિસિરિ ધમ્મઘોસા, મહિંદ સિંહા તઓ ગુરૂણો. ॥ ૩ ॥ તપ્પયસિરિસિંહપહા, તેસિં પઇઅજિય-સિંહ વરગુરૂણો; દેવિંદસિંહગુરૂણો, તપ્પય સિરધમ્મપહ-સૂરિ ॥ ૪ ॥ સિરિસિંહતિલયસૂરી, તપ્પઇ સિરિમં મહિં-દપહગુરૂણો, સિરિમેરૂતુંગગુરૂણો, તપ્પય જયકિત્તિ ગુરૂરા-ઓ. ॥ ૫ ॥ સિરિજયકેસરિસૂરી તપ્પઇ સિદ્ધંતસાયરોસુગુરૂ;

સિરિભાવસાયર ગુરૂ, તપ્પઇ સૂરિગુણનિહાણો ॥ ૬ ॥ સિરિધમ્મમુત્તિસૂરી, તપ્પઇ કલ્લાણસાયર મુણિંદો ; સિરિ-અમર સાયર ગુરૂ, કલ્લાણં કુણઉ સંઘસ્સ. ॥ ૭ ॥ તપ્પટ્ટિ પુવ્વ પુવ્વય, ભાણુ વિજ્જાય સાયર સૂરિ ; સિરિઉદય સાયર સૂરિ, તપ્પય ગુણમણિ રૂહાણં. ॥ ૮ ॥ શ્રી કીર્ત્તિ સાગર સૂરિ, શ્રી પુણ્ય સાગર સૂરિ, શ્રી રાજેંદ્રસાગર સૂરિ, શ્રી મુક્તિસાગર સૂરિયં વંદે, વહેરમાન શ્રી વિવેકસાગર સૂરિયં વદે. અચલ ગચ્છનાયકં વંદે, વિધિપક્ષગચ્છનાયકં વંદે. પહેલે પાટે સુધર્મા સ્વામી, બીજે પાટે જંબૂ સ્વામી, ત્રીજે પાટે પ્રભવો સ્વામી, ચોથે પાટે સિજ્જંભવસૂરિ, પાંચમે પાટે યસોભદ્રસૂરિ, છઠે પાટે સંભૂતિવિજય સૂરિ સાતમેં પાટે ભદ્રબાહુ સ્વામી, આઠમેં પાટે થૂલિભદ્રસ્વામી, એવા પાટાનૂ પાટ છેલા શ્રી દુપ્રસહનામા આચાર્ય થાશે, તેને મહારી એકશો ને આઠ વાર ત્રિકાલ વંદના હોજો. ॥ (એ સાતમું ખમાસમણ. પછી ઇચ્છામિ ખમાસમણપૂર્વક)

ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્ ! સિઝાય કહું સિઝાય સાંભલું જી. (અહીં નવકા કહીને સિઝાય કહેવી.)

## અથ સિઝાય.



અરિહંતા મંગલં મુજ્જ, અરિહંતા મુજ્જ દેવયા; અરિહંતા કિત્તિયં તાણં; વોસિરામિત્તિ પાવગં. ॥ ૧ ॥ સિદ્ધાય મંગલં મુઝ, સિદ્ધાય મુઝ દેવયા; સિદ્ધા કિત્તિયં તાણં, વોસિરામિત્તિ પાવગં. ॥ ૨ ॥ આયરિયા મંગલં

મુઝ, આયરિયા મુઝ દેવયા; આયરિયા કિત્તિયં તાણું, વોસિરામિત્તિ પાવગં. ॥ ૩ ॥ ઉવઝાયા મંગલં મુઝ, ઉવઝાયા મુઝ દેવયા; ઉવઝાયા કિત્તિયં તાણું, વોસિરામિત્તિ પાવગં. ॥ ૪ ॥ સાહુ મંગલં મુઝ, સાહુ મુઝ દેવયા; સાહુ કિત્તિયં તાણું, વોસિરામિત્તિ પાવગં. ॥ ૫ ॥ એ પંચે મંગલં મુઝ; એ પંચે મુઝ દેવયા, એ પંચે કિત્તિયં તાણું, વોસિરામિત્તિ પાવગં. ॥ ૬ ॥ એસો પંચ ણમુક્કારો, સવ્વ પાવપ્પણાસણો; મંગલાણું ચ સવ્વેસિં, પઢમં હોઇ મંગલં. ॥ ૭ ॥

( એ આઠમું ખમાસમણ. પછી ઇચ્છામિ ખમાસમણ પૂર્વક—ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્! પાંચમા આવશ્યક ભણી દૈવસિક પ્રાયશ્ચિત વિશોધનાર્થં કરેમિકાઉસ્સગ્ગં. અન્નત્થ૦ાઇત્યાદિક કહીને "ચંદેસુનિમ્મલયરા" સુધી ચાર લોગસ્સનું કાઉસ્સગ્ગ મનમાં કરવું. પછી "નમો અરિહંતાણં" એ એક પદ કહીને કાઉસ્સગ્ગ પાલીયેં. પછી પ્રગટ લોગસ્સ કહીયેં. એ નવમું ખમાસમણ. ફરી ઇચ્છામિ ખમાસમણપૂર્વક—ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્! અભિભવ કાઉસ્સગ્ગ ઠાઊં—ઇચ્છં અભિભવ અશેષ દુખ્ખય કમ્મખય નિમિત્તં કરેમિ કાઉસ્સગ્ગં અનત્થ૦ ॥ ઇત્યાદિક કહિને "સિદ્ધાસિદ્ધં મમદિસંતુ" પર્યંત પૂરે પૂરા એવા પાંચ લોગસ્સનું કાઉસ્સગ્ગ મનમાં કરવું. પછી "નમો અરિહંતાણં" એ એક પદ કહીને કાઉસ્સગ્ગ પાલવું, પછી પ્રગટ લોગસ્સ કહેવો. એ દશમું ખમાસમણ અને પાંચમું આવશ્યક થયું. એણે કરી પડિક્કમણામાં જે અશુદ્ધ આચાર રહ્યા

તે આચાર એ પાંચે લોગસ્સના કાઉસ્સગથી શુદ્ધ થાયછે. પછી ઇચ્છામિ ખમાસમણપૂર્વક—ઇચ્છાકારેંણ સંદિસહ ભગવન્! છઠા આવશ્યક ભણી પચ્ચખાણ વાંદણાં કરું જી— એમ કહી બે વાર વાંદણાં દીજે. પછી ગુરુમુખે પચ્ચખાણ કરવું. એ અગીઆરમું ખમાસમણ અને છઠું આવશ્યક પૂરું થયું. પછી ઇચ્છામિ ખમાસમણપૂર્વક હેઠા બેશીને—ઇચ્છા કારેણ સંદિસહ ભગવન્! સામાયિક પાલવા ત્રણ નવકાર ગણું જી—એમ કહી ત્રણ નવકાર મનમાં ગણવા. પછી “નમો અરિહંતાણં” એ એક પદ પ્રગટ કહીંને)

ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્! સામાયિક પાલવા ગાથા ભણું જી.

## અથ સામાયક પાલવાની ગાથા.



જં જં મણેણ બદ્ધં, જં જં વાયાય ભાસિયં પાવં, કાએણ વિ દુઠકયં, મિચ્છામિ દુક્કડં તસ્સ. ॥૧॥ સવ્વે જીવા કમ્મવસે, ચઉદહ રજ્જ ભમંત; તે મેં સવ્વ ખમાવિયા, મુઝવિ તેહ ખમંત. ॥ ૨ ॥ ખમી ખમાવી મેં ખમી, છવ્વિહ જીવ નિંકાય; સુદ્ધ મને આલોવતાં, મુઝ મન વેર ન થાય. ॥ ૩ ॥ દિવસે દિવસે લખ્ખં, દેઇ સુવ્વન્નસ્સ ખંડિયં એગો ॥ એગો પુણ સામાઇય, કરેઇ ન પહુપ્પએ તસ્સ. ॥ ૪ ॥ કુણે પમાએ બોલીઉં, હુઈ વિરુઇ બુદ્ધિ; જિણ સાસણ મેં બોલીઉં, મિચ્છા દુક્કડ સુદ્ધિ. ॥ ૫ ॥

સામાયિક વ્રત ફાસિઅં, પાલિઅં, પૂરિઅં તીરિઅં, કિત્તિઅં, આરાહિઅં, વિધેં લીધું, વિધેં કીધું, વિધેં પાલ્યું, વિધેં કરતાં કિસી અવિધિ, આશાતના હુઇ હોએ, તે સવિ હું, મન, વચન, કાયાયેં કરી મિચ્છામિ દુક્કડં. ॥૧॥ પાટી, પોથી કવલી, ઠવણી, નોકરવાલી, કાગલેં પગ લગાડયો હોય, ગુરૂને આસને બેસણે, ઉપકરણે પગ લગાડયો હોય, જ્ઞાનદ્રવ્યતણી આશાતના થઇ હોય. તે સવિ હું, મન, વચન, કાયાયેં કરી મિચ્છામિ દુક્કડં. અઢી દ્વીપને વિષે સાધુ, સાધ્વી, શ્રાવક, શ્રાવિકા, જે કોઇ પ્રભુ શ્રી વીતરાગ દેવની આજ્ઞા પાલે, પલાવે, ભણે, ભણાવે, અનુમોદે, તેહને મ્હારી ત્રિકાલ વંદના હોજો. શ્રીમંધર પ્રમુખ વીશ વહિરમાન જિનને મ્હારી ત્રિકાલ વંદના હોજો. અતીત ચોવીશી, અનાગત ચોવીશી, વર્ત્તમાન ચોવીશીને મ્હારી ત્રિકાલ વંદના હોજો. રૂષભાનન, ચંદ્રાનન, વર્દ્ધમાન, વારીષેણ, એ ચાર શાશ્વતા જિનને મ્હારી ત્રિકાલ વંદના હોજો. દશ મનના, દશ વચનના, બાર કાયાના, એ બત્રીશ દોષ માહેલો સામાયિક વ્રત માંહે જેકો કોઇ દોષ લાગો હોય, તે સવિ હું, મન, વચન, કાયાયેં કરી મિચ્છામિ દુક્કડં. સાચાની સદ્દહણા, જૂઠાના મિચ્છામિ દુક્કડં. (પછી ત્રણ નવકાર મનમાં ગણી ત્રણ ક્ષમાસમણ દેઇ જયણાપૂર્વક ઉઠવું. એ બારમું ખમાસમણ.)

## इति श्री दैवसिकप्रतिक्रमणविधिः समाप्तः

# અથ શ્રી રાઈ પ્રતિક્રમણ વિધિ:



પ્રથમ ત્રણ ખમાસમણ આપી ઇચ્છાકાર૦ ॥ કહીને ઇરિયાવહી૦ ॥ પડિક્કમિ પછી તસ્સોત્તરી૦ ॥ કહી એક લોગસ્સનું કાઉસ્સગ્ગ કરી પ્રગટલોગસ્સ કહી ગ-ગમણાગમણ આલોવવું એટલે માર્ગને વિષે જાતાં આવતાં૦ ॥ એ કહી પછી સામાયિક ઠાવા ત્રણ નવકાર ગુણીયેં. પછી જીવ રાશિ ખમાવી અઢાર પાપસ્થાનક આલોચી પછી ગુરુસ્થાપના નિમિત્ત પંચેંદ્રિય કહી દ્રવ્ય, ક્ષેત્ર, કાલ, ભાવ ધારવા. પછી સામાયિક ઉચ્ચાર કરવા, એક નવકાર ગુણી સામાયિક વ્રત ઉચ્ચાર કરીયેં. પછી ફરી બીજા આવશ્યક ભણી ઇરિયાવહી૦॥ તસ્સોત્તરી૦॥ કહી પછી એકલોગસ્સનું કાઉસ્સગ કરી લોગસ્સ પ્રગટ કહી પછી ત્રીજા આવશ્યક ભણી ઇચ્છં અભિભવ અશેષ દુખખય કમ્મખય નિમિત્ત લો-ગસ્સ પાંચનું કાઉસ્સગ્ગ કરવું. પછી લોગસ્સ એક પ્રગટ કહી પછી " કુસુમિણ દુસુમિણ ઉદ્દામિ નિમિત્તં કરેમિ કાઉસ્સ-ગ્ગં" એમ કહી લોગસ્સ ચારનું કાઉસ્સગ્ગ કરવું. પછી એક લોગસ્સ પ્રગટ કહી પછી ઉત્તરાસંગનો છેહડો પડિલેહી પછી ચોથા આવશ્યક ભણી બેવાર આવશ્યક વાંદણાં દેઇને પછી એક જણ ઉભો રહી પાંચમા આવશ્યક ભણી લઘુ અતિ-ચાર કહે. પછી ચૈત્યવંદન કહી ચાર સ્તવન કહેવા. પછી ઉવસગ્ગહરં, નમોથ્થુણં કહી ગુરુવંદના કહી સિજ્ઝાય કહીયેં. પછી છઠા આવશ્યક ભણી પચ્ચખાણ વાંદણાં બે-

વાર દેઇને ગુરુમુખેં પચ્ચખાણ કરીયેં. પછી સામાયિક પાલવા ત્રણ નવકાર ગણીયેં. પછી 'જંજંમણેણબદ્ધં' ઇત્યાદિક ગાથા કહી પ્રતિક્રમણ સમાપ્ત કરીયેં. ॥

**ઇતિ શ્રી રાઈ પ્રતિક્રમણવિધિઃ સમાપ્તઃ**

---

## અથ શ્રી પાક્ષિક પ્રતિક્રમણ વિધિઃ

પ્રથમ ત્રણ ખમાસમણ દેઇ ઇચ્છાકાર૦॥ કહી, ગમનાગમન નિમિત્તેં ઈરિયાવહી, તસ્સોત્તરી કહી એક લોગસ્સનું કાઉસ્સગ્ગ કરી પછી પ્રગટ લોગસ્સ કહી, ગમનાગમન આલોચી પછી સામાયિક ઠાવા ત્રણ નવકાર ગુણી જીવરાશિ ખમાવી અઢાર પાપસ્થાનક આલોવવાં; પછી ગુરુસ્થાપના નિમિત્ત પંચેંદ્રિય કહી દ્રવ્ય, ક્ષેત્ર, કાલ, ભાવ ધારવા. પછી સામાયિક વ્રત ઉચ્ચાર કરવા, એક નવકાર ગુણી સામાયિક વ્રત ઉચ્ચાર કરી પછી ફરી બીજા આવશ્યક ભણી ઇરિયાવહી, તસ્સોત્તરી કહી એક લોગસ્સનું કાઉસ્સગ્ગ કરી પછી પ્રગટ લોગસ્સ કહી છેહડો પડિલેહી પછી ત્રીજા આવશ્યક ભણી આવશ્યક વાંદણાં બે વાર દેવા. પછી એક જણ ઉભો રહી ચોથા આવશ્યક ભણી ઇચ્છામિ ખમાસમણ પૂર્વક--ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્! ગુરુ પર્વભણી પાંખી સવિશેષ અતિચાર આલોઉંજી.--એમ કહી પછી "નવકાર મંત્ર" કહીને મ્હોટા અતિચાર કહેવા. તે કહે છે.

## અથ શ્રી વૃહદતિચાર પ્રારંભઃ



ઇચ્છં શ્રાવકતણે ધર્મે શ્રી સમ્યક્ત્વ મૂલ બાર વ્રત ભણીયેં.॥ ઇચ્છં અરિહંત દેવ. સુસાધુગુરુ, જિનપ્રણીતધર્મ. ભાવતો સમકિત પ્રતિપાલું, દ્રવ્યતો, લૌકિક લોકોત્તર, દેવગત, ગુરુગત પર્વગત, મિથ્યાત્વ ચતુર્વિધ ભણીયેં. હરિ, હર બ્રહ્મા, સૂર્ય, ઇંદ્ર, ચંદ્ર, ગ્રહ, ગોત્રજ, ગણેશ, દિગ્પાલ, ખેત્રપાલ, સ્કંદ, કાપિલ, બુદ્ધ, હનુમંત, યક્ષ, રાક્ષસ, ભક્તિમુક્તિદાયક ભણી આરાધીયેં; તે લૌકિક દેવગત મિથ્યાત્વ. ચરક પારિવ્રાજક, કૌલ, કાપાલિક, દ્વિજ, તાપસ, સંસારતારક ભણી માનીયેં; તે લૌકિક ગુરુગત મિથ્યાત્વ. અપરપરિગૃહીત જિનબિંબ વૈરોટયા બ્રહ્મશાંતિ પ્રમુખ જૈનદેવ દેવી તણું જે દેવબુદ્ધે પૂજન; તે લોકોત્તર દેવગત મિથ્યાત્વ. પાસથ્થા, ઉસન્ના, કુશીલ, સંસક્ત, અહાછંદ, નિન્હવ, બોટિક, દ્રવ્ય લિંગીતણે વિષે જે ગુરુ બુદ્ધિ પૂજન; તે લોકોત્તર ગુરુગત મિથ્યાત્વ. એ ચતુર્વિધ મિથ્યાત્વ યથાશક્તેં પરિહરું. એ શ્રીસમકિતતણા પાંચ અતિચાર શોધું.

શંકા, કંખા, વિતિગિચ્છા, પરપાસંડિપરસંસા, પરપા સંડિસંથુઓ. શંકા—જીવાજીવાદિક નવ તત્વ માંહે એક તત્વતણો મન સંદેહ ધર્યો હોય, અથવા દેવગુરૂધર્મ સિદ્ધાંત તણો મન સંદેહ ધરયો હોય. કાંક્ષા—અપર ધર્મતણો અભિલાષ ધર્યો હોય, અથવા સર્વે ધર્મ સરખા

ક્ષોભ્યા હોય. વિતિગિચ્છા—ધર્મ તણા ફલપ્રત્યેં મન સં- દેહ ધર્યો હોય, અથવા મલમલિનગાત્ર તપોધન, તપોધના દેખી દુગંછા કીધી હોય. પરપાસંડિપરસંસા--પરદર્શની તણી અતિશય વિદ્યાખ્યાતિ દેખી પ્રશંસા કીધી હોય. પર- પાસંડિસંથુઓ—પરદર્શનીશું સંસ્તવ પરિચય, ઇષ્ટગોષ્ટ, અંત- રંગ પ્રીતિ, ભક્તિ દાન આલાપાદિક કીધાં કરાવ્યાં હોય, પરતીર્થે સ્વવશપણે ગયા હોઇયેં; સ્નાન, દાન, હોમ, મહોત્સવ કીધા કરાવ્યા હોય તથા સંક્રાંતિ, ગ્રહણસ્નાન દાનાદિક કર્મ સમાચર્યાં હોય, તથા હોલી, પડલી પૂજી હોય, પીંપલ, તુલસી પાણી ઘાલ્યાં હોય, નદી, કુંડ, પ્રમુખ લૌકિક તીર્થે ધર્મ બુદ્ધે સ્નાન કીધું હોય, આદિત્ય- વારેં, એકાદશી ભણી તપ કીધું હોય, લોકપ્રવાહેં દેવદેવી ભણી યાત્રા, ઊજાણી માની હોય, કન્યાહલ લીધું હોય, નીલ, તુલસી, પરણાવ્યાં હોય, શ્રાદ્ધ, સંવત્સરી જમ્યા હોય, આજાપડવે, બલેવ, ભાવ બીજ, અખાત્રીજ, વિણાય- ગચોથ, નાગપાંચમ, જીલણાછઠ, શીલ સાતમ, ધ્રુ આઠમ, માહીનોમ, અહવદશમી, વિજયાદશમી, ભીમએકાદશી, વચ્છબારસી, ધનતેરસી, શિવચતુર્દશી, પૈતૃકી અમાવાસ્યા, માહીપૂનિમ, તથા સંક્રાંતિ, ગ્રહણ, વ્યતિપાત, વૈધૃત પ્રમુખ લૌકિકપર્વ અને અષ્ટમી, ચતુર્દશી, પૂર્ણિમા, અમાવાસ્યા તથા પર્યૂષણાપર્વ તણી ત્રીજ, ચોથ, પાંચમ ટાલી અનેરે દિવસેં પર્વબુદ્ધે તપ કીધું હોય, અનેરું જે કાંઇ જિનવચન વિરાધ્યું હોય, અનેરા સમ્યક્ત્વવિષે પક્ષ દિવસમાંહે જિકો

કોઇ સૂક્ષ્મ બાદર અતિચાર હુઓ હોય, તે સવિહું, મન, વચન, કાયાયેં કરી મિચ્છામિ દુક્કડં. ॥

૧ બાર વ્રતમાંહેં પહેલું પ્રાણાતિપાતવિરમણ વ્રત, સ્થૂલ બેંદ્રિયાદિક ત્રસજીવ નિરપરાધ ઉપેતકરણ સંકલ્પી કરી હણવા નિયમ, આરંભેં જયણા ॥ એ પહેલા૦ ॥

બંધે, વહે, છવિચ્છેએ, અઇભારે, ભત્તપાણવોચ્છેએ. દ્વિપદ,ચતુષ્પદપ્રત્યેં નિબિડબંધ બાંધ્યા હોય. --રીસવશેં ઢોર, શ્વાન, માંજાર, દાસ,કુમાર, છોરૂ, વાછરૂ પ્રત્યેં ગાઢો પ્રહાર દીધો હોય. છવિચ્છેએ--કર્ણ કંબલાદિક તણો ચ્છેદ કીધો હોય, ચઉકડી, કુંડલી પડાવી હોય, બલીવર્દ નથાવ્યા હોય, અઇભારે—પોઠીયા, વહીત્રા, ઉંટ, બલદ, ખર, વેસરને અતિભાર આરોપ્યો હોય. ભત્ત પાણવો ચ્છેએ---કુટુંબનાયક હુંતે ભૂખ્યાં, તરશ્યાં, ગ્લાન, વૃદ્ધ, છોરૂ, વાછરૂતણી સાર સંભાલ કીધી ન હોય, લહેણે દેવે અજિમવો સોંહ દીધો હોય, લાંઘણ પાડી હોય, ખાલ વાલ્યા હોય, શલ્યાં ધાન દલાવ્યાં, ભરડાવ્યાં હોય, ગલણું વહેલું આપ્યું ન હોય, નીલ ફૂલની જયણા કીધી ન હોય, ધાબા માંડયા હોય, કોઉધાતી હોય, પૂંજે આગ દીધી હોય, વરાસેં દીવો ઉઘાડો મૂકયો હોય, વાશી ગારેં લીંપણું કીધું કરાવ્યું હોય, વરસાતેં ખાત્ર ચલાવ્યાં હોય, તડકે માંકડ પખોડયા હોય, રાત્રે સ્નાન, અંઘોલ કીધું હોય, આખું ફોફલ દાંતેં ભાંગ્યું હોય, ઘરના માણસને જયણાવિષે શીખામણ દીધી ન હોય, અનેરૂં એ પહેલા પ્રાણાતિપાત વિરમણ૦ ॥

૨ બીજું સ્થૂલ મૃષાવાદવિરમણવ્રત પંચવિધ. કન્નાલીએ, ગોવાલીએ, ભૂમાલીએ, નાસાવહારે, કૂડસખિજ્જે, એ પાંચ મોટકાં કૂડાં આપણને કાજે, સ્વજનને કાજે, ધર્મને કાજે મૂકી પરકાજે કૂડું બોલવા નિયમ, સુક્ષ્મ અલિક તણી જયણા ॥ એ બીજા સ્થૂલમૃષાવાદવિરમણવ્રતતણા પાંચ૦ ॥

સહસ્સાભખાણે, રહસ્સાભખાણે, સદારામંતભેએ, મોસોવએસે, કૂડલેહકરણે. સહસાત્કારેં—હરતે, ફીરતે, કુણહપ્રત્યેં કૂડું આલ દીધું હોય, એ અમુકાતણું કામ અમુકેજ કીધું, ઇસ્યું ભણ્યું હોય. રહસ્સાભખાણે—બે જણા એકાંત મંત્ર મંત્રતા દેખી, મેં જાણ્યું તુમે અમુકું અમુકું રાજવિરુદ્ધ આલોચોછો, ઇસ્યું બોલ્યું હોય. સ્વકીય કલત્ર—મિત્ર તણો મંત્ર અનેરા આગલેં પ્રકાશ્યો હોય. મૃષા—કૂડો સિદ્ધાંત તણો ઉપદેશ પર પ્રત્યેં દીધો હોય અથવા અનેરા પાસેં કૂડું બોલાવ્યું હોય. કૂડા લેખ લખાવ્યા હોય, મશીભેદ કીધો હોય, કૂડી હુંડી, કૂડી મુદ્રા, સંચારી હોય, તથા કુણહશું કૂડો ઝગડો માંડયો હોય, હું જાણુંછું તુજને નિધાન લાધું છે, તુજકને અમુકા આમુકા તણું દ્રવ્ય રહ્યું છે; ઇસ્યું બોલ્યું હોય. અનેરું એ બીજા સ્થૂલમૃષાવાદવિરમણવ્રતવિષે૦ ॥

૩ ત્રીજું સ્થૂલ અદત્તાદાન વિરમણવ્રત. સચિત્ત, અચિત્ત, રાજનિગ્રહ કારીઉં, પિયારું, અણદીધું લેવા નિયમ સૂક્ષ્મ તૃણ, ઇંધણ, પથિપતિત વવહારનિઓગે, દાણચોરી જયણા ॥ એ ત્રીજા સ્થૂલ અદત્તાદાન વિરમણવ્રતતણા૦ ॥

તેનાહડે, તક્કરપ્પઓગે, વિરુદ્ધરજ્જાઇક્કમ્મે, કૂડતુલ્લકૂડ-માણે, તપ્પડિરૂવગવવહારે, તેનાહડે—જાણી કરી ચોરાઇ વસ્તુ લીધી હોય. તસ્કર પ્રયોગ—ચોરને સંબલ આપ્યું હોય, પગરહણ દીધું હોય, આગલ થઇ ચોરાઇ વસ્તુ વેચી વેચાવીં હોય. વિરુદ્ધ રજ્જાઇક્કમે—વિરુદ્ધ રાજય જઇ વ્યવ-સાય કીધો હોય. કૂડતુલ્લકૂડમાણે—કૂડાં તોલાં, કૂંડાં માપાં, કીધાં હોય, અનેરે દીધું અનેરે લીધું હોય, લહક ત્રહક કીધું હોય, કાટલાંકૂડાં કીધાં હોય, ઉસિસી દીધી હોય. તત્પ્રતિરૂપક વ્યવહારે—સફરી વસ્તુ માંહેનિફરીવસ્તુ ઘાલી સફરીને મૂલ્યેં વેચી હોય. ઘી, તેલ, સાહિલી, કઉચી, ભેલસંભેલ કીધાં હોય. નવી વાનકી દેખાડી જૂની વસ્તુ આપી હોય, તથા કૂડો કરહો કાઢયો હોય, વંચદ્રોહ, વિશ્વાસઘાત કીધો હોય, લેખે કોઇ વરાંશ્યું હોય, કૂડી મુદ્રા સંચારી હોય, સિસીસીજવાર, ફલ્યા ચણ્યા ઉપાડયા હોય, કુણહનું દ્રવ્ય, વ્યવસાય કરતાં આપણનાકને રહ્યું હોય, નાણાપાલટો કીધો હોય. અનેરું એ ત્રીજા સ્થૂલ૦ ॥

૪ ચોથું શીલવ્રત યથાશકતેં સ્વદારાસંતોષ પરદારા વિવર્જનારૂપ.॥ એ ચોથા શીલ વ્રતતણા પાંચ અતિચાર શોધું.॥

ઇત્તરપરિગ્ગહિયાગમણે, અપરપરિગ્ગહિયાગમણે, અનં-ગકીડા, પરવિવાહકરણે, કામભોગતિવ્વાભિલાસે. ઇત્તર—થો-ડે કાલેં દ્રવ્યાદિક પરિગ્રહીત પરસ્ત્રીતણું ગમન કીધું હોય. અપરપરિગ્રહીત--વિધવા કુમારિકાતણું ગમન કીધું હોય. અનંગકીડા—અત્યાસક્તેં સ્વદેહ પરદેહ કામ કુચેષ્ટા

કીધી હોય. પીયારા વિવાહના જોડાવાડા કીધા હોય. કામ ભોગતણેવિષે રાત્રિ, દિવસ, તચ્ચિત થઇ તીવ્રાભિલાષ ધર્યો હોય, પર્વતિથિયેં વિસ્મૃત લગે શીલભંગ હુઓ હોય, પરસ્ત્રીશું અશ્લીલવચન હાસ્ય કીધાં હોય, સ્ત્રીતણા અવયવ ભણી સરાગદૃષ્ઠિ ઘાલી હોય, વેશ્યા, વાહિગ દર્શનીભણી દુષ્ટમનસા કીધી હોય, સ્વપ્નાંતરેં શીલભંગ હુઓ હોય, અનેરૂં એ ચોથા શીલ વ્રત વિષે પક્ષ દિવસ માંહે જિકો કોઈ૦ ॥

૫ પાંચમું પરિગ્રહપરિમાણવ્રતનવવિધ. ખિત્ત, ઘર, હટ્ટ, વાડિય, કુવિય, ધણ,ધન્ન,હિરણ,સુવણ, એય પરિમાણં દુપ્પ-ય ચઉપ્પયમિય, નવવિહપરિગ્ગહ વયંતુ ॥ એ પાંચમા૦ ॥

ખિત્તવથ્થુપ્પમાણાઇક્કમે, હિરણસુવણપ્પમાણાઇક્કમે, ધ-ણધન્નપ્પમાણાઇક્કમે, દુપ્પય ચઉપ્પય પ્પમાણાઇક્કમે, કુ-વિયપ્પમાણાઇક્કમે. ક્ષેત્ર, વાસ્તુ, હિરણ, સુવણ, ધન, ધાન્ય, દ્વિપદ,ચતુષ્પદ, રાછ પીછતણો પ્રમાણાતિક્રમ કીધો હોય અથલા પરિગ્રહતણે કારણે મોટા આરંભ કઠમર્દ માંડયા હોય, આહટ્ટ, દોહટ્ટ, ધરયો હોય, આપણો પરિગ્રહ પુત્ર પૌત્રાદિકતણો કરી આપણે કાજે અણાંવ્યો હોય, પરિગ્રહ પ્રમાણ લીધું ન હોય, લેઇને પઢિઉં ન હોય, પઢીને વીસા-રયું હોય, વીસારીને સંભારયું ન હોય. અનેરું એ પાંચમા૦॥

૬ છઠું દિશિવ્રત, ત્રિવિધેં જાણવું. ઉડ્ઢૃદિસિવએ, અહોદિસિવએ, તિરિયદિસિવએ. એ છઠા દિશિવ્રત તણા૦॥

ઉડ્ઢૃદિસિપ્પમાણાઇક્કમે, અહોદિસિપ્પમાણાઇક્કમે, તિ-રિયદિસિપ્પમાણાઇક્કમે, ખિત્તવુડ્ઢી, સયંતરદ્ધા. ઉર્ધ્વદિશિ, અ-

ધોદિશિ, તિર્યગ્દિશિ--વિસ્મૃત કરી સહસાત્કારેં ગમનપ્રમાણતણો અતિક્રમ કીધો હોય. ક્ષેત્રવૃદ્ધિ--એક પખા ભૂમિકા ઓછી કરી બીજી પખા વધારી હોય, સ્મૃતિ અંતર્દ્ધાન—દિશિવ્રતતણું પ્રમાણ કરી વીસારયું હોય, વડ સફર કીધો હોય, લોભલગેં અતિ વિષમ પંથ વાહ્યા હોય. અનેરું એ છઠા દિશિવ્રન વિષે પક્ષ દિવસ માંહે૦॥

૭ સાતમું ભોગોપભોગવ્રત દ્વિવિધ. ભોજનતઃ કર્મતશ્ચ; તત્ર ભોજનતઃ—ઇણે વ્રતેં "પંચુબરિ મહવિગઇ, હિમ વિસ કર ગેય સવ્વમટ્ટીય; રાઈભોયણગંચિય, બહુબીય અણંત સંધાણં. ॥ ૧ ॥ ઘોલવડા વાયંગણ, અમુણિયનામાણિ ફુલ્લફલયાણી; તુચ્છફલં ચલિયરસં, વજ્જય ભુજ્જાઇં બાવીસં. ॥ ૨ ॥ (એ બાવીશ અભક્ષ્ય) ॥ સવ્વાઓ કંદજાઈ, સૂરણ કંદોય વજ્જકંદોય; અદ્દ હલિદ્દા ય તહા, અદ્દં તહ અલ્લકચ્ચૂરો. ॥ ૧ ॥ સત્તાવરી વિરાલી, કુઆરિ તહ થોહરી ગલોઈય; લ્હસણ વંસ કરિલ્લા, ગજ્જર તહ લૂણઓ લોઢો. ॥ ૨ ॥ ગિરિકણ્ણિ કિસલપત્તા, ખીરસૂયા થેગ અલ્લમુથ્થાય; તહ લોણરુખછલ્લી, ખિલ્લહડા અમયવલ્લીય. ॥ ૩ ॥ મૂલા તહ ભૂમિરુહા, વિરુહાઇ ઢક્ક વથ્થુલો પઢમો; સૂઅરવલ્લોય તહા, પલ્લંકો કોમલં બિલિયા. ॥ ૪ ॥ આલૂ તહપિંડાલૂ, બત્તીસં જાણિઊણણંતાઇં ॥ એયાઇં બુદ્ધિમયા, પરિહરિયવ્વાપયત્તેણં. ॥ ૫ ॥" એ બત્રીશ અનંત કાય યથાશક્તેં રોગ દુર્ભિક્ષાદિક મૂકી પરિહરું. ॥ એ સાતમા૦ ॥

સચિત્તઆહારે, સચિત્તપડિબદ્ધાહારે, અપ્પો સહિભખ--

ણુયા, દુપ્પોસહિભખણુયા, તુચ્છોસહિભખણુયા. સચિત્ત તણો નિયમ લીધે અજાણતાં અધિકું સચિત્ત લીધું હોય. સચ્ચિત્ત પ્રતિબદ્ધરાયણ મુહધાલી નિકાલી હોય, વૃક્ષતણો ગૂંદ ઉખેડી તત્કાલ અચિત બુધ્ધે આહાર્‌યો હોય. અપ્પો-ષધિ—પોલીમાંહેલો કણ ભખ્યો હોય. દુપ્પોષધિ—ઓલા, પોંહોંક, અચ્ચિત બુદ્ધે આહાર્‌યા હોય. તુચ્છોષધિ—કુલી આંબલી, કુઅલાં વાધરડાં, મોહરી કુંપલી, સૂક્ષ્મ કેરી તણું ભક્ષણ કીધું હોય અનેરાત્રે ભોજન કીધું હોય, લગભગવેલાયેં જિમ્યા હોઇયેં, જિમવા અંધારે બેઠા હોઇયેં, ગુલલે પાણી પીધું હોય "સચ્ચિત્ત દવ્વ વિગઇ" એ ચોદ નિયમ, દિવસગત, રાત્રિગત ચિંતવ્યા ન હોય, વર્ષાકાલેં જુનું ટોપરૂં ખારેક, ખજૂર, આહાર્‌યાં હોય. આમણબોર, જાંબુ, પીલૂ, આખી વાલ્હોલી લીધી હોય, પહોંક સ્વહસ્તેં કીધા હોય, કાચૂં લૂણ, વાશી વડાં, વાશી પોલી, શોલ પહોર ઉપરાંત દહીં વાવરયું હોય, સંસક્ત ફૂલ, ફલ, ઉપજીવ્યાં હોય, અણગલ પાણી પીધું હોય. અનેરૂં એ સાતમાં૦ ॥

કર્મતો તલાર ગુપ્તપાલ પ્રમુખ ખરકર્મ અને આજિવિકા અર્થે કુવ્યવસાય પરિહરૂં ॥ એ કર્મ વ્રતતણા પંદર અતિચાર શોધું.

ઇંગાલકમ્મે, વણકમ્મે, સાડીકમ્મે, ભાડીકમ્મે, ફોડીકમ્મે, દંતવાણિજ્જે, લખવાણિજ્જે, રસવાણિજ્જે, વિસવાણુજ્જે, કેસવાણિજ્જે, જંતપીલણકમ્મે, નિલ્લંછણકમ્મે, દવ્વગ્ગિદાવણુયા, સરદહ તલાવ સોસણુયા, અસઇ પોસણુયા.

૧ ઇંગાલકમ્મેં—લાભાર્થે રાંગણ, લીહાલા, સોનારા, કંસારા, ઠંઠારા, ભાડભુંજા, ઇટવાહ, નીમાહ, ધાતુધમનાદિક અગ્નિકર્મ કીધાં હોય.

૨ વણકમ્મેં—કણ, કપાશીયા, ફૂલ, ફલ, પાનતણો વિક્રય કીધો હોય, દલાવણું, લોઢાવણું, મંડાવ્યું હોય, વાંસ, વલી, કાઠ વઢાવ્યા ફડાવ્યા હોય.

૩ શકટકમ્મેં—ગાડાવાહિની ધરી, ઊધી, પઈ તણો વિક્રય કીધો હોય.

૪ ભાટકકમ્મેં—પોઠીયા, વહીત્રા, ઉંટ, બલદ, ખર, વેસરતણું ભાડું કીધું હોય.

૫ ફોટિકકમ્મેં—આજીવિકાર્થે ખાણ, પાખાણ, માટી, મુરડ, ખણાવ્યા હોય, કરસણ કીધું હોય.

૬ દંતવાણિજ્જે—આગર જઇ ગજદંત, ચમર, કસ્તુરી, નખ, રોમ, ચર્મ લીધાં હોય.

૭ લખવાણિજ્જે—લાખ, ગલી, મણસિલ, ધાઉડી, મહુડાં, સાજી, તૂરી, સાકરોડ, ભાંગ, સાબૂ, કંદાદિક વહોરયાં હોય.

૮ રસવાણિજ્જે—રસ, મદ્ય, મદ્યાંગ, મધુ, માખણ, વેશડ તણો વિક્રય કીધો હોય.

૯ વિસવાણિજ્જે—વિષ, હલ, હથિયાર, લોહ, યંત્ર, હરિયાલ, કાંકશી પ્રમુખ જીવઘાતક વસ્તુ વેચી, વેચાવી હોય.

૧૦ કેશવાણિજ્જે—દ્વિપદ, ચતુશ્પદતણો વિક્રય કીધો હોય.

૧૧ યંત્રપીંલણકમ્મે—અરહટ્ટ, પાવટ્ટ, કોલ્હું, લોઢણ, ઊખલ, મુશલ, ઘંટી ઘાણી, વાહ્યાં હોય.

૧૨ નિલ્લંછણકમ્મે—દ્વિપદ, ચતુષ્પદ પ્રતેં આંક, ડાંભ, પાછણાં, કર્ણ, કંબલ, મુષ્કચ્છેદ, પૃષ્ટિગાલન, નાસાવેધાદિક કીધાં કરાવ્યાં હોય.

૧૩ દવગ્ગિદાવણયા—ખડ અન્નતણી ઘણી નિષ્પત્તિ ભણી દવ દીધા, દેવરાવ્યા હોય.

૧૪ સરદહતલાવસોસણયા—સર સોષાવ્યાં હોય; ખિલ્લ ખેડાવ્યા હોય; કયારા ગહરાવ્યાં હોય; દ્રહ, તલાવ ફોડાવ્યાં હોય.

૧૫ અસતીપોષણ—શ્વાન, બિલાડ, શૂડા, સાલહી, મોર, કુર્કુટ, દુરાચાર, દાસ, દાસરુ, પોષ્યા હોય. અનેરાં બહુ પાપ વ્યાપાર, વ્યવસાય કીધા હોય. એ પન્નરે કર્મ્મદાન વિષે સ્થૂલ નિયમ સૂક્ષ્મતણી જયણા. એ પન્નર અતિ ચાર૦॥

૮ આઠમું અનર્થદંડવિરમણવ્રત ચતુર્વિધ. અવઝ્ઝાણાચરિએ, પમાયાયરિએ, હિંસપ્પયાણે, પાવકમ્મોવએસે.

(૧) આર્ત્તધ્યાન, રૌદ્રધ્યાન, અંતરમુહૂર્ત્ત ઉપહરં ધરયું હોય અને વયર, કલહ, વાદ, વેઢિ, અબોલા, રૂશણુ, સરાપ, ગાલ, કર્કશ વચનતણું ધ્યાન; તે અપધ્યાનાચરિત.

(૨) જીલણું, છાંટણું, હીંચવું દ્યુત, હોડ, વાદ, વિકથાદિક હાસ્યરસ, પુણ્યપ્રભાવનાંગ ટાલી નાટક, ગીત, ફાગ, ચાચર, ખેલ વાડી વેશ કરાવવા અને મલ્લ, મહિષ, શ્વાન, કુર્કુટ ઝૂઝાડવા; રોગ, શ્રમ, મૂકી સર્વ રાત્રે સૂઇવું; આલેં ફૂલ, ફલ, પાન તણું તોડવું; દેહરે, પોશાલે તાંબુલાદિક દશ આશાતના તણું કરવું; તે પ્રમાદા ચરિત.

(૩) દાક્ષિણ્યપાખેં કોશિ, કોદાલો, પાવડા, ધનુષ, ખડ્ગ,

આગ આપીયેં; તે હિંસપ્રદાન.

(૪) ઘોડા કલ્હોડા સમરાવ; ખેત્ર ખેડ; ગાડું વાહ; હાટ માંડ; ઇસ્યું જે બોલીયેં, તે પાપોપદેશ કહીયેં.

એ અનર્થદંડ ચતુર્વિધ જે પરિહરીંયેં, તે આઠમા અનર્થદંડ વિરમણવ્રતતણા પાંચ અતિચાર શોધું.

કંદપ્પે, કુકુઈએ, મોહરિએ, સંજુત્તાઅહિગરણે, ઉવભોગપરિભોગઅઇરેગે. કદર્પલગેં—સવિકાર વચન બોલ્યાં હોય. કૌકુચ્ય—ભાંડચેષ્ટા, મુખ, નયનવિકાર કરી લોક હસાવ્યા હોય. મૌખર્ય—વાચાલપણે પીયારી, તાંતી, રાઢિ, મર્મ, મોસો બોલ્યો હોય. સંયુક્તાધિકરણ—ઉખલ, મુશલ, ઘંટી, ઘાણી, નિસાહ; લોઢું, ધનુષ, બાણ, જોત્ર, પરાણો, મેલી, મેહલ્યાં હોય. સ્નાને, ભોજને, પહેરવે, ઓઢવે, અત્યાસક્તિ કીધી હોય તથા રાત્રેં માથું ગૂંથ્યુ ગૂંથાવ્યું હોય; લીપણું કરયું કરાવ્યું હોય. નિકર્કશવચન—અસત્ય વચન બોલ્યાં હોય ॥ અનેરૂં એ આઠમા અનર્થદંડવિરમણવ્રતવિષે પક્ષદિવસ૦ ॥

૯ નવમું સામાયિકવ્રત. સમો રાગ દ્વેષ રહિત ભાવ કીજે, તે સામાયિક કહીયેં. એ નવમા સામાયિકવ્રતતણા૦ ॥

મણદુપ્પણિહાણે, વયદુપ્પણિહાણે, કાયદુપ્પણિહાણે, સામાઇયસ્સઅકરણયા, સામાઇયસ્સઅણવુઠિયસ્સકરણયા. સામાયિક કીધે આર્ત્તધ્યાન, રૌદ્રધ્યાન, આહટ્ટ, દોહટ્ટ, ચિંતવી મનદુ:પ્રણિધાન કીધું હોય; વચનેં કરી જા, આવ, લે, દ્યે, આણ, મૂક, ઇસ્યું સાવદ્ય વચન બોલ્યું હોય; ઉગાડે મુખેં વાત કીધી હોય; કાયાયેં કરી, પડિલેહ્યા પ્રમાર્જ્યા

પાંખે ખમાસમણ, વાંદણાં દીધાં હોય; હાથ, પગ, આસણ હલાવ્યાં હોય; છતી વેલાયેં સામાયિક કીધું ન હોય; અનવસ્થિત સામાયિક કરતાં, વેલા, અવેલા, જોઇ ન હોય; બે ઘડી પૂગી પાંખે પારયું હોય; કરીને અરહું પરહુ પરિભ્રમણ કીધું હોય; કણ, કપાશીયા, ફુલ, ફલ, માટી, પાણી, સ્ત્રી તણો સંઘટ્ટ હૂઓ હોય; નિદ્રા વિકથાદિક પ્રમાદ કીધા હોય; સચિત્તને સંઘટ્ટે ઇરિયાવહિ પડિક્કમી ન હોય. અનેરું એ નવમા સામાયિકવ્રતવિષે પક્ષદિવસ૦॥

૧૦ દશમું દેશાવગાશિકવ્રત. છઠે દિશિવતેં જેદિશિ તણું પ્રમાણ કીધું હોય, તે પ્રતિદિવસેં સંકોડીયેં; અનેરા એ સર્વ વ્રત તણા નિયમ સંક્ષેપિયેં. તે દેશાવગાશિકવ્રત કહીયેં. એ દશમાં દેશાવગાશિક વૃત્ત તણા પાંચઅતિચાર શોધું૦॥

આણવણપ્પઓગે, પેસવણપ્પઓગે, સદ્દાણુવાઈ, રૂવાણુવાઈ, બહિયાપુગ્ગલપખેવે. દેશાવગાશિકકીધે નિયમી ભૂમિકા બાહેર હુંતિ જિણપાહેં વસ્તુ અણાવી હોય અથવા કોઇ પાહેં વસ્તુ મોકલી હોય; સાદ કરી, ખાંસી હુકારો કરી; ગાઢે ગુણે રૂપ દેખાડી, કાંકરી નાખી, આપણ પુંછતું જણાવ્યું હોય. અનેરું એ દશમા દેશાવગાશિકવ્રતવિષે પક્ષદિવસ૦ ॥

૧૧ ઇગ્યારસું પૌષધવ્રત ચૌભેદેં જાણવું. (૧) ચતુર્વિધ આહારપોસહે-ચતુર્વિધ આહાર તણો પરિહાર. (૨) સરીરસક્કારપોસહે—સર્વથા સ્નાનાદિક શરીર શુશ્રૂષ તણો પરિહાર. (૩) બંભચેરપોસહે—સર્વથા ઔદારિક વૈક્રિય મૈથુન તણો પરિહાર. (૪) અવ્વાવારપોસહે—સર્વથા સાવદ્ય વ્યાપાર તણો પરિહાર.

એ ઇગ્યારમાં પૌષધવ્રત તણા પાંચ અતિચાર શોધું.

અપ્પડિલેહિય, દુપ્પડિલેહિય, સિજ્જાસંથારે; અપ્પમજ્જિય, દુપ્પમજ્જિય, સિજ્જાસંથારે; અપ્પડિલેહિય, દુપ્પડિલેહિય, ઉચ્ચાર પાસવણભૂમી; અપ્પમજ્જિય, દુપ્પમજ્જિય ઉચ્ચારપાસવણભૂમી; પોસહોવવાસસ્સ, સમ્મં અણણુપાલણયા; પોસહ કીધે શય્યા, ઉપાશ્રય, સંથારો, સંથારાતણી ભૂમિકા અને મલ મૂત્ર તણાં થંડિલ, થંડિલ તણી ભૂમિકા, દિવસ છતે પડિલેહ્યાં દૃષ્ટેં જોયાં ન હોય અને વસ્ત્રાંચલેં, દંડાસણે કરી પડિલેહ્યાં પ્રમાજર્યા ન હોય; અથવા વિરુઇ પરેં પડિલેહ્યાં પ્રમાજર્યાં હોય; પોસહતણો ઉપવાસ સમ્યક્ સાચવ્યો ન હોય; ચતુર્વિધ આહારમાં એક આહાર વાંછયો હોય અને સ્નાનાદિક શરીર સત્કાર, અબ્રહ્મસેવા, વાણિજયાદિક, ગૃહવ્યાપાર વાંછયા હોય; પાછટયાં સમરયાં હોય; અનાગત પ્રાર્થ્યા હોય; શરીર છાંટયા હોય; આલોટા દીધા હોય; પોસહ થકે પારણાની સૂત્રણા કીધી હોય; દિવસેં લાંબે પગેં સંથારયું હોય; શ્લેષ્મા ઉઘાડો મુકયો હોય; ઉપાશ્રયથી નિકલતાં આવસ્સહી, પેસતાં નિસ્સહી, કહી ન હોય; પોરસ ભણ્યા પાખેં રાત્રેં સંથારયું હોય; ઉજ્જેહ સંઘટ્ટ હૂઓ હોય. અનેરું એ ઇગ્યારમા પૌષધવ્રતવિષે પક્ષ દિવસ૦॥

૧૨ બારમું અતિથિસંવિભાગવ્રત.જં પર્વતણે પારણે સાધુને શુદ્ધમાન, દાન, દેઇ આપણપું ઉપજીવિયેં તે અતિથિસંવિભાગવ્રત કહીયેં ॥ એ બારમા અતિથિસંવિભાગવ્રત તણા૦ ॥

સચિત્તનિખેવણિયા, સચિત્તપીહણીયા, કાલાઇક્કમદાણે,

પરોવએસે, મચ્છરિયા. સૂઝતું અન્નપાનાદિક અણ દેવાની બુદ્ધેં સચિત્ત ઉપરેં મૂક્યું હોય અથવા સચિત્તેં ઢાંક્યું હોય. કાલાતિક્રમ—વેલા ટાલી અન્નપાન તણી નિમંત્રણા કીધી હોય. પરવ્યપદેશ—આપણી વસ્તુ પીયારી કહી હોય. મચ્છરલગેં અનેરાતણું દાન દેખી તેહની સ્પર્દ્ધાયેં દાન દીધું હોય, અથવા દાન તણી વેલાયેં—મહાત્મા તુમ્હે અમારું કાંહીં લેશો તો તુમશું અમારે રૂશણું છે—એમ કહી કલહ માંડયો હોય, તથા ગ્લાનાદિક કારણ પાખેં અસૂઝતૂં દીધું હોય; સૂઝતૂં કૃપણપણે દીધું ન હોય. ॥ અનેરું એ બારમા અતિથિસંવિભાગવ્રત વિષે પક્ષ દિવસ૦ ॥

અપશ્ચિમ મરણાંતિક સંલેષણા તણા પાંચ અતિચાર શોધું. ઇહલોગાસંસપ્પઓગે, પરલોગાસંસપ્પઓગે, જીવિયાસંસપ્પઓગે, મરણાસંસપ્પઓગે, કામભોગાસંસપ્પઓગે.ઇહલોક આસરી રિદ્ધિ, વૃદ્ધિ તણી આશંસા, વાંછા કીધી હોય. પરલોક આશરી ઇંદ્ર, ચક્રવર્ત્તિ તણી આશંસા, વાંછા કીધી હોય. જીવિતવ્ય અને મરણ તણીઆશંસા, વાંછા કીધી હોય. કામભોગ તણી આશંસા, વાંછા કીધી હોય ॥ અનેરું એ સંલેષણા વિષે પક્ષ દિવસ૦ ॥

એવંકારે શ્રીસમ્યક્ત્વમૂલ બાર વ્રત વિષે પંચ્યાશી અતિચારમાંહે જિકો કોઇ અતિચાર, અનાચાર, અતિક્રમ, વ્યતિક્રમ હુઓ હોય, તથા જાણતે અજાણતે સૂક્ષ્મ, બાદર, કાનો, માત્રા, મિંડી પદ, અક્ષર, ઓછું, અધિકું, હલવો, ભારી, આગલ, પાછલ, કહ્યો, કહેવાણો હોય; તે સવિ હું,

મન, વચન, કાયાયેં કરી મિચ્છામિ દુક્કડં.

(૧) જ્ઞાનાચારેં જ્ઞાન રહે, આશાતના કીધી હોય; પઢતાં, ગુણતાં, અંતરાય કીધો હોય; મચ્છર ધર્યો હોય; અક્ષરને થૂંક લગાડયું હોય; પાટી, પોથી, કવલી, ઠવણી, નોકરવાલી, કાગલેં પગ લગાડયો હોય; ખમાસમણ પાખેં પરિવાડિ લીધી હોય; જ્ઞાન દ્રવ્ય તણી સાર સંભાલ કીધી ન હોય; તે સવિ હું, મન, વચન, કાયાયેં કરી મિચ્છામિ દુક્કડં.

(૨) દર્શનાચારેં સમ્યક્ત્વ વિરાધિઉં હોય; દેવગુરુ નમસ્કાર કર્યા પાખેં ભોજન કીધું હોય; દેવ પૂજતાં ધોતી શુદ્ધ કીધી ન હોય, મુખકોશ કીધો ન હોય; આધડવિચેં દેવ પૂજ્યા હોય; ગુરુને આસણે, બેસણે, ઉપગરણે, પગ લગાડયો હોય; ગુરુ વચન દ્વેષલગેં વાલ્યું હોય; બિંબ હાથ થકી વિછૂટયું હોય; બિંબનું વૈયાવચ્ચ કીધું ન હોય; દેવદ્રવ્ય આપણે વ્યવસાયેં ધાલ્યું હોય; દેવદ્રવ્ય વિણસતું ઉવેખ્યું હોય; અનેરું એ દર્શનાચાર વિષે પક્ષ દિવસ૦ ॥

(૩) તપાચારેં છતી શક્તેં પચ્ચખાણ કીધું ન હોય; કરીને ભાંગ્યું હોય; પચ્ચખાણ પાલ્યું ન હોય; નિયમ અભિગ્રહ લેઈ ભાંગ્યા હોય; છ ભેદ અભ્યંતર, છ ભેદ બાહ્ય તપ અવસરેં સાચવ્યું ન હોય; અનેરું એ તપાચાર વિષે૦॥

(૪) વીર્યાચારેં છતીશક્તેં છ આવશ્યક સમ્યક્ સાચવ્યાં ન હોય; છતી વેલાયેં પોસહ સામાયિક કીધું ન હોય; બેઠાં વાંદણાં દીધાં હોય; કાઉસ્સગ્ગ અધિકા અધિકું વધારયું ન હોય; છતી શક્તેં તપ કીધું ન હોય; દ્વેષ કરતો કોઇ વાર્યો

ભાવના એહવી ભાવતા; સવિ જીવ કરૂં શાસન રસી, ઈસી ભાવ દયા મન ઊલ્લસી. ॥ ૨ ॥ લહી પરિણામ એહવું ભલું, નિપજાવી જિનપદ નિર્મલું; આયુ બંધે વિચેં એક ભવ કરી, શ્રદ્ધા સંવેગ તે થિર ધરી. ॥ ૩ ॥ ત્યાંથી ચવિહ લહે નરભવ ઊદાર, ભરતેં તેમ ઐરવતેંજ સાર; મહાવિદેહેં વિજયેં વર પ્રધાન, મધ્ય ખંડે અવતરે જિન નિધાન. ॥૪॥



## અથ સુપનાની ઢાલ ત્રીજી.

પુણ્યેં સુપનહ દેખે, મન માંહે હર્ષ વિશેષે; ગજવર ઊજ્વલ સુંદર, નિર્મલ વૃષભ મનોહર; ॥ ૧ ॥ નિર્ભય કેશરી સિંહ, લક્ષ્મી અતિહી અબીહ; અનુપમ ફૂલની માલ, નિર્મલ શશી સુકુમાર. ॥૨॥ તેજ તરણી અતિ દીપે, ઈંદ્ર ધ્વજા જગ ઝીંપે; પૂરણ કલશ પંડૂર, પદ્મ સરોવર પૂર. ॥૩॥ અગ્યારમે રયણાયર, દેખે માતાજી ગુણ સાયર; બારમે ભુવન વિમાન, તેરમે અનુપમ રત્ન નિધાન. ॥ ૪ ॥ અગ્નિ શિખા નિર્ધૂમ, દેખે માતાજી અનુપમ; હરખી રાયને ભાંખે, રાજા અરથ પ્રકાશે. ॥ ૫ ॥ જગપતિ જિનવર સુખકર, હોશે પુત્ર મનોહર; ઈંદ્રાદિક જસુ નમશે, સકલ મનોરથ ફલશે. ॥ ૬ ॥

**વસ્તુ છંદ.** ॥ પુણ્ય ઊદય પુણ્ય ઊદય ઊપના જિનનાહ. માતા તવ રયણી સમે, દેખી સુપન હરખંતિ જાગીય; સુપન કહી નિજ કંથને, સુપન અરથ સાંભલો સોભાગીય. ત્રિભુવન તિલક મહા ગુણી, હોશે પુત્ર નિધાન; ઈંદ્રાદિક જસુ પય નમી, કરશે સિદ્ધ વિધાન. ॥ ૧ ॥

## ઢાલ ચોથી. (ચંદ્રાવલાની દેશી.)

સોહમપતિ આસન કંપીઓ એ, દેઈ અવધિ મન આણં-દીયો એ; નિજ આતમ નિર્મલ કરણ કાજ, ભવજલ તારણ પ્રગટયો ઝહાજ. ॥ ૧ ॥ ભવઅડવી પારગ સત્થાવાહ, કેવલ નાણાઈય ગુણ અગાહ; શિવ સાધન ગુણ અંકૂરો જેહ, કારણ ઊલટયો આસાઢિ મેહ. ॥ ૨ ॥ હરખેં વિકસી તવ રોમરાય,વલયાદિકમાં નિજ તનુ ન માય; સિંહાસનથી ઊઠયો સુરિંદ, પ્રણમંતો જિન આનંદ કંદ. ॥ ૩ ॥ સગ અડ પય સાહમો આવિ તત્થ, કરિ અંજલીય પ્રણમીય મત્થ; મુખેં ભાખે એ ક્ષણ આજ સાર, તિય લોય પહુ દીઠો ઊદાર. ॥૪॥ રે રે નિસુણો સુર લોય દેવ, વિષયાનલ તાપિત તુમ સવેવ; તસુ શાંતિ કરણ જલધર સમાન, મિથ્યા વિષ ચૂરણ ગરૂડવાન. ॥ ૫ ॥ તે દેવ સકલ તારણ સમત્થ, પ્રગટયો તસુ પ્રણમી હવો સનાથ; એમ જંપી શક્રસ્તવ કરેવિ, તવ દેવ દેવી હરખેં સુણેવિ. ॥ ૬ ॥ ગાવે તવ રંભા ગીત ગાન, સુરલોક હવો મંગલ નિધાન; નરક્ષેત્રેં આરિજવંસ ઠામ, જિનરાજ વધે સુર હર્ષ ધામ. ॥૭॥ પિતા માતા ઘરે ઓચ્છવ અશેષ, જિનશાસન મંગલ અતિ વિશેષ; સુરપતિ દેવાદિક હર્ષ સંગ, સંયમ અર્થિજનને ઊમંગ. ॥ ૮ ॥ શુભ વેલા લગનેં તીર્થ નાથ, જનમ્યા ઈંદ્રાદિક હર્ષ સાથ; સુખ પામ્યા ત્રિભુવન સર્વ જીવ, વધાઈ વધાઈ થઈ અતીવ. ॥ ૯ ॥



## ઢાલ પાંચમી.

(શ્રી શાંતિ જિનનો કલશ કહિશું પ્રેમ સાગર પૂર.) એ દેશી.

શ્રી તીર્થ પતિનું કલશ મજ્જન, ગાઈએ સુખકાર; નર-ખેત્ત મંડણ દુહ વિહંડણ, ભવિક મન આધાર. તિહાં રાવ રાણા હર્ષ ઓચ્છવ, થયો જગ જયકાર; દિશિ કુમરી અવધિ વિશેષ જાણી, લહ્યો હર્ષ અપાર. ॥ ૧ ॥ નિય અમર અમરી સંગ કુમરી, ગાવતી ગુણછંદ; જિન જનની પાસેં આવિ પોહોતી, ગહ ગહતી આણંદ. હે માય! તેં જિનરાજ જાયો, શુચિ વધાયો રમ્ય; અમ જમ્મ નિમ્મલ કરણ કારણ, કરીશ સુઈકમ્મ. ॥ ૨ ॥ તિહાં ભૂમિ શોધન દીપ દર્પણ, વાય વીંજણ ધાર; તિહાં કરીય કદલી ગેહ જિનવર, જનનિ મજ્જનકાર. ॥ વર રાખડી જિન પાણી બાંધી, દીએ એમ આશીષ; જુગ કોડિ કોડિ ચિરંજીવો ધર્મ દાયક ઈશ. ॥૩॥

---

## ઢાલ છઠ્ઠી. ॥ એકવીશાની.

(જગ નાયક જી, ત્રિભુવન જન હિતકાર એ) એ દેશી.

જિન રયણી જી, દશ દિશી ઊજ્વલતા ધરે; શુભ લગને જી, જ્યોતિષ ચક્ર તે સંચરે; જિન જન્મ્યા જી, જેણે અવસર માતા ધરે, તેણેઅવસર જી, ઈંદ્રાસન પણ થરહરે;

**ત્રુટક.** થરહરે આસન ઈંદ્ર ચિંતે, કોણ અવસર એ બન્યો; જિન જન્મ ઊત્સવ કાલ જાણી, અતિહી આનંદ ઊપન્યો. નિજ સિદ્ધિ સંપતિ હેતુ જિનવર, જાણી ભગતેં ઊમહ્યો; વિકસિત વદન પ્રમોદ વધતે, દેવ નાયક ગહ ગહ્યો. ॥૧॥

**ઢાલ.** તવ સુરપતિ જી, ઘંટા નાદ કરાવ એ; સુર લોકેં જી; ઘોષણા એહ દેવરાવ એ. નર ક્ષેત્રે જી, જિનવર જન્મ હુઓ અછે; તસુ ભગતેં જી, સુરપતિ મંદિર ગિરિ ગછે.

**ત્રુટક.** ગચ્છેતિ મંદર શિખર ઊપર, ભુવન જીવન જિન તણો; જિન જન્મ ઊત્સવ કરણ કારણ, આવજો સવિ સુરગણો. તુમ શુદ્ધ સમકિત થાશે નિર્મલ, દેવાધિદેવ નિહાલતાં; આપણાં પાતક સર્વ જાશે, નાથ ચરણ પખાલતાં.॥૨॥

**ઢાલ.** એમ સાંભલી જી, સુરવર કોડિ બહુ મલી; જિન વંદન જી, મંદર ગિરિ સામા ચલી, સોહમપતી જી, જિન જનની ઘર આવિયા; જિન માતા જી, વંદી સ્વામી વધાવિયા.

**ત્રુટક.** વધાવિયા જિન હર્ષ બહુલેં, ધન્ય હું કૃત પુણ્ય એ; ત્રૈલોક્ય નાયક દેવ દીઠો, મુજ સમો કોણ અન્ય એ. હે જગત જનની! પુત્ર તુમચો, મેરૂ મજ્જન વર કરી; ઊચ્છંગ તુમચે વલીય થાપિશ, આતમા પુણ્યેં ભરી. ॥૩॥

**ઢાલ.** સુર નાયક જી, જિન નિજ કરકમલેં ઠવ્યા; પંચ રૂપેં જી, અતિશેં મહિમાએં સ્તવ્યા. નાટક વિધિ જી, તવ બત્રીશ આગલ વહે; સુર કોડી જી, જિન દર્શનને ઊમહે.

**ત્રુટક.** સુર કોડા કોડિ નાચતી વલી, નાથ શુચિ ગુણ ગાવતી; અપ્સરા કોડી હાથ જોડી, હાવ ભાવ દેખાવતી. જયો જયો તું જિન રાજ જગ ગુરૂ, એમ દે આશીષ એ; અહ્મ પ્રાણ શરણ આધાર જીવન, એક તું જગદીશ એ. ॥૪॥

**ઢાલ.** સુર ગિરિવર જી, પાંડુક વનમેં ચિહું દિશેં; ગિરિ શિલ પર જી, સિંહાસન સાસય વસે ॥ તિહાં આણી

જી, શક્રે જિન બોલે ગ્રહ્યા; ચોસઠે જી, તિહાં સુરપતિ આવી રહ્યા.

**ત્રુટક.** આવિયા સુરપતિ સર્વ ભગતેં, કલશ શ્રેણિ બણાવ એ; સિદ્ધાર્થ પમૂહા તીર્થ ઓષધિ, સર્વ વસ્તુ અણાવ એ; અચુઅપતિ તિહાં હુકમ કીનો, દેવ કોડા કોડિને, જિન મજ્જનારથ નીર લાવો, સવે સુર કર જોડીને. ॥ ૨ ॥



## ઢાલ સાતમી.

( શાંતિને કારણે ઇંદ્ર કલશા ભરે. ) એ દેશી.

આતમસાધન રસી દેવકોડી હસી, ઊલ્લસીને ધસી ખીર સાગર દીશી; પઊમદહ આદિદહ ગંગપમુહા નઈ, તીર્થ જલ અમલ લેવા ભણી તે ગઈ. ॥ ૧ ॥ જાતિ અડ કલશ કરિ સહસ અઠોત્તરા, છત્ર ચામર સિંહાસણ શુભતરા; ઊપગરણ પુપ્ફ ચંગેરિ પમુહા સવે, આગમેં ભાસિયા તેમ આણી ઠવે. ॥ ૨ ॥ તીર્થજલ ભરિય કર કલસ કરિ દેવતા, ગાવતા ભાવતા ધર્મ ઊન્નતિ રતાં; તિરિય નર અમરને હર્ષ ઊપજાવતા, ધન્ય અહ્મ શક્તિ શુચિ ભક્તિ ઈમ ભાવતા. ॥ ૩ ॥ સમક્તિ બીજ નિજ આત્મ આરોપતા, કલશ પાણી મિશેં ભક્તિ જલ સીચતા; મેરૂ સિહરોવરી સર્વ આવ્યા વહી, શક્ર ઊત્સંગ જિન દેખિ મન ગહગહી. ॥ ૪ ॥

**વસ્તુ છંદ.** હંહો દેવા અણાઈ કાલો, અદિઠપુવ્વો, તિલોયતારણો, તિલોય બંધુ, મિચ્છત મોહ વિદ્ધંસણો; અણાઈ તિણ્હા વિણાસણો, દેવાહિ દેવો દિઠવોહિય કામેહિં.॥૫

**ઢાલ તેહીજ.** એમ પભણંત વણ ભવન જોઈસરા, દેવ વેમાણિયા ભત્તિ ધમ્માયરા; કેવિ કપ્પઠ્ઠિયા કેવી મિત્તાણુગા, કેવિ વર રમણિ વયણેણ અઈ ઊચ્છંગા. ॥ ૬ ॥

**વસ્તુ છંદ.** તથ્થ અચ્ચુય તથ્થ અચ્ચુય ઈંદ આદેસ. કર જોડિ સવિ દેવગણ, લેય કલસ આદેશ પામિય; અદભૂત રૂપ સરૂપ જૂઅ, કવણ એહ પૂછંત સામિય. ઈંદ કહે જગ તારણો, પારગ અમ પરમેસ; નાયક દાયક ધમ્મ નિહિ, કરિએં તસુ અભિસેસ. ॥ ૧ ॥

---

## ઢાલ આઠમી.

( તીર્થ કમલદલ ઊદક ભરીને પુસ્કર સાગર આવે ) એ દેશી.

પૂર્ણ કલશ શુચિ ઊદકની ધારા, જિનવર અંગેં નામે; આતમ નિર્મલ ભાવ કરંતા, વધતે શુભ પરિણામે. અચ્ચુતાદિક સુરપતિ મજ્જન, લોકપાલ લોકાંત; સામાનિક ઈંદ્રાણી પમુહા, એમ અભિષેક કરંત. ॥ ૧ ॥

**ગાહા.** તવ ઈસાણ સુરિંદો, સક્કં પભણેઈ કરઈ સુપસાઓ; તુમ અંકે મહુત્તાહો, પિણમિત્તં અહ્મ અપ્પેહ. ॥ ૨ ॥ તા સિકિંદો પભણેઈ, સાહમી વચ્છલંમિ બહુ લાહો; આણા એવં તેવં, ગિણ્હહો ઊકયથ્થાભો. ॥ ૩ ॥

**ઢાલ તેહીજ.** સોહમ સુરપતિ વૃષભ રૂપ કરી, ન્હવણ કરે પ્રભુ અંગ; કરિય વિલેપણ પુષ્પ માલ ઠવિ, વર આભરણ અભંગ. ॥ તવ સુરવર બહુ જય જય રવ કરિ, નાચે ધરી આણંદ; મોક્ષ માર્ગ સારથ પતિ પામ્યો, ભાંજશું હવે ભવ

ફંદ. ॥ ૪ ॥ કોડિ બતીશેં સોવન ઊવારી, વાજંતે વર નાદેં; સુરપતિ સંઘ અમર શ્રી પ્રભુને, જનનીને સુપ્રસાદેં. ॥ આણી થાપી એમ પયંપે, અમ નિસ્તરિયા આજ; પુત્ર તુમારો ધણી રે અમારો, તારણ તરણ ઝહાજ ॥ ૫ ॥ માત જતન કરિ રાખજો એહને, તુમ સુત અમ આધાર; સુરપતિ સંઘ સહિત નંદીશર, કરે જિન ભક્તિ ઊદાર. ॥ નિય નિય કપ્પ ગયા સવિ નિર્જર, કહેતાં પ્રભુ ગુણસાર; દીક્ષા કેવલ જ્ઞાન કલ્યાણક, ઈચ્છા ચિત્ત મઝાર. ॥૬॥ ખરતર ગચ્છ જિન આણા રંગી, રાજસાગર ઊવઝાય; જ્ઞાન ધર્મ દીપ ચંદ સુપાઠક, સુગુરૂ તણે સુપસાય. ॥ દેવચંદ્ર જિન ભક્તેં ગાયો, જન્મ મહોત્સવ છંદ; બોધ બીજ અંકૂરો ઊલસ્યો, સંઘ સકલ આનંદ. ॥ ૭ ॥

**કલશ. રાગ વેલાવલ ॥** ઈમ પૂજા ભગતેં કરો, આતમહિત કાજ; તજિય વિભાવ નિજ ભાવમેં, રમતા શિવરાજ. ॥ ઈમ૦ ॥ ૧ ॥ કાલ અનંતેં જે હુઆ, હોશે જેહ જિણંદ; સંપય સીમંધર પ્રભુ, કેવલ નાણ દિણંદ. ॥ ઈમ૦ ॥ ૨ ॥ જન્મ મહોત્સવ એણી પરેં, શ્રાવક રૂચિવંત; વિરચે જિન પ્રતિમા તણો, અનુમોદન ખંત. ॥ ઈમ૦ ॥ ૩ ॥ દેવચંદ્ર જિન પૂજના, કરતાં ભવ પાર; જિન પડિમા જિન સારખી, કહી સૂત્ર મઝાર. ॥ ઈમ૦ ॥ ૪ ॥

**इति श्री पंडित देवचंद्रजीकृत स्नात्र पूजा.**



# अथ श्री मेघराजमुनिकृत सत्तर भेदी पूजा.

—:o:—

**અનુષ્ટુભ વૃત્તમ્.** સર્વજ્ઞં જિન માનમ્ય, નત્વા સદ્ગુરૂ મુત્તમમ્; પુર્વૈ પુજાવિધિં સમ્યક્, ભવ્યાનાં સુખહેતવે.॥૧॥

**દોહરા.** વંદી ગોયમ ગણહર, સમરી સરસતિ એક; કવિયણ વર આપે સદા, વારે વિઘ્ન અનેક. ॥ ૧ ॥ પૂજા કરતાં જિન તણી, શ્રાવક કહે સુવચન્ન; તે હું ભણિશું વિધિ કરી, સાંભલજો એક મન્ન. ॥ ૨ ॥ ન્હવણ વિલેપન વસ્ત્ર-યુગ, વાસ ફૂલ શુભ માલ; વરણહ ચૂરણ ધ્વજ ભલા, બહુ આભરણ વિશાલ. ॥ ૩ ॥ ફૂલાં કેરે ઘર પગર, મંગલ ધૂપ અપાર; ગીત નૃત્ય વાજિત્ર એ, સત્તર હવે વિસ્તાર. ॥ ૪ ॥

**ઢાલ પહેલી હેમની.**

**(રાગ બિભાસ.)** પ્રથમ જિન નાયકં નાભિ સુખ દાયકં, કૃતશુચિ પૂર્વદિશિ સકલ દેહં; ધોતિ તનુ આવરી એક ચિત્ત મન કરી, પશ્યતિ દર્શનં પુણ્યગેહં. સિંધુગંગા-દિભિસ્તીર્થગંધોદકૈઃ, ભરિત મણિ કનક મય કલશઆલી; ભવિક શ્રાવક મલી નાહવો પરિભલી, સંશય મન તણા વેગ ટાલી.॥૧॥

**રાગ (નટ્ટ મલ્હાર.)** જિનકી ઈણિવિધિ પૂજા કીજે, સુંદર ધર્મ લહી ભવિકા જન; મણુઅ જનમ ફલ લીજે; મેરે જિનકી ઈણિવિધિ પૂજા કીજે. ॥ ૧ ॥ નિર્મલ અંગ કરી અતિ ઊજવલ, અંબર તે પહેરીજે; અતિહિ સુગંધ સુરભિ દ્રવ્ય વાસિત, કંચન કલશ ભરીજે. ॥મેરે૦॥૨॥ કરી મુખ કોશ મોરપિચ્છ પૂંજી, પહેલી પૂજા રચીજે; કહે ધન વચન લલિત મનોહર, નાભિ મહલાર નવીજે. ॥ મેરે૦॥૩॥

**કાવ્ય. ( ઉપેંદ્ર વજ્રા વૃત્તમ્.)** શચીપતિઃ સમ-દશ પ્રકારૈ, ર્ભૃત્યા મરૈ સ્સંઘટિતોપહારૈઃ ॥ સ્વર્ગાંગનાસુ ક્રમગાયિનીષુ, પૂજા પ્રભોઃ પાર્શ્વે જિનસ્ય ચક્રે. ॥ ૧ ॥ પુરંદરઃ પૂરિતહેમકુંભૈ, ર્દભ મંભોભિરલં સુગંધૈઃ ॥ સાકં સુરૈ વૈર્મધવાંશ્ચ સમ્યક્ પૂજા જિનેંદ્રોઃ પ્રથમાં ચકાર. ॥૨॥

**ઇતિ શ્રી ન્હવણ પૂજા પ્રથમાઃ. ॥ ૧ ॥**

**દોહરા.** કેસર ચંદન ઘસિ ઘણાં, મેલવી માંહે બરાસ; નવ અંગે જિન પૂજતાં, નવ નિધિ આતમ પાસ. ॥ ૧ ॥ જિન પ્રતિમાને વિલેપતાં, શીતલ થાએ આપ; ક્રોધ દાવા-નલ ઉપશમે, જાએ ભવ સંતાપ. ॥ ૨ ॥

**રાગ ( રામગ્રી તથા આશાવરી.)** કુંકુમ સંયુતં ઘસીય વર ચંદનં, સરસ ઘનસારશું માંહે મેલી કંચન; મણિ-તણાં ભરીઅ બહુ ભાજના, અગર રસ કુમકુમા તેહ ભેલી. પૂજીએં નવ અંગેં ચરણ જાનૂ કરેં, અંસહૃદિ બાહુ બેહૂ અપાર; કંઠ લલાટ શિર વિલેપતાં રંગ ભર, પામીયે ભવ તણો એમ પાર. ॥ ૧ ॥

**ગીત ( રાગ દેશાખ.)** કરૂં હું પૂજા જિનવર કેરી. આગમ વચન સુણ્યાં મેં તાથેં; પ્રગટ ભઈ મતિ મેરી. ॥ કરૂં હું૦ ॥૧॥ કેસર ચંદન ભરિય કચોલી, અરચૂં યુક્તિ ઘણેરી; મણુઅ જન્મકો લાહો લીજેં, ભક્તિ કરૂં અધિકેરી. ॥કરૂં હું૦ ॥૨॥ અંજલિ જોડી મોડિ તનુ અપનો, વાત કહું જુ ભલેરી; દેઈ સાખ સાસય સુખ કેરી, મુક્તિ મંદિરકી શેરી. ॥ કરૂં હું પૂજા૦ ॥ ૩ ॥

**કાવ્યં. (ઊપેંદ્રવજ્રા વૃત્તમ્.)** અંગં પ્રમૃજયાંગ સુગંધ ગંધ, કાષાયિકે નૈષપટેન ચેંદ્રઃ ॥ વિલેપનૈશ્ચંદન કેસરાદ્યૈઃ પૂજા જિનેંદ્રાર કરો દ્વિતીયાં. ॥ ૧ ॥ **ઇતિ વિલેપન પૂજા દ્વિતીયા. ॥ ૨ ॥**

**દોહરા.** ત્રીજી પૂજા જિન તણી, વસ્ત્ર યુગલની હોય; દ્રષ્ટિયુગલ પણ કો કહે, પરમાર્થે એક જોય. ॥૧॥ અંશુયુગ્મ અંસે ઠવી,ભાવો ભાવન એમ; નિશ્ચય ધર્મ વ્યવહાર વૃષ,આદરશું બહુ પ્રેમ. ॥ ૨ ॥ અથવા જ્ઞાનક્રિયા કરી, અંગી કરશું ધર્મ; અસંખ્ય પ્રદેશી આતમા, નિર્મલ કરવા મર્મ. ॥ ૩ ॥ સ્વપર વિવેચન દ્રષ્ટિવર, પ્રગટે એથી નિત્ત; અથવા ક્ષાયિક ક્ષયોપશમ, સમ્યક્ દ્રષ્ટિ હોએ મિત્ત. ॥ ૪ ॥ વસ્ત્ર યુગલની પૂજના, સૂરિયાભ સુરવરેં કીધ; ત્રીજી પૂજા કરીયને, રત્ન ત્રય વર લીધ. ॥ ૫ ॥

**રાગ (દેશાખ.)** સુરભિદ્રવ્યવાસિતં, વસ્ત્ર યુગમુજ્વલં; પ્રભુતણે મસ્તકે મૂકીયેં એ. ભક્તિ એણિ પરેં કરૂં, શુધ્ધ સમકિત ધરૂં; પૂજતાં ધ્યાન નવિ ચૂકીયેં એ. ભવ તણી શ્રેણિનાં, કર્મ પાતક ઘણાં; દેખતાં પાપ સવિ છૂટીયેં એ. દર્શણ જિનરસ નયણનાલેં કરી, અમૃત સમ રસ ઘૂંટીયેં એ. ॥ ૧ ॥

**રાગ (ભૈરવ.)** પૂજાકરણં ભવ્યાભરણં, સ્યાદપિ ભવ ભય હરણં. ॥ પૂજા૦ ॥ કનક તંતુ વિરાજિત મમલં, સૌરભિગંધ મુદારં; ભૈરવ કર્મ વિદારણશીલં, સુરનર જગદાધારં. ॥ પૂજા૦ ॥ ૧ ॥ અંબર યુગલં, મસ્તક ધરિતં, હે જિન ! શોભિત દેહં; નભસિ યથા ત્રિદશાધિપ ધનુષં, રાજતિ તવ

તનુ ગેહં. ॥ પૂજા૦ ॥૨॥ નિજ ચેતસિ યદિ વાંછસિ સૌખ્યં, ભવમકરાકરપારં; વંદતિ મેઘ મુનિર્જિન પૂજા, તૃતીયાં કુરૂ ભવિસારં. ॥ પૂજા કરણં૦ ॥ ૩ ॥

**કાવ્યં. (ઊપેંદ્રવજ્રા વૃત્તમ્.)** ચ્યુતં શશાંકસ્ય મરીચિભિઃ કિં, દિવ્યાં શુકદ્રન્દ્વમતીવચારૂ; યુકત્યા નિવેશ્યો ભય પાર્શ્વે મિંદ્રઃ, પૂજા જિનેંદ્રાર કરો તૃતીયામ્. ॥ ૧ ॥

**ઈતિશ્રી વસ્ત્ર યુગલ પૂજા તૃતીયા સમાસ.** ॥ ૩ ॥

**દોહરા.** સમ્યક્ જ્ઞાનાદિક ગુણેં, વાસિત થાએ આપ; કરતાં પૂજા વાસની, જાએ સર્વ સંતાપ. ॥૧॥ કુમતિ જવાસા શોષવે, ટાલે મિથ્યા પાસ; શિવપુરમાં વાસો વસે, જો જિન પૂજે વાસ. ॥ ૨ ॥ શુદ્ધાતમની વાસના, ભાસન ભાસ્કર જયોત; અરિહંત વાસ ઊપાસના, ભવજલ તારણ પોત. ॥૩॥ આરાધે અનુશાસના, વાધે જગ યશ વાસ; સાધે મારગ મોક્ષનો, વાસેં અર્ચે પાસ. ॥ ૪ ॥

**રાગ. કેદારો.** ॥ સુરભિ વસ્તુ સવિ મેલી, કુંકુમ કેસર ભેલી; કુસુમેં વાસિત એ, રંગે રાજિત એ. ॥ વાસેં પૂજો અંગ, પામો શિવ સુખ રંગ; જિનવરને નમો એ, જિમ જગ નવિ ભમો એ. ॥ ૧ ॥

**રાગ. માલવી ગોડી.** વીતરાગ ભાવેં કરી પૂજીલા, આપણી આપે પદવી; સેવિયેં કહા હોત હે તિનકું, નિજ સરખે ન કરે પુહવી. ॥ વીત૦ ॥ ૧ ॥ નૌતન ચારૂ ફૂલ બહુ વાસિત, પૂજો જિનવર વાસેં; ચંદન પન્નગ પાસ નીલંકઠ, બોલતહિ ત્યું કર્મ નાસે. ॥ વીત૦ ॥ ૨ ॥ ચોથી પૂજા તારક

કરી, કીજે માલવી રાગે; ભવનાં અનેક કર્મ ભૂરિ સંચિત, ટલત વાર ન લાગે. ॥ વીતરાગ૦ ॥ ૩ ॥

**કાવ્ય. ઉપેંદ્ર વજ્રા વૃત્તમ્.** કર્પૂર સૌરભ્યવિલાસવાસૈઃ, શ્રીખંડવાસૈઃ કિલ વાસવોઽથ; વિભાસુર શ્રીજિતભાસ્કરેંદોઃ, પૂજાં જિનેંદોર કરોચ્ચતુર્થીં. ॥ ૧ ॥ **ઇતિ વાસ પૂજા.** ॥૪॥

**દોહરા.** ॥ પંચમી પૂજા ફૂલની, છૂટાં કુસુમ સમૂહ; પૂજો શ્રી અરિહંતજી, પ્રગટે ચિત્ત ગુણવ્યૂહ. ॥ ૧ ॥ પંચબાણ પીડે નહીં, જો કરે પંચમી પૂજ; રત્ન ત્રયનેં તે વરે, મોહ વિછૂટે ધૂજ. ॥ ૨ ॥ કાલ અનાદિ જીવને, લાગી જડ દુર્ગંધિ; તે ટાલે એ પૂજના, ધારે જ્ઞાન સુગંધી. ॥ ૩ ॥ વારે મિથ્યા વાસના, ચૂરે પુદ્ગલ વ્યાધિ; પૂરે વાંછિત કામના, થાએ પૂર્ણ સમાધિ. ॥ ચેતનતા નિર્મલ હુએ, પામે કેવલ જ્ઞાન; યશ સુવાસ જગ વિસ્તરે, લહે નિર્વાણ સુથાન. ॥ ૫ ॥

**કાવ્ય. (રાગ વસંત)** ગંધાઢયૈઃ કુસુમૈર્ન વૈસ્સુ વિરલૈઃ, પૂજાં કરોતિ પ્રભોઃ, ભકત્યા યોઽપિ હરિપ્રિયાપિહ ભવે, તસ્ય પ્રસન્નોભવેત્; સૌખ્યં સર્વભવાંતરેષુ લભતે, સાંનિધ્યમાસ્થીયતે, કુત્રાન્યત્ર સુધાં વિહાય ગરલં પાતું કઇચ્છેન્નરઃ. ॥ ૧ ॥

**રાગ વેલાવલ.** ॥ મોકલેં કુસુમેં કરી, અરચા સ્વામિની; મિથ્યાત્વ શિરસિ, દુસ્સહ દામિની. ॥ મોકલે૦ ॥૧॥ જગગુરૂ તવ પૂજા ભવિકને, મોહન કામિની; અભિનવા કુમતિને, ચકવાકુલ યામિની. ॥ મોકલે૦ ॥ ૨ ॥ નરક દરદ પ્રાચીન બહુ, આવત થાંભિની; પૂજા પંચમી ભવિકને, વેલાવલ દાયિની. ॥ મોકલે કુસુમેં૦ ॥ ૩ ॥

**કાવ્યં. ઉપેંદ્ર વજ્રશ વૃત્તમ્.** ॥ મંદારકલ્પદ્રુમ પારિજાત, જાતૈરલિવ્રાત કૃતાનુયાતૈઃ પુષ્પૈઃ પ્રભોર ગ્રથિતૈર્નવાંગં, પૂજાં વિતેને કિલ પંચમીંસઃ. ॥ ૧ ॥

**ઇતિ છૂટાં ફૂલની પૂજા પંચમી.**

**દોહરા.** છઠ્ઠી પૂજા સ્વામિની, પુષ્પ માલની હોય; શિવ વધૂ વરમાલા ઠવે, જેહ કરે ભવિ લોય. ॥ ૧ ॥ સુરભિયુક્ત વર કુસુમ લઈ, કરે મનોહર માલ; પ્રભુ કંઠેં ઠવિ ભાવિયેં, જ્ઞાનાદિક ગુણ માલ. ॥ ૨ ॥

**રાગ દેશાખ.** ચંપક કેતકી, નાગવર માલતી, મોગરા શોક પુન્નાગ જાતી; કુંદ પાડલ ગ્રહી, જાઈ જૂઈ સહી, ગુંથિયેં સુંદર ભક્તિ રાતિ.॥ સકલ મનરંજતી, ભ્રમર ગુણ ગુંજતી, વાસતી દહદિશિ અતિ રસાલીઃ સૌરભ રસભરી, વિવિધ કુસુમેં કરી, મસ્તક પગલગેં અતિ વિશાલી. ॥ ૧ ॥

**ગીત. રાગ ગુંડ.** સેંવત્રી વરજૂઈ વિઊલ સિરિ, માલતી સરસ ગુલાલરે; કેતકી ચંપક પાડલ દમણો, ગૂથીં તિનકી માલરે. ॥ ૧ ॥ દામ કરીને કંઠેં ઠવિયેં, કરીયે મન આનંદરે; પરિમલ કેસર ભ્રમર ગુંજતહે, મોહે સુરનર વૃંદરે. ॥દા૦॥૨॥ છઠ્ઠી પૂજા તારક કેરી, કીજેં રાગેં ગુંડરે; શુદ્ધ ભાવ ધરી પૂજત જિનવર, છૂટત કર્મ પ્રચંડરે. દા૦॥૩॥

**કાવ્યં. ॥ ઉપેંદ્ર વજ્રશ વૃત્તમ્. ॥** તૈરેવ પુષ્પૈ ર્વિરચય્ય માલા, સૌરભ્ય લોગ ભ્રમિ ભૃંગ માલામ્; આરોપયન્નાકપતિર્જિનાંગે, પૂજાં પટિષ્ઠીં કુરૂતેસ્મ ષષ્ઠીમ્. ॥ ૧ ॥

**ઇતિપુષ્પમાલ પૂજા ષષ્ઠી ॥ ૬ ॥**

**દોહરા.** પંચવર્ણનાં ફૂલની, પૂજા સાતમી એહ; પંચમ જ્ઞાન પ્રકાશ કર, કરે પ્રમાદનો છેહ. ॥ ૧ ॥ એ પૂજા કરતાં થકાં, ભાવો ભાવના એમ; વર્ણાદિક ગુણ રહિત તું, અલખ અવર્ણી પ્રેમ. ॥ ૨ ॥ વર્ણાદિક- પુદ્ગલ દશા, તેશું તુજ નાહિં મેલ; તું રત્નત્રયમયિ સદા, ભિન્ન યથા જલ તેલ. ॥૩॥ ચિદાનંદ ધન આતમા, પૂર્ણાનંદ અરૂપ; શુદ્ધાતમ સત્ત-રસી, દર્શન જ્ઞાન સ્વરૂપ. ॥ ૪ ॥

**રાગ સામેરી.** કરૂં પૂજા કરૂં પૂજા, નમો જિનરાય, પંચવર્ણ આંગી રચો, વિવિધ રંગ રંગેહિં ભેલો, અતિ અનુપમ ચિત્રામ કરી, ઉદય સૂર સમ કાંતી મેલો, એણિ પરે જિનવર પૂજતાં, આપે શિવ પદ રાજ; સાતમી પૂજા કીજીયેં, સીઝે સઘલાં કાજ.

**ગીત. રગ કલ્યાણ.** ॥ પૂજો મનરંગેં પૂજો મનરંગેં; પંચ વર્ણ કેરી આંગી રચાવો, ભાંખીયેં અંગેં.॥ પૂજો મનરંગેં; પૂજો૦ ॥૧॥ નવ નવ ભાંતિ અતિહે મનોહર, રંગેં રંગ ભલે; પદ્મરાગ સમ કાંતી ધરત તું, જીવન આજ મિલે. ॥ પૂજો૦ ॥૨॥ લાલ ગુલાલ ફૂલ બિચ શોભે, કેતકી કુસુમ ધરે; સાતમી પૂજા કરીને માગું, જિન કલ્યાણ કરે. ॥ પૂજો૦ ॥ ૩ ॥

**કાવ્ય. ઉપેંદ્રવજરા વૃત્તમ્.** ॥ મંદાકિનીંદિવરપીવર શ્રી, રક્તોત્પલૈશ્ચંપકપાટલાદ્યૈઃ; કુર્વન્વિભોર્વર્ણકવર્ણ્ય શોભાં, પૂજાં પ્રતેને કિલ સમમીંસઃ. ॥ ૧ ॥

**ઇતિ પંચવર્ણ ફૂલની પૂજા સાતમી.** ॥ ૭ ॥

**દોહરા.** ॥ અષ્ટમી પૂજા કીજીયેં, લેઇ સુગંધ બરાસ; એ ચૂરણની પૂજના, કરતાં પૂગે આસ. ॥ ૧ ॥ એ પૂજામાં ભાવિયેં,

આતમ ભાવન એમ; ચૂરૂં કર્માષ્ટક પ્રતેં, ધરિ શુદ્ધાતમ પ્રેમ. ॥ ૨ ॥ અષ્ટ મહા મદ ગાલવા, ટાલવા આઠે ભીતિ; અષ્ટ પ્રવચનમાતનેં, પાલવા અધિકી પ્રીતિ. ॥ ૩ ॥ અડ દિઠ્ઠિ અનુક્રમેં વધે, લહે ક્ષાયિક સમકિત; આઠમી પૂજા જે કરે, ભાવ ધરી ભવિ નિત. ॥ ૪ ॥ શ્રદ્ધા ભાસન રમણતા, પામે સહજાનંદ; ॥ તત્વ રમણતાદિક બહુ, પ્રગટે નિજગુણ વૃદ. ॥ ૫ ॥ ભાવઘટા મેરી ઊન્હઈ, વરષે જિનપદ શૃંગ; ॥ ધનસારહ ધારા કરી, પૂજો અરિહંત અંગ. ॥ ૬ ॥

**ગીત. રાગ સારંગ.** ॥ વરશેજી મેરી ભાવ ઘટા; જિનકે ચરણ કમલ ગિરિ ઊપર, ચૂર્ણ સુગંધ છટા. ॥વર૦॥ ધન સારાદિક સરસ મનોહર, કર ગ્રહી સુગંધ પુટા; દીન દયાલ કૃપાલકું પૂજિત, પુલકતી અલક લટા. ॥ વર૦ ॥ ૧ ॥ માગત હું હવે અષ્ટમી પૂજા, તોડો મેરી કર્મ જટા; મન સારંગેં સેવક જંપે, અક્ષર એ પ્રગટા. ॥ વર૦ ॥ ૨ ॥

**કાવ્યં. ઊપેંદ્ર વજ્રા વૃત્તમ્. ॥** દંભોલિપાણિઃ પરિમૃઘ સઘઃ, કર્પૂરફાલી બહુ ભક્તિશાલી; ચૂર્ણં મુખે ન્યસ્ય જિનસ્ય તૂર્ણં, ચક્રેઽષ્ટમં પૂજન મિષ્ટ હેતુ. ॥ ૧ ॥

**ઈતિ ચૂર્ણ પૂજા ઽષ્ટમી.** ॥ ૮ ॥

**દોહરા. ॥** નવમી પૂજા ધ્વજ તણી, કરતાં શિવ સુખ હોય; જિન ચૈત્યો પરિ બાંધિયેં, મહા ધ્વજા ભવિ લોય. ॥૧॥

**રાગ વેલાવલ (પરદો.) ॥** ધર્મ ધ્વજા લહેકે ગગન, દંડ સહિત ઊત્તંગ; પવન ઝંકારી ઘૂઘરી, વાજે જિણહર શૃંગ. ॥૧॥

**(ગીત.)** ॥ હે મમ ઈશ ! તેરો ધ્યાન ધરિયેં, હાંરે જગદીશ! પૂજા નવમી કરિયેં; હે મમ૦ ॥ હાંરે૦ ॥ એક સહસ જોયણ દંડ ઊંચો, દેવ ! મોહિયેં; ધ્વજા ગગન લેહેકે રંગ, નાના વર્ણ સોહિયેં. ॥ હે મમ૦ ॥ હાંરે૦ ॥ ૧ ॥ ઘૂઘરીના ઘમકાર સુણિયેં, પવન પ્રેરી; પંચરંગ લાગું હીર, ઘંટા કનક કેરી. ॥ હે મમ૦ ॥ હાંરે૦ ॥ ૨ ॥ હમ તુમ બિચ જિણંદ, અંતર કર્મ પરદો; તું કરિ કૃપા જિનરાજ, વેગેં તેહ મર્દો. ॥ હે મમ૦ ॥ હાંરે૦ ॥ ૩ ॥ **ઇતિ.** ॥

**કાવ્યં ॥ઊપેંદ્રવજ્રા વૃત્તમ્.॥** પુલોમજામૌલિ નિવેશનેન, પ્રદક્ષિણી કૃત્ય જિનાલયં તં; ॥ મહાધ્વજં કીર્તિમિવ પ્રતત્ય, પૂજામકાર્ષી ન્નવમીં બિડૌજાઃ. ॥ ૧ ॥

**ઇતિ ધ્વજ પૂજા નવમી.** ॥ ૯ ॥

**રાગ નટ નારાયણ.** ॥ હમે પ્રભુ ! દીજેં હો વરદાંન, યાચક ભવિક કહત હે તુમશું; જિમ પામો જગ માન. ॥ હમે૦ ॥ ૧ ॥ પૂજત જિનવર દાનજ દેતાં, જોવત હો ક્યું પૂંઠિ; નવયનંદ કનક ગિરિ સંચિત, તે ન ગએ ભર મૂંઠી. ॥ હમે૦ ॥ ૨ ॥ રૂપ સુવર્ણ નાણ વર વાસણ, વાંચ્છિત ફલ દિઓ સ્વામી; એહિ અવસર મત હોય અદાતા, સેવક કહે શિર નામી. ॥ હમે૦ ॥ ૩ ॥ **ઇતિ દાનં.** ॥

**દોહરા.** ॥ દશમી પૂજા દેવની, બહુ આભરણની હોય; અલંકાર પહેરાવીયેં, ભાવન ભાવો સોય. ॥ ૧ ॥ અનલંકારેં સુભગ એ, આત્મભાવ અલંકાર; તો પણ ભક્તિ ઊલ્લાસને, કારણેં એહ વિચાર. ॥ ૨ ॥ ભૂષણેં ભૂષિત સ્વામિને, દેખી

હર્ષો ભવ્ય; જિનમુદ્રા શુધ્ધ તત્ત્વમયિ, વીતરાગ ગુણ સવ્ય. ॥ ૩ ॥ વીતરાગના ગુણ વધે, દેખી શ્રી જિનબિંબ; નિજ સ્વરૂપ નિજ ભાવમાં, વલી હોએ પ્રતિબિંબ. ॥ ૪ ॥ પુદ્ગલનાં ભૂષણ તજે, જે પરિચિત બહુકાલ; જ્ઞાનાદિક ગુણરત્નના, પહેરે તે અલંકાર. ॥ ૫ ॥

**આર્યા ગીતિ. ॥** ભૂદેવ ગ્રહ ઈંદ્રા, આભરણૈર્ભૂષિતાવિદશ્યંતે; હે જિન ! પ્રભાત સમયે, ઉડુપતિ બિંબં યથા ભવતિ. ॥ ૧ ॥

**ગીત ॥ રાગ કેદારો. ॥** સબકું સોહાયો હો, મસ્તકેં મુકુટ ભર્યો; જાકી બી જયોતિ છિપ ગએ ગ્રહગણ, ઔર વિચેં હો રયણ ભર્યો. ॥ સબકું૦ ॥ ૧ ॥ તિલક લલાટ શ્રવણ દોય કુંડલ, સુધર્યો ધાટ ધર્યો; મોતિનકો હાર બાંહિ દોય અંગદ, સબ ભૂષણ હો તાર કર્યો. ॥ સબકું૦ ॥ ૨ ॥ દશમી પૂજા કરી કેદારે, તિનકો કાજ સર્યો; બહુ આભરણ કરી જિન દીપે, સેવકકો હો દુરિત હર્યો. ॥ સબકું૦ ॥ ૩ ॥

**કાવ્ય. ॥ ઉપેંદ્ર વજ્રા વૃત્તમ્. ॥** મુક્તાવલી કુંડલ બાહુરક્ષ, કોટીર મુખ્યા ભરણાવલી નામ; પ્રભોર્યથા સ્થાનનિવેશનેન, પૂજામકાર્ષી દશમીં બિડૌજાઃ ॥ ૧ ॥

**ઇતિ આભરણ પૂજા દશમી. ॥ ૧૦ ॥**

**દોહરા.** ફૂલ ગેહની પૂજના, એકાદશમી હોય; કુસુમ ધરેં પ્રભુ થાપિને, હર્ષે ભવિયણ લોય. ॥ ૧ ॥ ફૂલહ કેરે ઘર બિચેં, સોહે શ્રી જિનરાય; જિમ તારામાં ચંદલો, જોતાં હર્ષ ન માય. ॥ ૨ ॥

**ગીત.** ફૂલ ઘર બેઠે જગત દયાલ. ॥ જલ થલ કુસુમ તણીરી પરિમલ, ગુંજે મધુકર માલ; ફૂલ ઘર૦ ॥ ૧ ॥ આછે કુસુમ બનાએ તોરણ, તામેં ભાતિ ઘણી; કિનહી સુજાણ નિપાયો મંડપ, જિનવર ભક્તિ ભણી. ॥ ફૂલ૦ ॥૨॥ કાયકું જાત કેદારો ગોડી, સુર નર ભક્તિ ભરી; અસંખ્ય ગુણ ફલ અગ્યારમીં પૂજા, કરતાં એક ઘરી ॥ ફૂલ૦ ॥ ૩ ॥

**કાવ્યં. ઊપેંદ્રવજ્રા વૃત્તમ્.** પુષ્પાવલી ભિઃ પરિતો વિતત્ય, પુરંદરઃ પુષ્પગૃહં મનોજ્ઞં; પુષ્પાયુધા જેયજયેતિ જલ્પ, ન્નેકાદશી માતનુ તેસ્મ પૂજા. ॥ ૧ ॥

**ઇતિ પુષ્પગૃહ પૂજા એકાદશી. ॥ ૧૧ ॥**

**દોહરા.** બારમી પૂજા પ્રભુ તણી, ફૂલ પગરની જાણ; ફૂલવૃષ્ટિ જિન આગલેં, વિરચે ભવ્ય સુજાણ. ॥ ૧ ॥

**રાગ..** અહો પંચ રંગેં ભવિ કુસુમનો પગર ભરીયેં, રચિ દેવતા અવિરલ તેમ કરીયે; તિહાં અલિ તણી શ્રેણી ગુંજે રમતી, મધુરધ્વનિ રણઝણે જેસી વેણુતંતી; એણિ વિધ જિન તણી ભક્તિ કીજે, અચરિજ દેખિ પુષ્પ પગર ભરીયે

**ગીત. રાગ પૂર્વી.** સખિ! તુમ દેખન આઓરી, મેરે પ્રભુકી સકલાઈ; સન્મુખ પતંતિ કુસુમ, મિલત નહીં કુમલાઈ. ॥સખિ૦॥ નાહિં નાહિંએ અચરિજ, જે સનમુખ થાઈ; તવ ગોચર ભક્ત જનોંકે, બંધન અધ જાઈ. ॥સખિ૦ ॥ ૧ ॥ તવ મુખશશી વિરહ નાવે, મિલે તન દિલસાઈ; દૂરથી ચંદ કુમુદ વિકસિત, નેરેકી અધિકાઈ. ॥ સખિ૦

॥ ૨ ॥ સરસવદન વારિ સીંચે, તે ક્યું કરમાઈ; પૂજા દ્વાદશમી કહી એહી, કીજે ચિત્ત લાઈ. ॥ સખિ૦ ॥ ૩ ॥

**કાવ્યં. ઊપેંદ્ર વજ્રા વૃત્તમ્.** કરાગ્ર મુક્તૈઃ કિલ પંચ વર્ણૈ રગ્રંથપુષ્પૈઃ પ્રકરં પુરોઽસ્ય; પ્રપંચયન્ વંચિત કામવીરઃ, સદ્દ્વાદશી માતનુતેસ્મ પૂજાંમ્. ॥ ૧ ॥

**ઇતિ પુષ્પ પગર પૂજા દ્વાદશી. ॥ ૧૨ ॥**

**દોહરા. ॥** તેરમી પૂજા સ્વામીની, રચવા મંગલ આઠ; અક્ષતના આલેખવા, જિન સન્મુખ શુભ ઠાઠ. ॥ ૧ ॥ સ્વસ્તિક શ્રીવત્સ કુંભ વલી, ભદ્રાસન શુભ જાણ; નંદાવર્ત્ત ને મીનયુગ, દર્પણને વર્દ્ધમાન. ॥ ૨ ॥ મંગલ વિરચી ભાવિયે, શુદ્ધાતમ મંગલીક; અષ્ટ સિદ્ધ ગુણનેં વરૂં, સાસય સુખ નિરભીક. ॥ ૩ ॥ અક્ષય સુખનેં કારણેં, અક્ષતના કરી થાપ; અષ્ટ કર્મને ક્ષય કરે, ગાલે સકલ સંતાપ. ॥ ૪ ॥

**ગાથા.** ॥ અઠ્ઠય મંગલ પૂઆ, કિજ્જે ભાવેણ જિણવરાણં; નિયગેહે હોઇ સોહં, જહ કાલે મેહવુઠીય. ॥ ૧ ॥

**ગીત. રાગ ગુર્જ્જરી. ॥** બની પૂજા તેરસમી નીકી, મંગલ આઠ છબીલ સોહાએ; જ્યું નયનો મેં કીકી. ॥ બની પૂજા૦ ॥ ૧ ॥ સ્વસ્તિક શ્રીવત્સ કુંભ ભદ્રાસન, નંદાવર્ત્ત બનાએ; વર્ધ્ધમાન મકરયુગ દર્પણ, કીનહીં ભક્તિ ભરાએ. ॥બની૦॥ ૨ ॥ જે જિન આગલ મંગલ વિરચે, મંગલ તસ ઘર હોઇ, પૂજત જિનવર આશા પૂરે, ભવિયણ જન રહે જોઇ. ॥ બની૦ ॥ ૩ ॥

**કાવ્યં. ॥ ઊપેંદ્ર વજ્રા વૃત્તમ્. ॥** આદર્શભદ્રાસન વૃર્ધ્ધમાન, સુખ્યાષ્ટસન્માંગલિકૈર્જિનાગ્રે; સુરાજત પ્રોજવલ તંદુલૌત્યૈ, ત્રયોદશીમાતનુતે સ્મપૂજામ્ ॥૧॥

**ઈતિ અષ્ટ મંગલ પૂજા ત્રયોદશી.**

**દોહરા. ॥** ચૌદમી પૂજા ધૂપની, કીજેં અધિક ભાવ; એ સેવા ભવિ જીવનેં, ભવજલ તારણ નાવ. ॥ ૧ ॥ કૃષ્ણા ગરૂ ઊખ્ખેવતાં, ઊખ્ખેવો દુષ્કર્મ; ભમતાં ભૂરિ ભવાંતરે, લાધો હવે મેં મર્મ. ॥ ૨ ॥

**ગીત. રાગ કનડો.** ॥ જિનકી પૂજા અમૃત વેલી; જિનવર ધર્મ બહુત ભવિ પાયો; રંગેં ભવિજન ખેલી. ॥ જિન ॥ ૧ ॥ કૃષ્ણાગરૂ લેઈ મલય મનોહર, મૃગમદ માંહે ભેલી; ધૂપ ઊખ્ખેવી માગ તું જિનપેં, નર્ક તણી ગતિ ઠેલી. ॥ જિન૦ ॥ ૨ ॥ ભવિકનરેં જિનવર ઈમ પૂજ્યા, સવી સામગ્રી મેલી; ચૌદમી પૂજા ઈણિ પરેં કરતાં, આપે શિવપદ કેલી. ॥ જિનકી૦ ॥ ૩ ॥

**કાવ્યં ॥ ઊપેંદ્રવજ્રા વૃત્તમ્ ॥** કર્પૂરકાલાગરૂગંધધૂપ મુત્ક્ષિપ્ય ધૂમચ્છલદૂરીતૈનાઃ; ઘંટાનિનાદેનં સમં સુરેંદ્ર, શ્ચતુર્દશીમાતનુતેસ્મ પૂજામ્. **ઈતિ ધૂપ પૂજા ચતુર્દશી.**

**દોહરા.** ॥ પન્નરમી પૂજા ગીતની, તાસ કથા પભણેસ; ભાવ પૂજાનો ભાવએ, ટાલે સકલ કલેસ. ॥ ૧ ॥ તાન માન લય ધ્યાનથી, આલાપે સવિ રાગ; અતિ અદ્ભૂત ગુણ કીર્તના, કરિયેં ધરિ બહુ રાગ. ॥ ૨ ॥

**રાગ દેશાખ.** કમલ લોચની, વિરહ દુઃખ મોચની, સુંદરી જિન તણાં ગીત ગાવે; નિજ મુખેં ગુણ ગ્રહે, કોકિલાસ્વર કહે, શ્રવણ રસભણી તવ ઇંદ્ર આવે; રાગ સવિ આલવી, જિનગુણ બહુસ્તવી, પાલવી પ્રભુ તુહ્મેં એક વાચ; પરભવેં દરિશણ, દેયવું જિન તુમે, જિન અછો કલિયુગેં દેવ સાચા. ॥૧॥

**ગીતં. શ્રી રાગેણ ગીયતે.** જિનગુણ ગાવત સુરસુંદરી, ચંપકવર્ણ કમલદલ લોચન, શશિ વદની શૃંગાર ભરી. ॥ જિન૦ ॥ ૧ ॥ વેણુ ઉપાંગ વંશ સિરિ મંડલ, તાલ મૃદંગ સુછંદ કરી, સવિ શ્રીરાગ આલાપતિ રંગે, સુરતિ ધરી સખિ અતિ મધુરી. ॥ જિન૦ ॥ ૨ ॥ આગેં એણી પેરેં સુરનરેં કીધી, તે પહોતા સંસાર તરી; પન્નરમી પૂજા એણી પેરેં કરતાં, સુણિ રાવણ જિન પદવી વરી. ॥જિન૦॥૩॥

**કાવ્યં. ઉપેંદ્ર વજ્રા વૃત્તમ્.** ॥ અષ્ટોત્તરં સ્તોત્રશતં પઠિત્વા, જાનુસ્થિતઃ સ્પૃષ્ઠધરઃ સુરેશઃ; શક્રસ્તવં પ્રોચ્ચશિરઃ સ્થપાણિર્નત્વા જિન સંસદમાલુલોક. ॥ ૧ ॥

**ઇતિ ગીત પૂજા પંચદશી. ॥ ૧૫ ॥**

**દોહરા.** શોલમી પૂજા નૃત્યની, નાટક બત્રીશ બદ્ધ; સૂરિયાભસુરની પેરેં, કરીયેં ભાવ સમૃદ્ધિ. ॥ ૧ ॥ ભવ નાટક એહથી ટલે, ફલે મનોરથ સર્વ; સમ્યક્ દર્શણ નાણ સુખ, પામે સમાવે ગર્વ. ॥ ૨ ॥

**રાગ નટ. દોહરો.** દેવ કુમર કુમરી મલી, નાચે એક શત આઠ; શંગીતાદિક પરેં કરેં, આલાપે શુદ્ધ નાટ. ॥૧॥

**ગીત.** ઇંદ્રાદિક એમ કરે, પૂજા જિન તેરી; ગિડિ ગિડિ દુમકી મુરજ ધૂમે, ભક્તિ કરે અધિ કેરી. ॥ ઇંદ્રાદિક૦ ॥ ૧ ॥ નખ શિખ લગે વેષ સજી, બહુ હસ્ત કરતી; કુચ-ધન વચેં કરયુગ ધરી, શોભતી અતિ ફિરતી. ॥ ઇંદ્રા૦ ॥૨॥ વેણુવંશ ઊપાંગરવ, તાલ વાજતી છંદે; કુમર કુમરી એક શત આઠ, નૃત્યતી જિન વંદે. ॥ ઈંદ્રા૦ ॥ ૩ ॥ ગગને જલદ નાદ સુણી, નાચત સુકલાપી; કીજેં ઈમ શોલમી પૂજા, રાગ નટ્ટ આલાપી. ॥ ઈંદ્રા૦ ॥ ૪ ॥

**કાવ્યં. ઊપેંદ્ર વજ્રા વૃત્તમ્.** આલોકના કૃત વિદસ્તઃ તોડસ્ય, ગંધર્વ નાટયાધિપતી અમર્ત્યૌ; તૂર્યત્રિકં સજ્જયતઃ સ્મ તત્ર, પ્રભોર્નિષણ્ણે પુરતઃ સુરેંદ્રે. ॥ ૧ ॥

**ઇતિ નૃત્ય પૂજા ષોડશી. ॥ ૧૬ ॥**

**દોહરા.** દુંદહી વજ્જે મહુરસુર, ત્રિજગ સુણાવે નાદ; વીતરાગ પૂજા કરો, આગ તજી ને પ્રમાદ. ॥ ૧ ॥

**ગીત. રાગ નટ.** સુર પંચ શબ્દેં કરી વિશ્વ જણાવતી, મુક્તિ તણાં સુખ આપતી યાં; ભોભવિઆ! તુમેં જિનવર પૂજો, આલસ તજી ઊચ્છંગતીયાં. ॥ સુર૦ ॥ ૧ ॥ અનંત લાભ જાણી વાજિંત્ર બહુ આણી, મધુર ધ્વનિ અરચે જિનુઆ; મન વાંછિત ફલ તતક્ષણ આપે, સ્થિર રાખે જો એ મનુઆ. ॥ સુર૦ ॥ ૨ ॥ મેઘરાજ મુનિ વંદિત રંગભર, સત્તરમી પૂજાએ ચિત્ત ધરૂઆ; નામ ઠામ દ્રવ્ય ભાવથી એ જિન, સકલ સંઘનેં સુખ કરૂઆ. ॥ ૩ ॥

**કાવ્યં. ઊપેંદ્ર વજરા વૃત્તમ્.** ॥ મૃદંગ ભેરીવર વેણુ-વીણા, ષડ્ભ્રામરી ઝલ્લરિ કિંકિણીનાં; ભંભાદિકાનાંચ તદા નિનાદૈઃ, ક્ષણં જગન્નાદ મયં બભૂવ. ॥૧॥ મુદા તતસ્તું બરૂ-નારદાદ્યાઃ, પ્રભોર્ગુણાલી રૂપવીણયંતઃ; સુધા શનાદપ્યધિકં વિતેસઃ, સુધા શનાનાં હૃદયે પ્રમોદં.॥૨॥ તતશ્ચલત્કુંડલ તાર-હાર, શૃંગાર ભાર સ્ફુરદંગયષ્ટિઃ; રંભા ચિરં ભાવયતિસ્મ લાસ્ય, લીલાં વિનીલાંગ જિનાબ્દ વિદ્યુત્. ॥ ૩ ॥ સાચી કૃતાક્ષી ચ તતો ધૃતાચી, તિલોત્તમા ચોત્તમ નાટચ શક્તિઃ મેને મનોજ્ઞા કિલ મેનકાપિ, કલાકલાપસ્ય ફલે ગૃહીત્વં.॥૪॥

**શાર્દૂલ વિક્રીડિતં વૃત્તમ્.** ॥ ઇત્યેવં વિધગીત વાદ્ય-નટનૈઃ, પૂજાં વિધાય ત્રિધાં; તાં મૂલાદ્રિરચય્ય સપ્તદશધા, પ્રીતિસ્તદા ઽઽખંડલઃ; અર્ચેયં ધનદત્ત ઊજ્વલસરિ, ન્નીરૈઃ પટીરૈઃ પટુઃ; કર્પૂરૈઃ સચ મેરૂ નંદન વની, કલ્પદ્રુ પુષ્પૈ-શ્ચિરમ્. ॥ ૫ ॥ **ઇતિ વાજિંત્ર પૂજા સપ્તદશી.** ॥ ૧૭ ॥

**ગીત. રાગ ધન્યાશ્રી.** ॥ બોલી બોલીરે બોલી પૂજા-ની વિધિ નીકી, સત્તર ભેદ આગમ જિન ભાંખી, શિવ રમણી શિર ટીકી રે. ॥ બોલી૦ ॥ ૧ ॥ જીવાભીગમેં જ્ઞાતા ધર્મેં, રાયપશ્રેણી પ્રસિદ્ધી; ॥ વિજયદેવ દ્રૌપદીયે પૂજયા, સૂરિયાભેં પણ કીધી રે. ॥ બોલી૦ ॥ ૨ ॥ અચલગચ્છેં દિન દિન દીપે, શ્રીધર્મમૂર્ત્તિ સૂરિ રાયા; તાસ તણે પખ મહીયલ વિચરે, ભાનુલબ્ધિ ઊવઝાયા રે. ॥ બોલી૦ ॥ ॥ ૩ ॥ તાસ શિષ્ય મેઘરાજ પયંપે, ચિરનંદો જા ચંદા ॥ એ

પૂજા જે ભણશે ગણશે, તસ ઘર હોય આણંદારે. ।।બોલી૦ ।।૪।।

**ઇતિ શ્રી મેઘરાજમુનિકૃત સતર ભેદી પૂજા સમાપ્ત.**

——:o:——

## અથ શ્રી પંચ તીરથીની આરતી.

પેહેલી આરતી પ્રથમ જિણંદા, સેત્રુંજે મંડણ રૂષભ જિણંદા; શ્રી સિદ્ધાચલ તીર્થે આવ્યા, પૂરવ નવાંણું ભવિકમન ભાવ્યા. ।। આરતી કીજ શ્રીજિનવરકી ।।૧।। દુસરી આરતી શાંતિ જિણંદકી, શાંતિ કરે પ્રભુ શિવ મારગકી; પારેવો જિણેં સરણે રાખ્યો, કેવલ પામીને ધર્મ પ્રકાસ્યો. ।। આ૦ ।। ૨ ।। તીસરી આરતી શ્રી નેમનાથ, રાજુલનારી તારી નિજ હાથ; સહસ પુરૂષશું સંયમ લીધો, કરી નિજ આતમ કારજ સીધો. ।। આ૦ ।। ૩ ।। ચોથી આરતી ચિહું ગતિ વારી, પારસનાથ ભવિક હિતકારી; ગોડીપાસ સંખેશ્વરો પાસ, ભવીજનની પૂરે મન આસ. ।।આ૦।। પાંચમી આરતી શ્રી મહાવીર, મેરૂપરેં જિમ રહ્યાંધીર; સાઢાબાર વરસ તપ તપીયા, કર્મ ખપાવીને શિવપુર વસિયા. ।। આ૦ ।। ૫ ।। એણિપરેં પ્રભુજીની આરતી કરસે, સુભ પરિણાંમે શિવપુર વરસે; એણી પરે જિનજીની આરતી ગાવે, શુભ પરીણાંમે શિવપુર જાવે. ।। આ૦ ।। ૬ ।। કર જોડી સેવક એમ બોલે; નહીં કોઇ મારા પ્રભુજીને તોલે. ।। આ૦ ।। ૭ ।।

## અથ શ્રી મંગલીક દીપક.

આજ ઘરે નાથ પધારયા;કીજે મંગલ ચાર. ।।આ૦।। પહિલે મંગલ પ્રભુજીને પૂજું; ઘસી કેસર ઘનસાર. ।। આ૦ ।।૧।।

બીજે મગંલ અગર ઉખેવું; કંઠે ઠવું ફુલહાર. ॥આ૦ ॥ ત્રીજે મંગલ આરતી ઉતારૂં; ઘંટ વજાવું રણકાર. ॥ આ૦ ॥ ૨ ॥ ચોથે મંગલ પ્રભુગુણ ગાઊં, નાટિક થઈ થઇકાર. ॥ આ૦ ॥ રૂપ ચંદ કહે નાથ નિરંજન; ચરણ કમલ જાઉંવાર. ॥ આ૦ ॥ ૩ ॥ **ઇતિ ગીત.**

---

દીવોરે દીવો મંગલિક દીવો; આરતી ઉતારીને બહુ ચિરંજીવો. ॥ સોહામણુ ઘર પર્વ દીવાલી; અંબર ખેલે અબલાબાલી. ॥ દેપાલ ભણે એણે દેવ અજુઆલી; ભાવેં ભગતેં વિઘ્ન નિવારી. ॥ દેપાલ ભણે એણે કલીકાલેં; આરતી ઉતારી રાજા કુંઅરપાલેં. ॥ તેઘર મંગલીક જે ઘર મંગલીક; ચતુર્વિધ સંઘ ઘર મંગલીક દીવો. ॥ દી૦ ॥ આરતી૦ ॥ **ઇતિ.**



## અથ શ્રી આદિજિન આરતિ.

અપછરા કરતિ આરતિ જિન આગે. ॥ હાંરે જિનઆગે રે જિન આગે; હાંરે એતો અવિચલ સૂખડાંમાગે; હાંરે નાભી નંદન પાસ. ॥અ૦॥૧॥ તાથેઈ નાટિક નાચતિ પાય ઠમકે. ॥હાંરે દોય ચરણે ઝાંઝર ઝમકે; હાંરે સોવન ઘૂઘરી ઘમકે; હાંરે લેતી ફુદડિ બાલ. ॥અપ૦॥૨॥ તાલ મૃદંગને વાંસલી ડફ વીંણા. હાંરે રુડા ગાવંતી સ્વર ઝીણા; હાંરે મધૂર સુરાસુર નયણાં; હાંરે જોતી મુખડું નિહાલ. ॥ અ૦ ॥ ૩ ॥ ધન્ય મરુદેવા માતને પ્રભૂ જાયા. ॥ હાંરે તોરી કંચન વરણી કાયા; હાંરે હુંતો પૂરવ પુણ્યે પાયા; હાંરે દેખ્યો તોરો દિદાર. ॥ અ૦ ॥૪॥ પ્રાણજીવન પરમેશ્વરા પ્રભુપ્યારા. હાંરે હુંતો સેવક છું

પ્રભુ તારો; હાંરે ભવો ભવના દુ:ખડાં વારો; હાંરે તુમેદિન દયાલ. ॥ અ૦ ॥ ૫ ॥ સેવક જાણી આપનો ચિત્ત ધરજો.॥ હાંરે મારી આપદા સઘલી હરજો; હાંરે મુનિ માણિક સુખીઓ કરજો; હાંરે જાણી પોતાનો બાલ. ॥ અ૦ ॥ ૬ ॥ **ઇતિ.**

## અથ શ્રી ચકેસરી માતાની આરતી.

જય જય આરતી દેવી તુમારી; નિત પ્રણમું હું તુંમ ચરણારી. ॥ ૧ ॥ શ્રી સિદ્ધાચલ ગિરિ રખવાલી; નામ ચકેસરી જગ સૌખ્યાલી. ॥ ૨ ॥ વિધિપક્ષગચ્છની શાસન દેવી; સકલ શ્રીસંઘને સુખ કરેવી. ॥ ૩ ॥ નીલવટ ટીલડી રત્ન બિરાજે; કાંને કુંડલ દોય રવિ શશિ છાજે. ॥ ૪ ॥ બાહેં બાજુબંધ બેરખાસોહે; નીલ વરણ સુચકે મનમોહે. ॥ ૫ ॥ સોવનમય નિત ચૂનડીખલકે; પાંએ ઘુઘરડા ધમ ધમ ધમકે. ॥ ૬ ॥ વાહન ગરુડ ચડયાં બહુ પ્રેમેં; તુજ ગુણ પાર ન પાંમું કેમેં. ॥ ૭ ॥ ચૂનડી જડામાં દેહ અતિ દીપે; નવસરા હારેં જગ સહુ જીપે. ॥ ૮ ॥ નિત નિત માની આરતી ઊતારે; રોગ સોગ ભય દૂર નિવારે. ॥૯॥ તસ ઘર પુત્ર પૌત્રાદિક છાજે; મનવંછીત સુખ સંપદ રાજે. ॥ ૧૦ ॥ દેવચંદ્ર મુનિ આરતી ગાવે;જયો જયો મંગલનિત્ય વધાવે.॥૧૧॥**ઇતિ.**

## અથ શ્રી જિનસ્તુતિઃ

ભવ ભવ તુંમહિજ દેવ, સરણ તોરાધરું; ભવસાયરથી તાર, અરજ આવી કરું. ॥ ૧ ॥ પ્રભુ દરિશન સુખસંપદા, પ્રભુ દરિશન નવનિધ; પ્રભુ દરિશનથી પામીયેં, સકલ

પદારથ સિદ્ધ. ॥ ૨ ॥ જગત સ્વામી મોક્ષગામી, મોક્ષગામી સુખકરો; પ્રભુ અજર અમર અખંડ નિર્મલ; મોહમિથ્યા તમ હરો. ॥ ૩ ॥ દેવાધિદેવા ચરણ સેવા, નિત્ય મેવા આપીયેં; નિજદાસ જાણી દયા આણી, આપ સમોવડ થાપીયે. ॥૪॥ અનુભવ રત્ન ચિંતામણિ, અનુભવ સિદ્ધ સ્વરૂપ; અનુભવ મારગ મોક્ષનો, અનુભવ કેવલરૂપ. ॥ ૫ ॥ શ્રી અનંત નાથ પ્રગટ પરમેસર, અલિય વિઘ્ન સવિ દૂર કરે; વાટ ઘાટ સમરે જે સાહેબ, ભય ભંજન ચક ચૂર કર ॥ ૬ ॥ લીલા-લચ્છી દાસ તુમારો, કોઈ પૂજે કોઈ અરજે કરે; પ્રભુ નજર કરીને નિરખો સાહેબ, તુમ સેવક અરદાસ કરે. ॥ ૭ ॥ આબૂ અષ્ટાપદ ગિરનાર, સમેત શિખર સેત્રુંજો સાર; પંચે તીર્થ ઉત્તમ ઠામ, સિદ્ધિગયા તેને કરું પ્રણામ. ॥ ૮ ॥

## अथ श्री वृद्ध चैत्यवंदन.

### ઢાલ પેહેલી.

કેવલનાણી શ્રીનિરવાણી, સાગર મહાજસ વિમલ તે જાણી; સ્વાનુભૂતિ શ્રીધર ગુણ ખાણી, દત્ત દામોદર વંદૂં પ્રાણી. ॥૧॥ સુતેજ સ્વામી મુનિસુવ્રત જાણી, સુમતિ ને શિવગતિ પંચમ નાણી; અસ્તાંગ નેમીસર અનિલ તે જાણી, જશોધર સેવો મનમાંહિ આણી. ॥ ૨ ॥ કૃતારથ જપતાં નવિ હોએ હાણી, ધર્મીસર પામ્યા શિવપુર રાણી; શુદ્ધમતિ શિવકર સંદન કાણી, સંપ્રતિના ગુણ ગાએ ઇંદ્રાણી.

॥ ૩ ॥ વાચક મૂલા કહે ઉગતે ભાણી, તવન ભણો જિમ થાઓ નાણી; એ ચોવીશી નિત્ય નિત્ય ગાણી, મુક્તિ તણા સુખ જિમ લ્યો તાણી. ॥૪ ॥

### ઢાલ બીજી.

આદિ અજિતજ રે, સંભવ અભિનંદભણુ; શ્રી સુમતિજ રે, પદ્મ પ્રભજીના ગુણ થુણું. ॥ શ્રી સુપારસ રે, ચંદ્રપ્રભ જગ જાણીયેં; સુવિધિ શીતલ રે, શ્રેયાંસ હરખે વખાણીયેં. ॥ ૧ ॥ **ત્રુટક ॥** વખાણીયેં શ્રીવાસપૂજ્ય, વિમલ અનંત ધર્મ શાંતિ એ; કુંથુ અર મલ્લિ મુનિસુવ્રત, નમિ નેમ ધ્યાઉં ચિત્ત એ. ॥ સૂરધીર પાર્શ્વ વીર, વર્ત્તમાને જિનવરા; કર જોડી વાચક ભણે મૂલા, સ્વામી સેવક સુખકરા. ॥ ૨ ॥

### ઢાલ ત્રીજી.

પદ્મનાભ સૂરદેવ. સુપાર્શ્વ સ્વયંપ્રભ હોઈ; સર્વાનુભૂતિ દેવસુત, ઉદય પેઢાલજ જોઈ. ॥ ૧ ॥ પોઢિલ સત્કીર્ત્તિ, મુનિ સુવ્રત અમમ નિઃકષાય; નિપુલાયક નિર્મમ, ચિત્રગુપ્તિ વંદૂં પાય. ॥ ૨ ॥ સમાધિ સુસંવર, જશોધર વિજય મલ્લી દેવ; અનંતવીરજ ભદ્રકૃત, તેહની કીજે સેવ. ॥ ૩ ॥ અનાગત જિનવર, હોશે તેહનાં નામ; ભણે વાચક મૂલા, તેહને કરું પ્રણામ. ॥ ૪ ॥

### ઢાલ ચોથી.

મહાવિદેહેં પંચ મઝાર, પ્રત્યેકે જિન ચાર; સીમંધર જુગમંધર, બાહુ સુબાહુ એ સુખકર. ॥ ૧ ॥ સુજાત સ્વયંપ્રભ સ્વામી, ઉસભાનન લેહું નામી; અનંતવીરજ દેવ,

સુરપ્રભુ કરુઅ સેવ. ॥ ૨ ॥ વિશાલ વજરધર સાહુ, ચંદ્રાનનચંદ્રબાહુ; ભુજંગ ઈશ્વરગાઉં, નેમી પ્રભુ ચિત્ત એ લાઉં. ॥ ૩ ॥ વીરસેન મહાભદ્ર વંદૂ, દેવ જસા દીઠે આનંદૂં; અજિતવીરિય વંદન, શાશ્વતા રૂષભા ચંદ્રાનન. ॥ ૪ ॥ વર્દ્ધમાન વારિષેણ ઈશ, એ હુઆ જિન ચોવીશ, એવા છનું એ જિનવર, વાચક મૂલા કહે સુખકર. ॥ ૫ ॥

## ઢાલ પાંચમી.

હવે પાયાલેં લોક મજ્જ, જિહાં અસુર કુમાર;લાખ ચોસઠ જિનભુવનઅ છે, તિહાં કરું જૂહાર. ॥ ૧ ॥ નાગકુમાર માંહે કહ્યા, તિહાં લાખ ચોરાસી; એતાં જિનહર તિહાં નમું થાઉં સમકિતવાસી. ॥ ૨ ॥ સોવનકુમાર મજ્જ લાખ, બહુતેર પ્રાસાદ; છનું લાખ વાયુ મજ્જ, સુણિયેં સુરનાદ. ॥ ૩ ॥ દીપકુમાર દિશાકુમાર, વલી ઉદધિકુમાર; વિદ્યુત સ્તનિતકુમાર અને, વલી અગ્નિકુમાર. ॥ ૪ ॥ એ છએ થાનક જાણિએં, પ્રત્યેકેં જિનહર; છહુંતેર છહુંતેર લાખ તિહાં, ભવિઅણ જિનસુખકર. ॥ ૫ ॥ એવંકારેં સવિ મલી, બહુંતેર તિહાં લાખ; સાત કોડી જિનહર નમું, શ્રીજિનવર ભાંખ. ॥ ૬ ॥ લાખ સાત નિવ્યાસી ક્રોડી, અને તેરસેં કોડી; જિન પડિમા શ્રીજિનતણી, વંદૂં બે કર જોડી. ॥૭॥ અસંખ્યા વ્યંતર જોઇસી, અસંખ્યા જિનહર; અસંખ્ય પડિમા જિનતણી, નમિય નાહેં દુર્ગતિ ડર. ॥ ૮ ॥ વાચકમૂલા કહે દેવ, દેઓ સુમતિ સદા મુઝ; જિનવચનેં હું લીન થઈ, ગાઉં જિનજી તુઝ. ॥ ૯ ॥

## ઢાલ છઠી.

સોહમ ઈશાન સનતકુમાર એ, માહિંદ બંભ રે લાંતક સાર એ. ॥ ત્રુટક.॥ સાર સુક્ર અનેં સહસારહ, આનત પ્રાણત આરણા; અચ્યુત નવગ્રૈવેયક ત્રિક તિહાં, પંચ અનુત્તર તારણા. ॥ અનુક્રમેં પ્રાસાદ કહીએં, લાખ સહસ સત સંખયા; બત્તીસ અઠાવીસ બારહ, અઠ ચઊ લખ અખ્કયા. ॥ ૧ ॥ ચાલ ॥ પન્નાસ ચાલીસ છસહસ જિનહરા; દોદો દોઢજ દોઢજ સતવરા. ॥ ત્રુટક. વરા સત્તવર ઇગ્યારોત્તર સત્તોત્તરસો, જાણીએ; એકશો ઉપર પંચ અનુત્તર, અનુક્રમેં વખાણીએં. ॥ સવે મલી જિનહર જિનહર, લાખ ચોરાસી સાખ એ; સહસ સત્તાણું આગલા, તિહાં વીશને ત્રણ દાખ એ. ॥ ૨ ॥ ચાલ ॥ એકસો કોડી રે, બાવન કોડી એ; લાખ ચોરાણું રે, સંખ્યા જોડી એ. ॥ ત્રુટક. ॥ જોડિએં ચોશઠ સહસ એકશો, ચાલીસેં તિહાં આગલી; જિનપ્રાસાદ એકશો એસિઅ લેખેં, વંદૂં પ્રતિમા ઊજલી. ॥ ચૈત્ય સંખ્યા ઊર્ધ્વ લોકેં, વીર વચન વિખ્યાત એ; વાચક મૂલા કહે ભણજો, સ્તવન એ પરભાત એ. ॥ ૩ ॥

## ઢાલ સાતમી.

વેયઢ ગિરિ સિંતર સો જિનહર, વૃષધરના તિહાં ત્રીશ જી. કુરૂદ્રુમના દશ જિનહર બોલ્યા, ગજદંતેં તિહા વીશ જી ॥ ૧ ॥ અસિઅ તે જિનહર કુરૂદ્રુમ પરિઘેં, અસિઅ વખારે જાણું જી; મેરૂતણા પંચાસી જિનહર, અખ્કુકારે ચ્યાર વખાણુંજી.॥ ૨॥ માનુષોત્તર પર્વત તિહાં ચારજ,

નંદીસરના વીશ જી ;કુંડલ રૂચક તિહાં ચાર ચાર જિનહર, રૂષભાદિક તિહાં ઈશ જી.॥ ૩ ॥ પંચ સયા ઇગ્યારેં આધકા, જિનહર તિર્છે લોકિં જી; પડીમા એકશઠ સહસ ચારસેં, બોલીસઘલે થોકિં જી. ॥ ૪ ॥ અધો ઊર્ધ્વને તિર્છે લોકિં, સર્વે મલી કોડી આઠેજી; લાખ છપ્પન્નને સહસ સત્તાણું, પણસય ચોત્રીશ પાઠેં જી.॥ ૫ ॥ જિન પડિમા પન્નરસે કોડી, બેંતાલીશ વલી કોડી જી; લાખ પંચાવન સહસ પણવીસ, પણસય ચાલીશ જોડી જી. ॥ ૬ ॥ એતા તવન ભણે જે ભાવેં, પ્રહર ઉગમતે સૂરેં જી; વાચક મૂલા કહે ગુણ ગાતાં દુર્ગતિ નાસે દૂરેંજી. ॥ ૭ ॥

## ઢાલ આઠમી.

અઠાવય સમેત શિખરગિરિ; સાજિનજિઅ ॥ રેવત ગિરિ સેતુંજ; ગજપદ ધમ્મ ચક્ક કહું; ॥ સા० ॥ વૈભારગિરિ ઉત્તંગ. ॥ ૧ ॥ રાવતે કુંજરાવતે; ॥ સા० ॥ તિહુઅણગિરિ ગ્વાલેર; કાશી અવંતી જાણીએં, ॥ સા० ॥ નાગોર જેસલમેર. ॥૨॥ સોરીપુર હથ્થિણાઉરે, ॥સા०॥ અલ ઈરાવણ પાસ; પીરોજ પુરેં ભુઅડ ભલો, ॥સા०॥ ફલ વિધિ પૂરે આશ. ॥૩॥ વિક્રાનેરને મેડતે, ॥ સા० ॥ સીરોહી આબૂ શૃંગ; રાણગપુરને સાદડી, ॥ સા० ॥ વરકાણે મનરંગ. ॥ ૪ ॥ ભીન્નમાલને કોટડે, ॥ સા० ॥ બાહડમેર મઝાર; રાયધણપુર રલિઆમણું, ॥સા०॥ શાંતિનાથ દયોદ્ર જૂહાર. ॥ ૫ ॥ સાચોર જાલોર રાડદ્રે, ॥ સા० ॥ ગોડીપુરવર પાસ; પાટણ અમદાવાદ વલી, ॥ સા० ॥ સંખેસર દીજે બાસ.

॥ ૬ ॥ અમીઝરે નવ પલ્લવે, ॥ સા૦ ॥ નવખંડ થલાદ્રે ઠામ; તારંગે બુરહાનપુરે, ॥ સા૦ ॥ વંદૂં માણુક શામ. ॥ ૭ ॥ ખંભાયતને તારાપુરે, ॥ સા૦ ॥ માતરને ગંધાર; લોડણુ ચિંતામણિ વરૂં, ॥ સા૦ ॥ સૂરત ડભોઇ જૂહાર. ॥ ૮ ॥ દેવક પાટણુ દેવગિરિ, ॥ સા૦ ॥ નવે નગર વંદી જોય; દીવાદિક સવિ બંદરે, ॥ સા૦ ॥ અંતરિક સિરિપુર હોય. ॥ ૯ ॥ વડનગરને ડુંગરપુરે, ॥ સા૦ ઇડરમાલવ દેશ; કલ્યાણુક જિહાં જિન તણું, ॥ સા૦ ॥ મન સૂધે પ્રણુમેસ. ॥ ૧૦ ॥ ગામ નગર પુર પાટણે, ॥ સા૦ ॥ જિન મૂરતિ જિહાં હોય; વાચક સુલા કહે મુઝ ॥ સા૦ ॥ વંદતાં શિવ સુખ હોય. ॥ ૧૧ ॥

**કલશ.**

છન્નુંએ જિનવર છન્નુંએ જિનવર, અધો ઊર્ધ્વને લોક તીર્છે જાણું એ; સાસય અસાસય જૈનપડિમા, તે સવે વખાણું એ. ॥ ગચ્છ વિધિપક્ષ પૂજ્ય પરગટ શ્રી ધર્મમૂર્ત્તિ સૂરિંદુ એ; વાચક મૂલા કહે ભણતાં, રૂદ્ધિવૃદ્ધિ આણંદુ એ. ॥ ૧ ॥

## इति श्री वृद्ध चैत्यवंदनं समाप्त.



## અથ શ્રી ગૌતમસ્વામીને રાસ પ્રારંભઃ

પ્રથમ ભાષા.

વીર જિણેસર ચરણુકમલ, કમલા કયવાસો; પણુમવિ પભણિસું સામિસાલ, ગોયમ ગુરુ રાસો. ॥ મણુ તણુ વયણુ એકંત કરવિ, નિસુણો ભો ભવિયાં !; જિમ નિવસે તુમ્હ દેહ

ગેહ, ગુણ ગણ ગહગહિયા. ॥ ૧ ॥ જંબૂદીવ સિરિ ભરહ-
ખિત્ત, ખોણીતલ મંડણ; મગધદેસ સેણિયનરેસ, રિઉદલ-
બલ ખંડણ. ॥ ધણવર ગુબ્બર ગામ નામ, જિહાં જણગુણ-
સજ્જા; વિપ્પ વસે વસુભૂઇ તથ્થ, જસુ પુહવી ભજ્જા. ॥ ૨ ॥
તાંણ પુત્ત સિરિ ઇંદભૂઇ, ભૂવલય પસિદ્ધો; ચઉદહ વિદ્યા-
વિવિહ રૂવ, નારીરસ વિદ્ધો. ॥ વિનય વિવેક વિચાર સાર,
ગુણ ગણહ મનોહર; સાત હાથ સુપ્રમાણ દેહ, રૂપેં રંભા-
વર. ॥ ૩ ॥ નયણ વયણ કર ચરણ જિણ, વિ પંકજ જલ
પાડીય; તેજેં તારા ચંદ સૂર, આકાસ ભમાડિય. ॥ રૂવેં
મયણ અનંગ કરવિ, મેલ્હિઓ નિરધાડીય; ધીરમેં મેરુ
ગંભીર સિંધુ, ચંગમચયચાડીય. ॥ ૪ ॥ પેખવિ નિરુવમ
રૂવ જાસ, જિણ જંપે કિંચિય; એકાકી કિલ ભીત ઇથ્થ,
ગુણ મેલ્હા સંચિય. ॥ અહવા નિશ્ચેં પુબ્વ જમ્મ, જિણવર
ઇણ અંચિઅ; રંભા પઉમા ગઉરી ગંગા, રતિહા વિધિ
વંચિય. ॥ ૫ ॥ નાહિં બુધ નાહિં ગુરુ કવિ ન કોઇ, જસુ
આગલ રહિઓ; પંચસયા ગુણપાત્ર છાત્ર, હિંડે પરવરિઓ.
॥ કરે નિરંતર યજ્ઞકર્મ મિથ્યામતિ મોહિય; ઇણ છલ
હોસે ચરમ નાણ, દંસણહ વિસોહિય. ॥ ૬ ॥

**વસ્તુ છંદ.**

જંબૂદીવડ જબૂંદીવહ ભરહ વાસંમિ, ખોણી તલ
મંડણો. ॥ મગધ દેસ સેણીય નરેસર, વરગુબ્બર ગામ
તિહાં ॥ વિપ્પ વસે વસુભૂઇ સુંદર, તસુ ભજ્જા પુહવી

સયલ, ગુણ ગણ રૂવ નિહાણ ॥ તાણ પુત્ત વિદ્યાનિલઓ, ગોયમ અતિહિ સુજાણ. ॥ ૭ ॥

## દ્વિતીય ભાષા.

ચરમ જિણેસર કેવલનાણી, ચઉવિહ સંધપઇઠા જાણી; પાવાપુર સામી સંપત્તો, ચઉવિહ દેવનિકાયેં જુત્તો. ॥ ૮ ॥ દેવેં સમવસરણતિહાં કીજેં, જિણ દીઠે મિથ્યામતિ ખીજેં; ત્રિભુવનગુરુ સિંહાસણ બઇઠા, તતખિણ મોહ દિગંતેં પઇઠા. ॥ ૯ ॥ ક્રોધ માન માયા મદ પૂરા, જાયે નાઠા જિમ દિન ચોરા; દેવદુંદુહિ આકાશેં વાજી, ધરમ નરેસર આવિઓ ગાજી. ॥ ૧૦ ॥ કુસુમવૃષ્ટિ વિરચે તિહાં દેવા, ચોશઠ ઇંદ્ર જસુ માગે સેવા; ચામર છત્ર સિરોવરિ સોહે, રૂપેં જિણવર જગ સહુ મોહે. ॥ ૧૧ ॥ ઉવસમ રસભર ભરી વરસંતા, જોજન વાણિ વખાણ કરંતા; જાણવિ વદ્ધમાણ જિણ પાયા, સુરનર કિન્નર આવે રાયા. ॥ ૧૨ ॥ કંતિસમૂહેં ઝલ હલકંતા, ગયણ વિમાણે રણ રણકંતા; પેખવિ ઇંદભૂઇ મન ચિંતે, સુર આવે અહ્મ જગન હોવંતે. ॥ ૧૩ ॥ તીર તરંડક જિમ તે વહતા, સમવ સરણ પહોતા ગહગહતા; તો અભિમાનેં ગોયમ જંપે, ઇણ અવસરેં કોપેં તણુ કંપે. ॥ ૧૪ ॥ મૂઢ લોક અજાણિઉં બોલે, સુર જાણંતા ઇમ કાંઇ ડોલે; મૂ આગલ કોઇ જાણ ભણિજેં, મેરુઅવર કેમ ઉપમા દીજેં. ॥ ૧૫ ॥

## વસ્તુ છંદ.

વીરજિણવર વીરજિણવર નાણ સંપન્ન ॥ પાવાપુરિસુર મહિય પત્તનાહ સંસાર તારણ ॥ તિહિં દેવેહિં નિમ્મવિય

સમવસરણ બહુ સુખ્ક કારણ ॥ જિણવર જગ ઉજ્જોય કરે તેજેં કરિ દિનકાર ॥ સિંહાસણ સામિય ઠવિઓ હુઓ સુ જય જયકાર. ॥ ૧૬ ॥

## તૃતીય ભાષા.

તો ચઢિઓ ઘણમાણ ગજે, ઇંદભૂઈ ભૂયદેવતો; હુંકારો કરી સંચરિઓ, કવણ સુજિણવર દેવતો. ॥ ૧૭ ॥ જોજન ભૂમિ સમોસરણ, પેખવી પ્રથમારંભતો; દહદિસિ દેખે વિબુધવહૂ, આવંતી સુરરંભતો. ॥ ૧૮ ॥ મણિમય તોરણ દંડ ધજ, કોસીસે નવ ઘાટતો; વયર વિવર્જિત જંતુગણ, પ્રાતીહારજ આઠતો. ॥ ૧૯ ॥ સુર નર કિન્નર અસુરવર, ઇંદ્ર ઇંદ્રાણીરાયતો; ચિત્ત ચમક્કિય ચિંતવે એ, સેવંતા પ્રભુ પાય તો. ॥ ૨૦ ॥ સહસકિરણ સમ વીર જિણ, પેખવી રૂપ વિસાલ તો; એહ અસંભવ સંભવએ, સાચો એ ઇંદ્ર જાલ તો. ॥ ૨૧ ॥ તો બોલાવે ત્રિજગ ગુરુ, ઇંદભૂઈ નામેણ તો; શ્રી મુખ સંસય સામિ સવે, ફેડે વેદ પએણ તો. ॥ ૨ ॥ માન મેલ્હિ મદ ઠેલિ કરે, ભગતેં નામે સીસતો; પંચસયાસું વ્રત લિઓ એ, ગોયમ પહિલો સીસ તો. ॥ ૨૩ ॥ બંધવ સંજમ સુણવિ કરે, અગિનિભૂઈ આવેઇ તો; નામ લેઇ આભાષ કરે, તં પુણ પ્રતિ બોધેઈતો. ॥ ૨૪ ॥ ઇણિ અનુક્રમેં ગણહરરયણ, થાપ્યા વીર ઇગ્યાર તો; તો ઉપદેશેં ભુવન ગુરુ, સંજમસું વ્રત બાર તો. ॥ ૨૫ ॥ બિહું ઉપવાસેં પારણું એ, આપણપેં વિહિરંત તો; ગોયમ સંજમ જગ સયલ, જય જય કાર કરંત તો. ॥ ૨૬ ॥

## વસ્તુ છંદ.

ઇદભૂઈ ઇંદભૂઈ ચઢિય બહુમાન ॥ હુંકારો કર કંપતો સમવસરણ પુહતો તુરંતો ॥ ઇહ સંસા સામિ સવે ચરમનાહ ફેડે ફુરંતો ॥ બોધબીજ સજ્ઝાયમને ગોયમ ભવહ વિરત્ત ॥દિખ્ક લેઇ સિખ્કા સહિય, ગણહર પય સંપત્ત. ॥૨૭॥

## ચતુર્થ ભાષા.

આજ હુઓ સુવિહાણ, આજ પચેલિમાં પુણ્ય ભરો; દીઠા ગોયમ સામિ, જો નિય નયણેં અમિય ભરો. ॥ ૨૮ ॥ સિરિગોયમ ગણહાર, પંચ સયા મુનિ પરવરિયા; ભૂમિય કરય વિહાર, ભવિયાં જન પડિબોહ કરે. ॥ ૨૯ ॥ સમવસરણ મઝાર, જે જે સંસા ઉપજે એ; તે તે પર ઉપગાર, કારણ પૂછે મુનિપવરો. ॥ ૩૦ ॥ જિહાં જિહાં દીજે દિખ્ક, તિહાં તિહાં કેવલ ઉપજે એ; આપ કન્હે અણ હુંત, ગોયમ દીજે દાન ઇમ ॥ ૩૧ ॥ ગુરૂ ઉપર ગુરૂભત્તિ, સામી ગોયમ ઉપનિય; ઇણ છલ કેવલનાણ, રાગજ રાખે રંગભરેં. ॥૩૨॥ જો અષ્ટાપદ શૈલ, વન્દે ચઢિ ચઉવીસ જિણ; આતમ લબ્ધિ વિસેણ, ચરમસરીરી સોઇ મુનિ, ॥ ૩૩ ॥ ઇઅ દેસણ નિસુણેઇ, ગોયમ ગણહર સંચલિઓ; તાપસ પન્નર સએણ, તો મુનિ દીઠો આવતો એ ॥ ૩૪ ॥ તવસોસિય નિય અંગ, અમ્હસક્તિ નવિઉપજે એ ,કિમ ચઢસે દઢકાય, ગજ જિમ દીસે ગાજતો એ ॥ ૩૫ ॥ ગિરુઓ એ અભિમાન, તાપસ જો મન ચિંતવે એ; તો મુનિ ચઢિઓ વેગ, આલંબવિ દિનકર કિરણ ॥ ૩૬ ॥ કંચણ મણિ નિપ્પન્ન,

દંડ કલસ ધજ વડ સહિય; પેખવિ પરમાણંદ, જિણહર ભરહેસર મહિઅ. ॥ ૩૭ ॥ નિય નિય કાય પ્રમાણ, ચઉ દિસિ સંઠિઅ જિણહબિંબ; પણમવિ મન ઉલ્લાસ, ગોયમ ગણહર તિહાં વસિય. ॥ ૩૮ ॥ વયર સામીનો જીવ, તીર્યક જૂંભક દેવ તિહાં; પ્રતિબોધે પુંડરીક, કંડરીક અધ્યયન ભણી. ॥ ૩૯ ॥ વલતા ગોયમ સામિ, સવિ તાપસ પ્રતિબોધ કરે; લેઈ આપણે સાથ, ચાલે જિમ જૂથાધિપતિ. ॥ ૪૦ ॥ ખીર ખંડ ધૃત આણિ, અમિઅ વૂઠ અંગુઠ ઠવે; ગોયમ એકણ પાત્ર, કરાવે પારણું સવે ॥ ૪૧ ॥ પંચસયા સુભ ભાવ, ઉજ્જલ ભરિઓ ખીરમીસેં; સાચા ગુરુસંજોગ, કવલ તે કેવલ રૂપ હુઆ. ॥ ૪૨ ॥ પંચસયા જિણનાહ, સમવસરણ પ્રાકાર ત્રય; પેખવિ કેવલ નાણ, ઉપ્પન્નો ઉજ્જોય કરે. ॥ ૪૩ ॥ જાણે જિણહ પીયૂષ, ગાજંતી ઘણ મેઘ જિમ; જિણવાણી નિસુણેઇ, નાણી હૂઆ પંચસયા.॥૪૪॥

## વસ્તુ છંદ.

ઇણે અનુક્રમેં ઇણે અનુક્રમેં નાણ સંપન્ન ॥ પન્નરહ સય પરવરિય હરિય દુરિય જિણનાહ વંદે ॥ જાણવિ જગ ગુરુ વયણ તિહ નાણ અપ્પાણનિંદે ॥ ચરમ જિણેસર ઇમ ભણે ગોયમ મકરિસ ખેઓ ॥ છેહ જઇ આપણ સહી હોસું તુલ્લા બેઉ. ॥ ૪૫ ॥

## પંચમ ભાષા.

સામિઓ એ વીર જિણંદ, પૂનિમ ચંદ જિમ ઉલ્લસિઅ; વિહરિઓ એ ભરહવાસમ્મિ, વરિસ બહુત્તર સંવસિઅ. ॥

ઠવતો એ કણય પઉમેવ, પાય કમલ સંઘેં સહિઅ; આવિઓ એ નયણાણંદ, નયર પાવાપુરિ સુરમહિય. ॥૪૬॥ પેખિઓ એ ગોયમ સામી, દેવસમા પ્રતિ બોધ કરે, આપણ એ ત્રિસલા દેવિ, નંદન પહોતો પરમ પએ. ॥ વલતો એ દેવ આકાસ, પેખવિ જાણિય જિણ સમે એ; તો મુનિ એ મન વિખવાદ, નાદ ભેદ જિમ ઉપનો એ. ॥ ૪૭ ॥ કુંણ સમો એ સામિય દેખી, આપ કન્હે હું ટાલિઓ એ; જાણતો એ તિહુઅણ નાહ, લોક વિવહાર ન પાલિઓ એ. ॥ અતિ ભલું એ કીધલું સામિ, જાણિઉં કેવલ માગસે એ; ચિંતવિઉં એ બાલક જેમ, અહવા કેડે લાગસે એ. ॥ ૪૮ ॥ હું કિમ એ વીર જિણંદ, ભગતેં ભોલો ભોલવિઓ એ; આપણે એ અવિહલ નેહ, નાહ ન સંપે સાચવ્યો એ. ॥ સાચો એ ઇહ વીતરાગ, નેહ ન જેણે લાલિઓ એ; ઇણ સમે એ ગોયમ ચિત્ત, રાગવૈરાગેં વાલિઓ એ. ॥ ૪૭ ॥ આવતો એ જો ઊલટ, રહેતો રાગેં સાહિઓ એ; ॥ કેવલ એ નાણ ઉપન્ન, ગોયમ સેહેજેં ઉમાઈઓ એ. ॥ ત્રિભુવન એ જય જયકાર, કેવલ મહિમા સુર કરે એ; ગણધરૂ એ કરય વખાણ, ભવિયણ ભવ ઇમ નિસ્તરે એ. ॥ ૫૦ ॥

## વસ્તુ છંદ.

પઢમ ગણહર પઢમ ગણહર વરસ પંચાસ ॥ ગિહિવાસેં સંવસિય તીસ વરિસ સંજમ વિભૂસિય ॥ સિરિ કેવલ નાણ પુણ બાર વરિસ તિહુયણ નમંસિય ॥ રાયગિહિ નયરી

ઠવિઅ બાણુ વઇ વરિસાઓ ॥ સામી ગોયમ ગુણ નિલો હોસે સિવપુર ઠાઓ ॥ ૫૧ ॥

## ષષ્ટ ભાષા.

જિમ સહકારેં કોયલ ટહુકે, જિમ કુસુમવનેં પરિમલ બહુકે, જિમ ચંદન સુગંધનિધિ; જિમ ગંગાજલ લહરેં લહકે, જિમ કણયાચલ તેજેં ઝલકે, તિમ ગોયમ સૌભાગ નિધિ. ॥ ૫૨ ॥ જિમ માનસરોવર નિવસે હંસા, જિમ સુરવર સિરિ કણયવતંસા, જિમ મહુયર રાજીવવની; જિમ રયણાયર રયણેં વિલસે, જિમ અંબર તારાગણ વિકસે, તિમ ગોયમ ગુણકેલિવની. ॥ ૫૩ ॥ પૂનિમ નિસિ જિમ સસિહર સોહે, સુરતરુ મહિમા જિમ જગ મોહે, પૂરવ દિસિ જિમ સહસ કરો; પંચાનન જિમ ગિરિવર રાજે, નરવઈ ઘર જિમ મયગલ ગાજે, તિમ જિનશાસન મુનિ-પવરો. ॥૫૪॥ જિમ સુરતરુવર સોહેં શાખા, જિમ ઉત્તમ મુખ મધુરી ભાખા, જિમ વનકેતકી મહમહે એ; જિમ ભૂમિપતિ ભુયબલ ચમકે, જિમ જિનમંદીર ઘંટા રણકે, તિમ ગોયમ લબ્ધિંહિ ગહગહે એ. ॥ ૫૫ ॥ ચિંતામણિ કર ચઢિઓ આજ, સુરતરુસારે વંછિત કાજ, કામકુંભ સવિ વસ હુઆ એ; કામગવી પૂરે મનકામીય, અષ્ટ મહાસિદ્ધિ આવે ધામીય, સામી ગોયમ અણુસરો એ. ॥ ૫૬ ॥ પણવખ્કર પહેલો પભણીજેં, માયાબીજ શ્રવણ નિસુણીજેં. શ્રીમતી શોભા સંભવે એ; દેવહધુરિ અરિહંત નમીજેં, વિનયપહુ ઉવજ્ઝાય શુણીજેં, ઈણ મંત્રેં ગોયમ નમો એ ॥ ૫૭ ॥ પુરપુર વસતાં

કાંઈ કરીજેં, દેશ દેશાંતર કાંઈ ભમીજેં, કવણ કાજ આયાસ કરો; પ્રહ ઊઠી ગોયમ સમરીજેં, કાજ સમગ્રહ (સુમંગલ) તતખણ સીજે, નવનિધિ વિલસે તાસ ઘરે. ॥ ૫૮ ॥ ચઉદહ સય બારોત્તર વરસેં, ગોયમ ગણહર કેવલ દિવસેં, "ખંભ નયર સિરિ પાસ પસાયેં" કિયું કવિત ઉપગાર કરો; આદેં મંગલ એહ પભણીજેં, પરવ મહોચ્છવ પહિલો કીજેં, રિદ્ધિ વૃદ્ધિ કલ્લાણ કરો. ॥ ૫૯ ॥ ધન્ય માતા જિણેં ઉયરેં ધરિયા, ધન્ય પિતા જિણ કુલ અવતરિયા, ધન્ય સહ ગુરૂ જિણે દિખ્ખિયા એ; વિનયવંત વિદ્યા ભંડાર, જસ ગુણ પુહવી ન લાભે પાર, વડ જિમ શાખા વિસ્તરો એ. ॥ ૬૦ ॥ ગૌતમ સ્વામીનો રાસ ભણીજેં, ચઉવ્વિહ સંઘ રલિયાયત કીજેં, સકલ સંઘ આણંદ કરો; કુંકુમ ચંદન છડો દેવરાવો, માણક મોતીના ચોક પુરાવો, રયણ સિંહાસણ બેસણો એ. ॥ ૬૧ ॥ તિહાં બેશી ગુરૂ દેશના દેશે, ભવિક જીવના કાજ સરીશે, ઉદયવંત મુનિ ઇમ ભણે એ; ગૌતમસ્વામી તણો એ રાસ, ભણતાં સુણતાં લીલ વિલાસ, સાસય સુખનિધિ સંપજે એ. ॥ ૬૨ ॥ એહ રાસ જે ભણે ભણાવે, વરમંગલ લચ્છિ ઘર આવે, મન વંછિત આશા ફલે એ. ॥ ૬૩ ॥ **ઇતિ શ્રી ગૌતમ સ્વામીનો રાસ સંપૂર્ણ.**

---

## અથ શ્રી પ્રભાતસમયેં મંગલાચાર.

### ॥ શ્લોક. ॥

**मंगलं भगवान् वीरो, मंगलं गौतमः प्रभुः ॥**
**मंगलं स्थूलभद्राद्या, जैनो धर्मोऽस्तु मंगलं. ॥१॥**

**सर्वारिष्टप्रणाशाय, सर्वाभिष्टार्थ दायिने ॥ सर्व-लब्धिनिधानाय, गौतमस्वामिने नमः. ॥ २ ॥ अक्षीणमहानसीलब्धि, केवल श्रीः करांबुजे ॥ नामलक्ष्मी मुखे वाणी, तं श्री गौतमं स्तवे. ॥३॥**

**દોહરા. ॥** એક જંબૂ જગ જાણીયેં, બીજા નેમ કુમાર, ત્રીજા વયર વખાણીયેં, ચોથા ગૌતમ સ્વામ. ॥ ૧ ॥ અંગુઠે અમૃત વસે, લબ્ધિતણો ભંડાર; તે ગોયમ ગુરુ સમરિયેં, વાંછિત ફલ દાતાર. ॥ ૨ ॥ પુંડરીક ગોયમ પમુહ, ગણહર ગુણ સંપન્ન; પ્રહ ઉઠી નિત્ય પ્રણમિયેં, ચઉદહસેં બાવન્ન ॥ ૩ ॥ બોરસ કિમરસ ક્ષિન્નરસ, ચોથા જસોભદ્રસૂરિ; ત્રિણે કાલેં સમરતાં, દુરિય પણાસે દૂરિ. ॥ ૪ ॥ જે ચારિત્રેં નિર્મલા, તે પંચાયણ સિંહ; વિષય કષાયને ગંજિયા, તે સમરો નિશ દિંહ. ॥ ૫ ॥ ગામ તણે પૈસારણે, ગોયમ ગુરુ સમરંત; ઇચ્છા ભોજન ઘર કુશલ, લચ્છિ લીલ કરંત. ॥ ૬ ॥

**ઇતિ મંગલાચાર સમાસ. ॥**



## અથ શ્રી ગૌતમાષ્ટકછંદ પ્રારંભઃ

**ચોપાઇ.** વીર જિણેશ્વર કેરો શિષ્ય, ગૌતમ નામ જપો નિશદીશ; જો કીજેં ગૌતમનું ધ્યાન, તો ઘર વિલસે નવે નિધાન. ॥ ૧ ॥ ગૌતમ નામેં ગિરિવર ચઢે, મન વંછિત હેલા સંપજે; ગૌતમ નામેં નાવે રોગ, ગૌતમ નામેં સર્વ સંજોગ. ॥ ૨ ॥ જે વૈરી વિરુઆ વંકડા, જસ નામેં નાવે

કૂકડા; ભૂત પ્રેત નવિ મંડે પ્રાણ, તે ગૌતમનાં કરૂં વખાણ. ॥ ૩ ॥ ગૌતમ નામેં નિર્મલ કાય, ગૌતમ નામેં વાધે આય; ગૌતમ જિણ શાસન શિણગાર, ગૌતમ નામેં જય જય કાર. ॥૪॥ શાલ દાલ સુરહાં ધૃત ગોલ, મન વંછિત કાપડ તંબોલ; ધરે સુધરણી નિર્મલ ચિત્ત, ગૌતમ નામે પુત્રવિનીત. ॥ ૫ ॥ ગૌતમ ઉદયો અવિચલ ભાણ, ગૌતમ નામ જપો જગ જાણ; મોટાં મંદિર મેરુ સમાન, ગૌતમ નામેં સફલ વિહાણ. ॥ ૬ ॥ ઘર મયગલ ઘોડાની જોડ, પહોચે વારુ વંછિત કોડ; મહિયલ માને મોહોટા રાય, જો તૂઠે ગૌતમના પાય. ॥ ૭ ॥ ગૌતમ પ્રણમ્યાં પાતિક ટલે, ઉત્તમ નરની સંગતિ મલે; ગૌતમ નામેં નિર્મલ જ્ઞાન, ગૌતમ નામેં વાધે વાન. ॥ ૮ ॥ પુણ્યવંત અવધારો સહુ, ગુરુ ગૌતમના ગુણ છે બહુ; કહે લાવણ્ય સમય કર જોડ, ગૌતમ તૂઠે સંપત્ત કોડ. ॥ ૯ ॥ **ઇતિ ગૌતમાષ્ટકછંદ સંપૂર્ણ.**

**શાર્દૂલ વિક્રીડીતં વૃત્તમ્.**॥ બ્રાહ્મી ચંદનબાલિકા ભગવતી રાજીમતી દ્રૌપદી, કૌશલ્યા ચ મૃગાવતી ચ સુલસા સીતા સુભદ્રા શિવા; કુંતી શીલવતી નભસ્ય દયિતા ચૂલા પ્રભાવત્યપિ, પદ્માવત્યપિ સુદંરી દિનમુખે કુર્વંતુ વોમંગલં. ॥ ૧ ॥ અહિમ ગોહિમ ગોધરણી સુતો, બુધબૃહસ્પતિ દાનવ પુજિતાઃ; રવિજ રાહુસકેતુ. નવગ્રહા વિદધતાં સતતં મ મ સંપદં. ॥ ૧ ॥

॥ श्लोक. ॥

सर्वमंगलमांगल्यं, सर्वकल्याणकारणं; ॥
प्रधानं सर्वधर्माणां, जैनं जयति शासनं. ॥

## અથ ગણધર સ્તવન પ્રારંભઃ

એકાદશ ગણધરનાં નામ, પ્રહ ઉઠીને કરૂ પ્રણામ; ઇંદ્ર ભૂતિ પહેલો તે જાણ, અગ્નિભૂતિ બીજો ગુણખાણ. ॥ ૧॥ વાયુભૂતિ ત્રીજો જગસાર, ગણધર ચોથો વ્યક્ત ઉદાર; શાસનપતિ સુધર્માસાર, મંડીતનામેં છઠોધાર. ॥ ૨ ॥ મૌર્ય પુત્ર તે સાતમો જેહ; અકંપિત અષ્ટમ ગુણગેહ ॥ મુનિવર માંહે જે પરધાન, અચલ ભ્રાત નવમો એ નામ. ॥ ૩ ॥ નામથકી હોય કોડી કલ્યાણ, દશમો મેતારજ અવિરલવાણ; એકાદશમો પ્રભાસ કહેવાય, સુખસંપતિ જસ નામેં થાય. ॥ ૪ ॥ ગાયા વીર તણા ગણધાર, ગુણ મણિ રયણ તણા ભંડાર, ઉત્તમ વિજયગુરુનો શીષ્ય, રત્ન વિજય વંદે નિસદિશ. ॥ ૫ ॥ **ઇતિ.**

## અથ શોલ સતીની સઝાય પ્રારંભઃ.

**ચોપાઇ.** સરસતી માતા પ્રણમું મુદા, તું તૂઠી આપે સંપદા; શોલ સતીનાં લીજેં નામ, જેમ મનવાંછિત સિઝે કામ. ॥ ૧ ॥ બ્રાહ્મી સુદંરી સુલસા સતી, જપતાં પાતિક ન રહે રતી; કૌશલ્યા કુંતી સતી સાર, પ્રભાવતી નામેં જયકાર ॥૨ ॥ ભગવતી શીલવતી ભય હરે, સુખસંપત્તિ પદ્મા-

વતી કરે; દ્રૌપદી પાડંવ ધરણી જેહ, શિયલ અખંડ વખાણ્યું તેહ. ॥ ૩ ॥ ચૂલા દમયંતીદુઃખ હરે, શિવાદેવી નિત સાન્નિધ્ય કરે; ચંદનબાલા ચડતી કલા, વીરપાત્ર દીધા બાકુલા ॥૪ ॥ રાજ મતી નવિરપરણ્યા નેમ, તોહે રાખ્યો અવિહડ પ્રેમ; સીતાતણું શીલ જગ જયો, અગ્નિ ટલીને પાણીં થયો. ॥૫॥ ધનધન સતી સુભદ્રા ધીર, કાચે તાંતણે ચાલણી નીર; ચંપાપોલી ઉઘાડી ચંગ, મૃગાવતી પ્રણમૂં મનરંગ. ॥ ૬ ॥ પ્રહ ઉઠી સતી જપિયેં શોલ, જિમ લહિયેં રૂદ્ધિ વૃદ્ધિ ધૃત ગોલ; શ્રી વિનયવિજય વાચકસુપસાય, રૂપ વિજય ભાવેં ગુણ ગાયા. ॥ ૭ ॥ **ઇતિ સઝાય સમાપ્ત ॥**

---

## અથ શ્રી સિદ્ધપદ સ્તવન.

શ્રી ગૌતમ પૂછા કરે, વિનય કરી સીસ નમાય પ્રભુજી; અવિચલ થાંનક મેં સુણ્યો, કૃપા કરી મોયબતાય પ્રભુજી. ॥ શિવપુર નગર સોહામણું. ॥ ૧ ॥ આઠ કરમ અલગાં કરી, સાર્યા આતમ કાંમ;॥પ્ર૦॥ છુટા સંસારના દુખ થકી, રેવાનો કીહાં ઠાંમ ॥પ્ર૦॥ શિ૦ ॥૨॥ વીર કહે ઉર્ધ્વલોકમાં, સિદ્ધશિલા તણો ઠામ હો ગૌતમ; સ્વરગ છ૦વીશ ને ઉપરે, તેહનાં બારે નામ હો.॥ ગૌ૦ ॥ શિ૦॥૩॥ લાખપિસતાલીસ જોજના, લાંબી પોહોલી જાણ હો;॥ગૌ૦॥ આઠ જોજન જાડી વિચ્ચે, છેડે મંખ પંખ જ્યુ જાંણ હો ॥ ગૌ૦ ॥ શિ૦ ॥૪॥ ઉજવલ હાર મોતી તણો ॥ ગો દુગ્ધ શંખ પ્રમાણ હો ॥ગૌ૦॥ તેથકી ઊજવલી અતિધણી ॥ ઉલટ છત્ર સંઠાણ હો ॥ ગૌ૦ ॥

શિ૦ ॥૫॥ અર્જુન સ્વર્ણસમ દીપતી, ગઠારીમઠારી જાંણહો ॥ ગૌ૦ ॥ ફટકરત્ન થકી નિરમલી ॥ સુંઆલી અત્યંત વખાણ હો ॥ ગૌ૦ ॥ શિ૦ ॥૬ ॥ સિદ્ધશિલા ઉલંઘીગયા, અધર રહ્યા સિદ્ધરાજ હો ॥ ગૌ૦ ॥ અલોકશું જાઈ અડયા, સાર્યા આતમકાજ હો ॥ ગૌ૦ ॥ શિ૦ ॥ ૭ ॥ જન્મ નહીં મરણ નહી, નહી જરા નહી રોગ હો ॥ ગૌ૦ ॥ વૈરી નહી મિત્ર નહી, નહી સંજોગ વિજોગ હો ॥ ગૌ૦ ॥ શિ૦ ॥ ૮ ॥ ભુખ નહી તરષા નહી, નહી, હરષ નહી શોક હો ॥ ગૌ૦ ॥ કર્મ નહી કાયા નહી, નહી વિષયારસ યોગ હો ॥ ગૌ૦ ॥ શિ૦ ॥ ૯ ॥ શબ્દરૂપ રસ ગંધ નહી, નહી ફરસ નહી વેદ હો ॥ ગૌ૦ ॥ બોલે નહી ચાલે નહી, મૌન પણનહી ખેદહો ॥ ગૌ૦ ॥ શિ૦ ॥૧૦॥ ગામ નગર તિહાં કોઈ નહી, નહી વસતી ન ઉજાડ હો ॥ ગૌ૦ ॥ કાલ તિહાં વરતે નહી, નહી રાત દિવસ તિથિ વાર હો ॥ ગૌ૦ શિ૦ ॥ ૧૧ ॥ રાજા નહી પ્રજા નહી, નહીં ઠાકુર નહી દાસ હો ॥ ગૌ૦ ॥ મુક્તિમાં ગુરુ ચેલા નહી, નહી લઘુ વડાઈ તાસ હો ॥ ગૌ૦ ॥ શિ૦ ॥ ૧૨ ॥ અંનતા સુખમાં ઝીલી, રહ્યાં અરૂપી જયોત પ્રકાશ હો ॥ ગૌ૦ ॥ સહુ કોઈનેં સુખ સારીખાં, સઘલાનેં અવિચલ વાસ હો ॥ ગૌ૦ ॥ શિ૦ ॥ ૧૩ ॥ અનંતા સિદ્ધ મુગતેં ગયા, વલી અનંતા જાય હો ॥ ગૌ૦ ॥ અવર જગ્યા રૂંધે નહી ॥ જયોતમાં જયોત સમાય હો ॥ ગૌ૦ ॥ શિ૦ ॥ ૧૪ ॥ કેવલ જ્ઞાન સહીત છે, ॥ કેવલ દર્શન ખાસ હો ॥ ગૌ ૦ ॥ ખાયક સમકિત દીપતું, કદીય ન

હોવે ઉદાસ હો ॥ ગૌ૦ ॥ શિ૦ ॥ ૧૫ ॥ સિદ્ધ સ્વરૂપ જે ઓલખે, આણી મન વૈરાગ હો ॥ ગૌ૦ ॥ શિવરમણી વેગેં વરે, નય કહે સૂખ અથાગ હો ॥ ગૌ૦ ॥ શિવપુર નગર સોહામણુ. ॥ ૧૬ ॥ **ઇતિ શ્રી સિદ્ધ સ્તવન સંપૂર્ણ ॥.**



## અથ શ્રીસિધચક્ર આરધવા વિશે નવ સ્તવન.

### પ્રથમ સ્તવન.

( સીતા તો રૂપેં રૂઅડી ) એ દેશી.

શ્રીવીરજિણંદ વખાણ્યો; તિહાં ગૌતમ ગણધર જાણ્યો હો, નવ પદ ધ્યાઈયેં. ॥ ટેક. ॥ શ્રી શ્રીપાલ નરેસેં, મયણાને ગુરૂ ઉપદેસે હો; ॥ નવપદ૦ ॥ ૧ ॥ શ્રીસિદ્ધચક્ર આરાધ્યો, તો સયલ પદારથ પાયો હો; ॥ન૦॥ આસો મારો કીજેં, શુદિ સાતમેં જિન પૂજીજે હો. ॥ ન૦ ॥ ૨ ॥ અષ્ટ કમલ દલ થાપી, મહિમા જસ ત્રિભુવન વ્યાપી હો; ॥ન૦॥ મધ્ય દલેં જિન ધ્યાને, ધ્યાવો ભવિ ધવલે વાને હો. ॥ ન૦ ॥ ॥ ૩ ॥ પૂરવ દિસે સિદ્ધ છાજે, રાતે તનું તેજ વિરાજે હો; ॥ ન૦ ॥ આચારજ પદ ત્રીજે, જિમ સોવન વાન કહીજેં હો. ॥ ન૦ ॥ ૪ ॥ પશ્ચિમ દિસ ઉવઝાયા, નીલેં તનુ વાન સોહાયા હો; ॥ ન૦ ॥ સાધુ સકલ ધનવાનેં, ઉત્તર દિસી ધ્યાવો ધ્યાનેં હો. ॥ ન૦ ॥ ૫ ॥ નાણ અગ્નિ કુંણે ધ્યાવો, જિમ અત્યંત સુખ તુંમે પાવો હો; ॥ ન૦ ॥ દંસણ આરા હો પ્રાણી, નૈરૂત વિદસેં મન આણી હો. ॥ ન૦ ॥ ૬ ॥ વાવ્ય કુંણેં કહીજે, ચારિત્ર ધ્યાઈ સુખ લીજે હો; ॥ ન૦ ॥

ઈશાને તપ ધ્યાવો, ઉજ્જલ સમકિત સુખ પાવો હો. ॥ન૦॥ ॥ ૭ ॥ આસો ચૈત્રજ માસે, જપતા રૂદ્ધિ આવે પાસે હો; ॥ ન૦ ॥ વિધિશું દેવ વાંદીજે, શ્રીજિન પૂજા રચીજે હો. ॥ ન૦ ॥ ૮ ॥ નવ પદ જાપ જપીજે, આંબિલ તપ નવ દિન કીજે હો; ॥ ન૦ ॥ શ્રીસિદ્ધ ચક્ર સેવીજે, પંચામૃત ન્હવણ કેરીજે હો. ॥ ન૦ ॥ ૯ ॥ ચઉદ પૂરવનો સાર, એ મંત્ર વડો નવકાર હો; ॥ ન૦ ॥ બુધ ઉત્તમ સાગર રાયા, શિષ્ય કાંતિ સાગર સુખ પાયા હો. ॥ નવપદ૦ ॥૧૦॥ **ઇતિ.**

## અથ દ્વિતિય સ્તવનં.

( કેસર વરણો હો કે કાઢ કસૂંબો મારા લાલ. ) એ દેશી.

ગોયમનાણી હો કે કહે સુણો પ્રાણી, ॥ મારાલાલ. ॥ જિનવર વાણી હો કે હીયડે આણી;॥ મારા લાલ. ॥ આસો માસેં હો કે મનનેં ઉલ્લાસેં, ॥ મારા લાલ. ॥ નવપદ ધ્યાસે હો કે અંગ ઉલ્લાસેં. ॥ મા૦ ॥ ૧ ॥ આંબિલ કીજેં હો કે જિન મૂજી જેં, ॥મા૦॥ જાપ જપીજેં હો કે દેવ વાંદીજેં; ॥મા૦॥ ભાવના ભાવો હો કે સિદ્ધ ચક્ર ધ્યાવો, ॥ મા૦ ॥ જિન ગુણ ગાવો હો કે શિવ સુખ પાવો. ॥ મા૦ ॥૨॥ શ્રી શ્રીપાલેં હો કે મયણાં બોલે, ॥ મા૦ ॥ ધ્યાન રસાલે હો કે રોગજ ટાલે; ॥ મા૦ ॥ સિદ્ધ ચક્ર ધ્યાયો હો કે રોગ ગમાયો, ॥મા૦॥ મંત્ર આરાયો હો કે નવપદ પાયો. ॥ મા૦ ॥૩॥ ભામની ભોલી હો કે પહેરિ પટોલી, ॥મા૦॥ સહીયર ટોલી હો કે કુંકમ ઘોલી; ॥મા૦॥ થાલ કચોલી હો કે જિનવર ખોલી, ॥મા૦॥ પૂજી પ્રણમી હો કે કીજેં ઓલી. ॥ મા૦ ॥૪॥ ચૈત્રી આસો હોકે

મનને ઉલ્લાસેં, ॥ મા૦ ॥ નવપદ ધ્યાસે હો કે શિવ સુખ પાસે; ॥મા૦॥ ઉત્તમ સાગર હો કે પંડીત રાયા, ॥મા૦॥ શેવક કાંતિ હો કે બહુ સુખ પાયા. ॥ મા૦ ॥ **ઈતિ. ॥**

## અથ તૃતીય સ્તવનં.

નવપદ મહિમા સાર, સાંભલજો નર નાર, આછે લાલ હેજ ધરી આરાધીયેં; ॥ તો પામો ભવ પાર, પુત્ર કલત્ર પરીવાર, ॥ આ૦ ॥ નવપદમંત્ર આરાહીયેં. ॥૧॥ આસો માસ વિચાર, નવ આંબિલ નિરધાર, ॥ આ૦ ॥ વિધિશું જિનવર પૂજીયેં; ॥ અરિહંત સિદ્ધ પદસાર, ગણણોજી તેરહજાર, ॥ આ૦ ॥ નવપદનો ઇંમ કીજીયેં. ॥ ૨ ॥ મયણ શુંદરી શ્રીપાલ, આરાધ્યો તતકાલ, ॥આ૦॥ ફલદાયક તેહને થયો;॥ કંચન વરણી કાય, દેહી તેહની થાય, ॥ આ૦ ॥ શ્રીસિદ્ધ ચક્ર મહિમા કહ્યો. ॥ ૩ ॥ ઇમ સાંભલિ સહુ નરનાર, આરાધો નવકાર, ॥આ૦॥ હેજધરી હીયડે ઘણું;॥ ચૈત્ર માસે વલી એહ, નવપદશું ધરો નેહ, ॥આ૦॥ પુજયો દે શિવસુખ ઘણું. ॥૪॥ ઇણિપરેં ગૌતમ સ્વાંમ, નવ નિધિ જેહને નામ, ॥ આ૦ ॥ નવપદ મહિમા વખાંણીઓ; ॥ ઉત્તમ સાગર શીશ, પ્રણમે તે નિસ દીસ, ॥ આ૦ ॥ નવપદ મહિમા જાંણીઓ. ॥ ૫ ॥ **ઈતી.**

## અથ ચતુર્થ સ્તવનં.

( કિસકે ચેલે કિસકે પૂત. ) એ દેશી.

સેવોરે ભવિ ભાવેં નવકાર, જંપે શ્રી ગૌતમ ગણધાર; ॥ ભવિ સાંભલો. ॥ હાંરે સંપદ થાય. ॥ ભ૦ ॥ હાંરે

સંકટ જાય. ॥ભ૦॥ આસો નેં ચૈત્રેં હરખ અપાર, આણી ગણણો તેર હજાર. ॥ ભ૦ ॥ ૧ ॥ ચાર વરસ નેં વલી ષટ માસ, ધ્યાન ધરો ભવી ભાવેં વિશ્વાસ; ॥ભ૦॥ ધ્યાયોરે મયણ સુંદરી શ્રીપાલ, તેહનો રોગ ગયો તતકાલ; ॥ ભ૦ ॥ અષ્ટ કમલ દલ પૂજા રસાલ, કરીરે ન્હવણ છાંટયો તતકાલ; ॥ ભ૦ ॥ સાતશેં મહીપતિ તેહનેં ધ્યાંન, દેહી પામી કંચન વાંન. ॥ ભ૦ ॥ ૩ ॥ એનો મહિમા કહેતાં નાવે પાર, સમરો તિણ કારણ નવકાર; ॥ ભ૦ ॥ ઇહ ભવ પર ભવ ઘે સુખ વાસ; બહુ પામે લચ્છી લીલ વિલાસ. ॥ ભ૦ ॥ ૪ ॥ જાણી પ્રાંણી લાભ અનંત; સેવોરે સુખ દાયક એ મંત્ર; ॥ ભ૦ ॥ ઉત્તમસાગર પંડિતશિષ્ય સેવે કાંતિ સાગર નિંસ દીસ. ॥ ભ૦ ॥ ૫ ॥ **ઇતિ.**

## અથ પંચમ સ્તવનં.

ભવિયાં શ્રીસિદ્ધ ચક્ર આરાધો; તુમેં મુક્તિ મારગનેં સાધો; એહ નર ભવ દુર્લભ લાધો હો લાલ.॥૧॥ નવપદ જાપ જપીજેં.॥ ત્રિણટંક દેવ વાંદીજેં; ત્રિહુંકાલેં જિન પૂજીજેં; આંબિલ તપ નવ દિન કીજેં હો લાલ. ॥ ન૦ ॥ ૨ ॥ શુદિ આસુ ચૈત્રજ માસેં; તપ સાતમથી અભ્યાસેં; પદ સેવ્યા પાતક નાસે હો લાલ. ॥ ન૦ ॥૩॥ મયણાંનેં નૃપ શ્રીપાલેં; આરાધ્યો મંત્ર ઉજમાલેં; એહ દુખદોહગનેં ટાલે હો લાલ. ॥ન૦॥૪॥ એહની જે સેવા સારે; તસ મયગલ ગાજે બારેં; ઇતિ ભીતિ અનિતિ નિવારે હો લાલ. ॥ન૦॥૫॥ મિથ્યાત વિકાર અનીષ્ટ; ક્ષય જાય દોષી દુષ્ટ; એણે સેવ્યા સમ-

કિત પુષ્ટ હો લાલ. ॥ ન૦ ॥ ૬ ॥ જસવંત જિનેંદ્રસુ સાંખેં; ભવિ સિદ્ધ ચક્રના ગુણ ભાખે ॥ તે જ્ઞાન વિનોદ રસ ચાખે હો લાલ. ॥ ન૦ ॥ ૮ ॥ **ઈતિ.**

## અથ ષષ્ટ સ્તવનં.

( જગ જીવન જગ વાલહો. ) એ દેશી.

શ્રીસિદ્ધ ચક્ર આરાધીયેં. ॥ શિવસુખ ફલ સહકાર લાલરે; જ્ઞાનાદિક ત્રણ રત્નનું, તેજ ચઢાવણ હાર લાલરે. ॥ શ્રીસિ૦ ॥ ૧ ॥ ગૌતમ પૂછે તે કહ્યો, વીર જિણંદ વિચાર લાલરે.; નવપદ મંત્ર આરાધતાં, ફલ લહે ભવિક અપાર લાલરે. ॥ ॥ શ્રીસિ૦ ॥૨॥ ધર્મ રથના ચાર ચક્ર છે; ઉપશમનેં સુવિવેક લાલરે; સંવર ત્રીજે જાણીયેં, ચોથો સિદ્ધ ચક્ર છેક લાલ રે. ॥ શ્રીસિ૦ ॥ ૩ ॥ ચક્રી ચક્ર રયણનેં બલેં, સાધે સયલ છ ખંડ લાલરે; તિમ સિદ્ધ ચક્ર પ્રભાવથી, તેજ પ્રતાપ અખંડ લાલ રે. ॥ શ્રીસિ૦ ॥ ૪ ॥ મયણાંનેં શ્રીપાલ જી, જપતાં બહુફલ લીધ લાલરે; ગુણ જસવંત જિનેંદ્રનાં, જ્ઞાનવિનોદ પ્રસિદ્ધ લાલ રે. ॥ શ્રીસિદ્ધ૦ ॥ ૫ ॥ **ઈતિ.** ॥ ૬ ॥

## અથ સપ્તમ સ્તવનં.

( ચિંતામણુ સ્વામી સાચા સાહિબ મેરા. ) એ દેશી.

આરાહો પ્રાણી સાચી નવપદ સેવા. ॥ એ ટેક. ॥ નવનિધિ આપે નવપદ સેવે; ઇમભાંખે શ્રીજીન દેવા. ॥ આ ૦ ॥ ૧ ॥ શ્રીસિદ્ધચક્ર ધરો નિત દિલમેં; જેસેં ગજ મન રેવા. ॥ આ૦ ॥ ॥ ૦ ૨ ॥ અરિહંતાદિક એક પદ જપતાં; હાંરે લહીયેં સુખ સદૈવા. ॥ આ ૦ ॥ ૩ ॥ સમુદિત જપતાં કિમકરી નકરે; સુર

સુખ દ્રુમ ફલ લેવા. ॥ આ૦ ॥ ૪ ॥ જિનેંદ્ર જ્ઞાન વિનોદ પ્રસંગે; હરષિત હો નિત મેવા. ॥ આ૦ ॥ ઇતિ.

## અથ અષ્ટમ સ્તવનં.

રાગ સારંગ.

ગૌતમ પૂછત શ્રીજિન ભાખત, વચન સુધારસ પાનકી; બલિહારો નવપદ ધ્યાંનકી. ॥ ૧ ॥ નવપદ સેવે નવમે સ્વર્ગે, પાવત રુદ્ધિ વિમાનકી; ॥ બ૦ ॥ યાકે મહિમા વલ્લભ હમકું, જૈસે જસોદા કાનકી. ॥ બ૦ ॥ ૨ ॥ પાવે રૂપ સરૂપ મદનસો, દેહી કંચન વાનકી; ॥ બ૦ ॥ યાકો ધ્યાન રુદય જબ આવત, ઉપજત લહેરી જ્ઞાનકી. ॥ બ૦ ॥ ૩ ॥ સમકિત જ્યોતિ હોવે દિલ ભીતર, જૈસે લોકનમે ભાનકી; ॥ બ૦ ॥ જિનેંદ્ર જ્ઞાન વિનોદ પ્રસંગે, ભક્તિ કરો ભગવાંનકી. ॥ બ૦ ॥ ૫ ॥ ઇતિ.

## અથ નવમ સ્તવનં.

( પૂજ્ય પધારો મરુ દેશે ) એ દેશી.

નવપદ મહિમા સાંભલો, વીર ભાંખે હો સુણો પરખદા બારકે; એ સરીખો જગ કો નહી, આરાધો હો શિવપદ દેદારકે. ॥ ન૦ ॥૧॥ નવ ઓલી આંબિલ તણી, ભવી કરીયેં હો મનને ઉલ્લાસકે; ભોમી સયન બ્રહ્મવ્રત ધરો, નિત સુણીયેં હો શ્રીપાલનો રાસકે. ॥ ન૦ ॥ ૨ ॥ નવ વિધિ પૂર્વક તપ કરી, ઊજમણું હો કીજેં વિસ્તારકે; સાહામી સામણી પોખીયેં, જિમ લહીયેં હો ભવનો નિસ્તારકે. ॥ ન૦ ॥ ૩ ॥ નર સુખ સુર સુખ પામીયેં, વલી પામેં હો ભવ ભવ જિનધર્મકે; અનુ-

ક્રમેં શિવપદ પણ લહે, જિહાંમોટા હો અવ્યય સુખશર્મકે. ॥ ॥ન૦॥ ૪ ॥ સાંભલી ભવીયણ દિલ ધરો, સુખદાયી હો નવ પદ અધિકારકે; વચન વિનોદ જિનેંદ્રનાં, મુઝહોજ્યો હો ભવ ભવ આધારકે. ॥ નવ૦ ॥ ૫ ॥ **ઇતિ શ્રી સિદ્ધ ચક્રના નવ સ્તવનં સંપૂર્ણં. ॥**

——:o:——

## અથ શ્રી શીયલની નવ વાડ.

**દોહરા. ॥** શ્રી ગુરુનેં ચરણેં નમી, સમરી સારદ માય; નવ વિધ શીયલની વાડનો, ઉત્તમ કહું ઉપાય. ॥ ૧ ॥ **ઢાલ· વધાવાની· ॥** પેહલીને વાડે હોજી વીર જિનવર કહ્યો, સેવો સેવો વસ્તિ વિચારીનેંજી; સ્ત્રીપશુ પડંગ હોજી વાસ વસે જિહાં, તિહાં ન રહેવું શીલવ્રત ધારીનેંજી. ॥ ૨ ॥ જિમ તરૂ ડાલે હોજી વસતો વાંનરો, મનમાં બીયે હો રખે ભૂંયેં પડું જી; મંજાર દેખી હોજી પંજર માંહેથી, પોપટ ચિંતે હો રખે ડોટેં ચડૂંજી. ॥ ૩ ॥ જિમ સિંહલંકી હોજી સુંદરી શિર ધરી, જલનું બેડું હો જુગતેં જાલવેજી; તિમ મુની મનમેં હોજી રાખે ગોપવી, નારીનેં નિરખીહોજી ચિત્ત નવી ચાલવે જી. ॥૪॥ જીહાં હોવે વાસો હોજી સેહેજેં માંજારનો, જોખમ લાગે હો મુષકની જાતનેજી; તિમ બ્રહ્મચારી હોજી નારીની સંગતેં, હારે હો હારે રે શીયલ સુધાતનેં જી. ॥ ૫ ॥

**ત્રુટક. ॥** ઇમવાડ વિઘટે વિષય પ્રગટે, શંકા કંખા નીપજે; તીવ્ર કામેં ધાતુ બીગડે, રોગ બહુ વિધ ઉપજે. ॥

મન્ન માંહેં વિષય વ્યાપે, વિષયશું મન રહે મલી; ઉદયરત્ન કહે તિણે કારણે, નવ વાડ રાખો નિર્મલી. ॥ ૬ ॥

## ઢાલ બીજી.

( વદર્ભ દેશ કુંડિનપુર નયરી. ) એ દેશી.

સુરપતિ સેવિત ત્રિભુવન ધણી, અજ્ઞાન તિમિર હર દિનમણી; શીલ રત્નના જતન તંતે, વાડભાખી બીજી ભગવંતેં. ॥ ત્રુટક. ॥ ભગવંત ભાંખે સંઘ સાખે, શીલ સુર તરુ રાખવા; મુક્તિ મહા ફલ હેતુ અદ્‌ભૂત, ચારિત્રનો રસ ચાખવા. ॥ ૨ ॥ મીઠે વચને માંનનીશું, કથા ન કરે કાંમની; વાડવિધિશું જેહ પાલે, બલિહારી તસ નામની. ॥ ૩ ॥ વાત વ્રતને ઘાતકારી, પવન જિમ તરૂ પાતને; વાત કરતાં વિષય જાગે, તે માટે તજો એ વાતને. ॥૪॥ લીંબું દેખી દૂરથી જિમ, ખટાશેં ડાઢા ગલે; ગગને ગર્જારવ સુણીને, હડકવા જિમ ઉચ્છલે. ॥૫॥ તિમ બ્રહ્મચારીના ચિત્ત વિણશેં, વયણ સુંદરીનાં સુણી; કથા તજો તિણ કારણેં, એમ પ્રકાશે ત્રિભુવનધણી. ॥ ૬ ॥

## ઢાલ ત્રીજી.

( ત્રટ જમુનાં તુ રે અતિ રલીયામણું રે. ) એ દેશી.

ત્રીજીનેં વાડેં રે ત્રિભુવન રાજીઆરે, એણી પરેં દીએ ઉપદેશ; આસન છંડોરે સાધુજી નારીનોરે, બે ઘડી લગેં સુવિશેષ. ॥૧॥ હું બલીહારી રે જાઉં તેહનીરે, ધન્ય ધન્ય તેહની હો માત; શીલ સુરંગીરે રંગાણી રાગશું રે, જેહની સાતે હો ધાત. ॥ હું૦ ॥૨॥ શયનાસયને રે પાટીને પાટલે રે, જિહાં જિહાં

બેસે હો નાર; બે ઘડી લગેં રે તિહાં બેસે નહીં રે, શીલવ્રત રાખણહાર. ॥ હું૦ ॥ ૩ ॥ કોહલાં કેરીરે ગંધ સંજોગથીરે, જિમ જાએ કણકનો વાક; તિમ અબલાનું રે આસણ સેવતાં રે, વિણસે શીલ સુપાક. ॥ હું૦ ॥ ૪ ॥

## ઢાલ ચોથી.

( હુંવારી રંગ ઢોલણાં. ) એ દેશી.

ચોથીની વાડે ચેતજો હો રાજ, ઇમ ભાંખે શ્રીજિનરાજ રે; સંવેગી સૂધા સાધુજી.॥ નયણ કમલ વિકાસીનેં હો રાજ, રખેનિરખો રમણીનો રૂપ રે. ॥સં૦॥૧॥ રૂપ જોતાં રઢ લાગસે હો રાજ, હેલા ઉલ્લસસે અનંગ રે; ॥સં૦॥ મનમાંહેં જાગશે મોહની હો રાજ, ત્યારે હોસે વ્રતનો ભંગ રે. ॥ સં૦ ॥ ॥૨॥ દિનકર સાંહમું દેખતાં હો રાજ, જગમાં નયણ ઘટે જિમ તેજ રે; ॥સં૦॥ તિમ તરુણી તનુ પેખતાં હો રાજ, હીણું થાએ શીલશું હેજ રે. ॥ સંવેગી૦ ॥ ૩ ॥

## ઢાલ પાંચમી.

( કામિલરો પાંણી લાગણો. ) એ દેશી.

પંચમી વાડી પરમેસરેં વખાણી હો વારૂ;સાંભલ જો શ્રોતા તુમેં, ધર્મી વ્રત ધારુ. ॥ ૧ ॥ કૂડઅંતરવર કાંમિની, રમે જિહાં રાગેં; સ્વર કંકણાદિકનો સુણી, તિહાં મનમથ જાગેં. ॥ ૨ ॥ તિહાં રહેવું બ્રહ્મચારીનેં, ન કહ્યું વીતરાગેં; વાડ ભાંગે શીલ રત્નની; જિહાં લાંછન લાગે. ॥ ૩ ॥ અગ્નિ-પાસેં જિમ ઓગલે, ભાજનમાંહેં ભરીયા; લાખને મીણ જાએ ગલી, ન રહે રસ ભરીયા. ॥ ૪ ॥ તિમ હાવ ભાવ

નારી તણા, હાસુને વલીરુદન; સાંભલતાં શીલ બિગડે, મન વધે હો મદન. ॥ ૫ ॥

## ઢાલ છઠી.

( સહીયાં મારા નયણ સમારો. ) એ દેશી.

છઠીનેં વાડે છયલ છબીલો, ગુણ રત્ને ગાઢો ભર્યોજી; શ્રી સિદ્ધારથ કુલ નંદ નગીનો, વીર જિણંદ એમ ઉચ્ચરેજી. ॥૧॥ અવ્રતીપણેં જે જે આગેં, કાંમક્રીડા બહુવિધ કરીજી; વ્રત લેઈનેં વિલસીત પેહેલા, રખે સંભારો દિલ ધરીજી. ॥૨॥ અગ્ની ભર્યાં જિમ ઉપર પુલો, મેલે જિમ જવાલા વમેજી; વરસ દિવસેં જિમ વિષધરનું, શંકાયેં વિષ સંક્રમેજી. ॥૩॥ વિષય સુખ વિલસીત પેહલાં, તિમ શીલ વ્રત સંભારતો જી; વ્યાકુલ થૈનેં શીલ વિરાધે; પછેં થાએ વલી ઓરનો જી. ॥૪॥

## ઢાલ સાતમી.

( ગઢ બુંદીરા વાહાલા. ) એ દેશી.

સાતમી વાડેં વીર પયંપે, સુણો સંજમના રાગી હો; શીયલ રથનાં હો ધોરી.॥ સૂધા સાધુ વૈરાગી, મુઝ આંણાકારી, વિષય રસનાં હો ત્યાગી. ॥ શી૦ ॥૧॥ સરસ અહાર તજજો સેજેં; વિગય થોડી વાવરજો હો. ॥ શી૦ ॥સૂ૦॥૨॥ માદક આહારેં મનમથ જાગેં; તે જાણી પરહરજો હો. ॥ શી૦ ॥ ॥સૂ૦॥ મુ૦ ॥૩॥ સન્નિપાતેં જિમ ધૃત જોગેં; અધિક કરે ઉલાલા હો. ॥શી૦॥ સૂ૦ ॥૪॥ પાંચે ઈદ્રીય તિમ રસ પોખેઃ ચારિત્રમાં કરે ચાલા હો. ॥ શી૦ ॥ સૂ૦ ॥ મુ૦ ॥ ૫ ॥

## ઢાલ આઠમી.

( ગોઠણુ ખોલો કમાડ. ) એ દેશી.

ત્રીશલા સુત હો ત્રિગડે બેસી એમ, આઠમી વાડ વખાંણી શીલની જી; અતો માત્રા હો આહાર તજો અણગાર, લાલચ રાખો સંજમ શીલની જી. ॥ ૧ ॥ અતિ આહારેં હો આવે ઊંઘ અપાર, સુપનમાંહે હો થાએ શીલ વિરાધનાં જી; વલી થાએ હો તેણે મદવંત દેહ, સંજમનીહો નવિ થાએ આરાધના જી. ॥૨॥ જિમ શેરનાં હો માપમાં દોઢશેર, ઓરીનેં ઊપર દીજેં ઢાંકણો જી; ફાટે તોલડી હોખીચડી ખેરુ થાએ, તિમ અતિ માત્રાયેં વ્રત બિગડે ઘણું જી. ॥ ૩ ॥

## ઢાલ નવમી. ઝરખાની દેશી.

નવમી વાડેં નિવારજો, સાધુજી શિણગાર; શરીર શોભાયે શોભે નહીં, અવની તલેં અણગાર. ॥ ૧ ॥ એમઉપદેશે વીર જી, મુનિવર ધરજો રે મન્ન; શીખામણ એ માહરી, કરજો શીલ જતન્ન. ॥ ૨ ॥ સ્નાંન વિલેપન વાસના, ઉત્તમ વસ્ત્ર અપાર; તેલ તંબોલ આદે તજો, એ ઉદ્‌ભટ વેસમધાર. ॥૩॥ ધોઈનેં ધરણી ધર્યો; જિમ રત્ન હાર્યો કુંભાર; તિમશીલ રત્નને હારશો, જો કરશો શિણગાર. ॥ ૪ ॥

## ઢાલ દશમી. ભટીયાંણી ની દેશી.

એકલી નારી સાથેં, મારગેં નવી જાવું હો વલી વાત વિશેષ ન કીજીયેં; એક સેજેં નર દોય, શીલવંતે ન સુવું હો કાંઈ સેહેજેં ગાલ ન દીજીયેં. ॥૧॥ સાઢાછ વરશ ઉપરાંત, પુત્રીને ન સુવારે હો કાંઈ પિતા પણ હેજમાં; સાત વરસ ઉપરાંત,

સુતનેં પણ ન સુવાડે હો કાંઈ શીલવંતિ તિમ સેજમાં. ॥ ૨ ॥ સ્ત્રી સંગે નવલાખ, જીવહણાયે હો ભગવંતે ભાખ્યું ઇંસ્યુ; અસંખ્યાતા પણ જીવ, સૂક્ષ્મ હણાયે હો વલી કહીયેં કિસ્યું. ॥ ૩ ॥ એમ જાંણી નર નાર, શીલની સદ્દહણા હો સૂધિ દિલમાં ધારજો; એહ દુર્ગતિનું મૂલ, અબ્રહ્મ સેવામાં હો જાતાં દિલને વાર જો. ॥ ૪ ॥ તપ ગચ્છ ગયણ દિણંદ, વંછિત ફલ દાતા હો શ્રીહીરરત્ન સૂરીસરૂ; પાંમી તાસ-પસાય, વાડવખાણી હો શીયલની મનોહરૂ. ॥ ૫ ॥ ખંભાત રહી ચોમાસ, સત્તરશેં ત્રેશઠ હો શ્રાવણ વદિ બીજ બુધે ભણે; ઉદયરત્ન કહે કર જોડ, શીયલને જે પાલે હો તેહનેં જાંઉં ભાંમણેં. ॥ ૬ ॥ **ઇતિ શ્રી શીયલની નવ વાડ સંપૂર્ણ.**



## અથ શ્રી મહાવીર સ્વામીના પાંચ કલ્યાણકનો ચોઢાલીઆ.

**દોહરા.** ॥ પ્રેમેં પ્રણમું સરસતી, માગું અવિરલ વાંણ; વીર તણાં ગુણ ગાયશું; પંચ કલ્યાણક જાંણ. ॥ ૧ ॥ ગુણ ગાતાં જિનજી તણાં, લહીયેં ભવનો પાર, સુખ સમાધિ હોયે જીવનેં, સુણજો સહુ નર નાર. ॥ ૨ ॥

### ઢાલ પહેલી.

( ચાલો ગરબો રમીયેં રુડા રામશું જો ) એ દેશી.

જંબૂ દ્વીપના ભરતમાં જો, રુડૂં માહણકુંડ છે ગામ જો; રૂષભદત્તમાહણ તિહાં વસે જો, તસ નારી દેવાનંદા નામ જો. ॥ ૧ ॥ ચરિત્ર સુણો જિનજી તણાં રે જો. ॥ એ આંકણી. ॥

જિમ નિરમલ સમકિત થાય જો; અષ્ટ મહાસિદ્ધિ સંપજે રે જો, વલી પાતિક દૂર પલાય જો. ॥ ચ૦ ॥ ૨ ॥ ઉજલી છઠ આસાઢની જો, યોગેં ઉત્તરા ફાલગુની સારજો; પુષ્ફોત્તર સુવિમાનથી જો, ચવી કૂખે લીયો અવતાર જો. ॥ ચ૦ ॥૩॥ દેવાનંદા તિણેં રયણીયેં જો, સૂતાં સુપન લહ્યાં દશચાર જો; ફલ પૂછે નિજ કંતને રે જો, કહે રૂષભદત્ત મન ધારજો. ॥ ચ૦ ॥ ૪ ॥ ભોગ અરથ સુખ પાંમશું જો, તમેં લહેસો પુત્ર રતન જો; દેવાનંદા તે સાંભલી જો; કીધો મનમાં તહત વચન જો. ॥ચ૦॥૫॥ સંસારિક સુખ ભોગવે જો, સુણો અચરિજ હુયો તિણિ વાર જો; સુધર્મ ઇંદ્ર તિહાં કણેં જો, જોઇ અવાધ તણેં અનુસાર જો. ॥ ચ૦ ॥ ૬ ॥ ચરમ જિણેસર ઊપનાં જો, દેખી હરખ્યો ઇંદ્ર મહારાજ જો; સાત આઠ પગ સાહમો જઇ જો, એમ વંદન કરે શુભ સાજજો. ॥ ચ૦ ॥ ॥૭॥ શક્રસ્તવ વિધશું કરીજો, ફેરી બેઠો સિંહાસન જાંમ જો; મન વિમાસણમાં પડયોજો, ચિત ચિંતવે સુરપતિ તાંમજો. ॥ ચ૦ ॥ ૮ ॥ જિન ચક્રી હરિ રામજીજો, અંતપંત માહણ કુલેં જોય જો; આવ્યા નહીં નહીં આવશે જો, એ તો ઉગ્રભોગ રાજકુલે હોય જો. ॥ ચ૦ ॥ ૯ ॥ અંતિમ જિણેસર આવીઆ જો, એતો માહણ કુલમાં જેણ જો; એતો અચ્છેરા ભૂતછેજો, થયું હુંડાઅવસર્પિણી તેણજો. ॥ ચ૦ ॥ ૧૦ ॥ કાલ અનંત જાતે થકે જો, એહવા દશ અચ્છેરા થાયજો; ઇણિ અવસર્પિણીમાં થયાજો, તે કહીજે ચિત લાયજો. ॥ ચ૦ ॥ ૧૨ ॥ ગર્ભહરણ ઉપસર્ગનોજો, મૂલ રૂપેં આવ્યા રવી ચંદજો; નિષ્ફલ

દેશના જે થઇ જો, ગયો સૌધર્મે ચમરેંદ્ર જો. ॥ ચ૦ ॥૧૨ ॥ એ શ્રીવીરની વારમાં જો, કૃષ્ણ અમરકંકા ગયા જાણ જો; નેમનાથની વારે સહી જો, સ્ત્રી તીરથ મલ્લી ગુણ ખાંણ જો. ॥ ચ૦ ॥ ૧૩ ॥ એકસો આઠ સિદ્ધા રૂષભનાં જો, વારે સુવિધિનેં અસંજતીજો; સીતલનાથ વારેં થયું જો, કુલ હરિવંસની ઉતપત્તી જો. ॥ ચ૦ ॥ ૧ ૪॥ એમ વિચાર કરી ઇંદલો જો, પ્રભુ નીચ કુલેં અવતાર જો; તેહનો કારણશું અછે જો, એમ ચિંતવી રૂદય મઝાર જો; ॥ ચ૦ ॥ ૧૫ ॥

## ઢાલ બીજી.

( આસુ માસે સરદ પુનમની રાત જો) એ દેશી.

ભવ મોટા કહીયેં પ્રભુનાં સત્યાવીશ જો, મરિચત્રિદંડી તેમાંહે ત્રીજે ભવે રે જો; તિહાં ભરત ચક્રીસર વાંદે આવી જોય જો, કુલનો મદ કરી નીચ ગોત્ર બાંધ્યું તેહવે રે જો. ॥ ॥ ૧ ॥ એતો માહણ કુલમાં આવ્યા જિનવર દેવ જો, અતિ અણજુગતું એહ થયું થાશે નહી રે જો; જે જિનવર ચક્રી નીચ કુલ માંહે જો, છે માહારો આચાર ધરૂં ઉતમ કુલેં સહી રે જો.॥૨॥ એમ ચિંતવી તેડયો હરિણગમેખી દેવ જો, કહે માહણકુડેં જઇને એ કારજ કરો રે જો; છે દેવાનંદાની કુખે ચરમ જિણંદ જો; હર્ષ ધરીને પ્રભુને તિહાંથી સંહરો રે જો. ॥ ૩ ॥ નયર ક્ષત્રીકુંડ રાય સિદ્ધારથ ગેહ જો, ત્રિશલા રાંણી તેહની છે રૂપે ભલી રે જો; તસ કુખેં જઇ શંક્રમાવો પ્રભુનેં આજ જો, ત્રિશલાનો જે ગર્ભ અછે તે માહણ કુલેં રે જો. ॥ ૪ ॥ જિમ ઇંદ્રે કહ્યું તિમ કીધું તતક્ષિણ તેણ

જો, બ્યાસી રાતને અંતરે પ્રભુને સંહર્યારે જો; માહણી સુપનાં જાણે ત્રિશલા હરીને લીધ જો, ત્રિશલા દેખી ચૌદ સુપન મનમાં ધર્યારે જો. ॥ ૫ ॥ ગજ વૃષભ અને સિંહ લક્ષ્મી ફૂલની માલ જો, ચંદો સૂરજ ધ્વજ કુંભ પદ્મ સરોવરુરે જો; સાગરને દેવ વિમાનજ રત્નની રાશ જો, ચૌદમે સુપને દેખી અગ્ની મનોહરુ રે જો. ॥૬॥ શુભ સુપનાં દેખી હરખી ત્રિશલા નાર જો, પરભાતે ઉઠીને પીઉ આગલ કહેરે જો; તે સાંભલી દિલમાં રાય સિદ્ધારથ નેહ જો, સુપન પાઠક તેડીને પૂછી ફલ લહે રે જો. ॥૭॥ તુમ હોસે રાજ અરથને સુત સુખ ભોગ જો, સુંણી ત્રિશલા દેવી સુખે ગર્ભ પોષણ કરેરે જો; તવ માતા હેતે પ્રભુજી રહ્યાં સલીન જો, તે જાણીને ત્રિશલા દુઃખ દિલમાં ધરેરે જો. ॥ ૮ ॥ મેં કીધા પાપ અઘોર ભવો ભવ જેહ જો, દૈવ અટારો દોષી દેખી નવી સકે રે જો; મુઝ ગર્ભ હર્યો જે કિમ પાંમુ હવે તેહ જો, રાંક તણે ઘર રત્ન ચિંતામણિ કિમ ટકે રે જો. ॥ ૯ ॥ પ્રભુજીયે જાણી તત-ક્ષિણ દુખની વાત જો, મોહ વિટંબન જાલિમ જગમાં જેલહું રે જો; જુઓ દીઠાવિણ પણ એવડો લાગે મોહ જો, નજરે બાંધ્યા પ્રેમનું કારણ શું કહું રે જો. ॥૧૦॥ પ્રભુ ગર્ભ થકી હવે અભિ-ગ્રહ લીધો એહ જો, માત પિતા જીવતા સંયમ લેશું નહીરે જો; એમ કરૂણાં આણી તુરત હલાવ્યું અંગ જો, માતાને મન ઊપનો હર્ષ ઘણુ સહી રે જો. ॥ ૧૧ ॥ અહો ભાગ્ય અમારું જાગ્યું સહીઅર આજ જો, ગર્ભ અમારું હાલ્યું સહુ ચિંતા ગઈ રે જો; એમ સુખભર રહેતા પૂરણ હુયા નવ

માસ જો, તે ઊપર વલી સાઢીસાત રયણા થઈ રે જો. ॥૧૨॥ તવ ચૈત્ર તણી શુદિ તેરસ ઉત્તરા રિક્ષ જો, જનમ્યા શ્રી જિન વીર હુઈ વધામણી રે જો; સહુ ધરણી વિકસી જગમાં થયું પ્રકાશ જો, સુર નરપતિ ઘર વૃષ્ટી કરે સોવન તણી રે જો. ॥ ૧૩ ॥

**ઢાલ ત્રીજી.**

( માહરી સહી રે સમાણી) એ દેશી.

જનમ સમય શ્રીવીરનો જાણી, આવી છપ્પન્ન કુમારી રે જગ જીવન જિનજી; જનમ મોચ્છવ કરી ગીતજ ગાવે, પ્રભુજીની જાઉં બલિહારી રે. ॥ જ૦ ॥ ૧ ॥ તતક્ષિણ ઇંદ્ર સિંહાસણ હાલ્યું, ઘોષ ઘંટા વજડાવીરે; ॥જ૦॥ મલિઆ કોડ સુરાસુર દેવા, મેરુપર્વતેં આવે રે. ॥ જ૦ ॥ ૨ ॥ ઇંદ્રો પંચ રૂપે પ્રભુજીનેં, સુરગિરી ઊપર લાવે રે; ॥જ૦॥ જતન કરી હીયડામાં રાખે, પ્રભુનેં શીશ નમાવે રે. ॥ જ૦ ॥ ॥ ૩॥ એક કોડી સાઠ લાખ કલશલા, નિરમલ નીરે ભરીયા રે; ॥ જ૦ ॥ નાહનો બાલક એ કિમ સહશે, ઇંદ્રે સંસય ધરિયા રે. ॥ જ૦ ॥ ૪॥ અતુલીબલ જિન અવધે જોઈ, મેરુ અંગુઠે ચાંપ્યોરે; ॥ જ૦ ॥ પૃથવી હાલ કલોલ થઈ તવ, ધરણીધર તિહાં કાંપ્યો રે. ॥ ૫ ॥ જિનનું બલ દેખી નેં સુરપતિ, ભક્તિ કરીને ખમાવે રે;॥ જ૦ ॥ ચાર વૃષભના રૂપ ધરીનેં, જિનવરનેં નવરાવે રે. ॥ જ૦ ॥ ૬ ॥ અમૃત અંગુઠે થાપીનેં, માતા પાસેં મેલે રે; ॥જ૦॥ દેવ સબી નંદી-સર જાએ, આવતા પાતિક ઠેલે રે. ॥ જ૦ ॥ ૭॥ હવે

પ્રભાતેં સિદ્ધારથ રાજા, અતિઘણાં ઓછવ મંડાવે રે; ॥જ૦॥ ચકલે ચકલે નાચ કરાવે, જગતના દાંણ છંડાવે રે. ॥જ૦॥૮॥ બારમે દિવસેં સજન સંતોષી, નામ દીધું વૃધમાન રે; ॥ જ૦॥ અનુક્રમેં વધતા આઠ વરસના, હુઆ શ્રીભગવાન રે.॥૯॥જ૦॥ એક દિન પ્રભુજી રમવા ચાલ્યા; તેવ તેવડા સંઘાતી રે; ॥જ૦॥ ઇંદ્ર મુખે પરસંસા નિસુણી, આવ્યો સુરમિથ્યાતિ રે. ॥જ૦॥ ॥ ૧૦ ॥ પન્નગ રૂપે ઝાડેં વિલગો, પ્રભુજીયેં નાખ્યો ઝાલી રે, ॥ જ૦ ॥ તાડ સમાન વલી રૂપજ કીધું, મૂઠીયેં નાખ્યો ઉછાલી રે. ॥૨૧॥ ચરણેં નમીનેં ખમાવે તે સુર, નામ ધરે મહાવીર રે; ॥ જ૦ ॥ જેહવા તુમને ઇંદ્રે વખાણ્યા, તેહવા છો પ્રભુ ધીર રે. ॥ જ૦ ॥૧૨॥ માત પિતા નીશાલે ભણવા, મૂંકે બાલક જાણી રે; ॥ જ૦ ॥ ઇંદ્ર આવી તિહાં પ્રશ્નજ પૂછે, પ્રભુ કહે અરથ વખાણી રે. ॥ જ૦ ॥૧૩॥ જોબન વય જાણી પ્રભુ પરણ્યા, નારી જસોદા નામે રે; ॥જ૦॥ અઠયાવીશે વરસે પ્રભુના, માત પિતા સ્વર્ગ પાંમે રે. ॥જ૦॥ ૧૪ ॥ ભાઇજીનુ આગ્રહ જાણી,દોય વરસ ઘર વાસી રે;॥જ૦॥ તેહવે લોકાંતિક સુર બોલે, પ્રભુ કહો ધરમ પ્રકાશી રે. ॥ જ૦ ॥૧૫॥

## ઢાલ ચોથી.

(તારે માથે પંચરંગી પાગ સોનારો છોગલો મારુજી) એ દેશી.

પ્રભુ આપે વરસી દાન ભલું રવી ઊગતે; જિનવરજી. ॥ એક કોડી નેં આઠ લાખ સોનઇયા દિન પ્રતેં; ॥ જિ૦ ॥ માગસર વદિ દશમી ઉતરાયોગેં મન ધરી; ॥ જિ૦ ॥ ભાઈની અનુમતિ માંગીનેં દિક્ષા વરી. ॥ જિ૦ ॥ ૧ ॥ તે

દિવસ થકી ચૌનાણી પ્રભુજી થયા, ॥ જિ૦ ॥ સાધક એક વરસ તે ચીવર ધારી પ્રભુ રહ્યા; ॥જિ૦॥ પછે દીધું બાંભણને બે વાર ખંડો ખંડ કરી, ॥જિ૦॥ પ્રભુ વિહાર કરે એકાકી અભિગ્રહ ચિત્ત ધરી. ॥ જિન૦ ॥ ૨ ॥ સાઢાબાર વરસમાં ઘોર પરીસહ જે સહ્યા, ॥ જિ૦ ॥ સૂલપાણિને સંગમ દેવ ગોસાલાના કહ્યા; ॥ જિ૦ ॥ ચંડકોસીને ગોવાલેં ખીર રાંધી પગ ઊપરેં, ॥ જિ૦ ॥ કાંને ખીલા ખોસ્યા તે દુષ્ટ સહુ પ્રભુ ઉદ્ધરે. ॥ જિ૦ ॥ ૩ ॥ લેઇ અડદના બાકુલા ચંદનબાલા તારિયા, ॥ જિ૦ ॥ પ્રભુ પર ઉપગારી સુખ દુખ સમાં ધારિયા; ॥ જિ૦ ॥ છમાસી બે નેં નવ ચોમાસી કહીએ રે, ॥ જિ૦ ॥ અડીમાસ ત્રિમાસ ડોઢમાસ એ બે બે લહીએ રે. ॥ જિ૦ ॥ ૪ ॥ ષટ કીધા બે બે માસ પ્રભુ સોહામણા, ॥ જિ૦ ॥ બારમાસનેં પખ્ક બહોતર રલીયામણા; ॥ જિ૦ ॥ છઠ બસેં ઓગણત્રીશ બાર આઠમ વખાણીયેં, ॥ જિ૦ ॥ ભદ્રાદિક પ્રતિમાં દિન બે ચૌદશ જાણીયેં ॥ જિ૦ ॥ ૫ ॥ સાઢાબાર વરસ તપ કીધા વિણ પાંણીયેં, ॥જિ૦॥ પારણા ત્રણસેં ઓગણપંચાસતે જાણીયેં; ॥ જિ૦ ॥ તવકર્મ ખપાવી ધ્યાંન સુકલ મન ધ્યાવતાં, ॥ જિ૦ ॥ વૈશાખ સુદિ દશમી ઉત્તરા જોગે સોહાવતા. ॥ જિ૦ ॥ ૬ ॥ શાલ વૃક્ષ તલેં પ્રભુ પાંમ્યા કેવલનાણ રે, ॥ જિ૦ ॥ લોકાલોક તણાં પરકાશી થયા પ્રભુ જાણ રે; ॥ જિ૦ ॥ ઇંદ્રભૂતિ પ્રમુખ પ્રતિબોધી ગણધર કીધ રે ॥ જિ૦ ॥ સંઘ થાપના કરીનેં ધર્મની દશનાં દીધ રે. ॥ જિ૦॥

॥ ૭ ॥ ચૌદ સહસ ભલા અણગાર પ્રભુનેં શોભતા, ॥
॥ જિ૦ ॥ વલી સાધ્વી સહશ છત્રીશ કહી નિરલોભતા;
॥ જિ૦ ॥ ઓગણસાઠ સહસ એકલાખ તે શ્રાવક સંપદા, ॥
॥ જિ૦ ॥ તીન લાખનેં સહસ અઢાર તે શ્રાવિકા સંમુદા.
॥ જિ૦ ॥ ૮ ॥ ચૌદપૂર્વધારી ત્રિણસેં સંખ્યા જાણીયેં,
॥ જિ૦ ॥ તેરસેં ઓહિનાણી સાતસેં કેવલી વખાણીયેં;
॥ જિ૦ ॥ લબ્ધિધારી સાતસેં વિપુલમતિ વલી પાંચસેં,
॥ જિ૦ ॥ વલી ચારસેં વાદી તે પ્રભુજી પાસેં વસેં. ॥જિ૦॥
॥ ૯ ॥ શીષ્ય સાતસેં નેં વલી ચૌદસેં સાધ્વી સિદ્ધ થયા,
॥ જિ૦ ॥ એ પ્રભુજીનો પરિવાર કહેતાં મન ગહ ગહ્યાં;
॥ જિ૦ ॥ પ્રભુજીયેં ત્રીશ વરસ ધર વાસેં ભોગવ્યા, ॥
॥ જિ૦ ॥ છદ્મસ્થપણામાં બાર વરસ તે જોગવ્યા. ॥ જિ૦ ॥
॥ ૧૦ ॥ ત્રીશ વરસ કેવલ બેંતાલીશ વરસ સંયમપણું,
॥ જિ૦ ॥ સંપૂરણ બહોત્તર વરસ આયુ શ્રીવીર તણું;
॥ જિ૦ ॥ દીવાલી દિવસેં સ્વાંતી નક્ષત્ર સોહકરું, ॥ જિ૦॥
મધ્યરાતે મુક્તિ પહોતાં પ્રભુજી મનોહરુ. ॥ જિ૦ ॥ ૧૧॥
એ પાંચ કલ્યાંણક ચોવીશમા જિનવર તણાં, ॥ જિ૦ ॥
તે ભણતાં ગુણતાં હરખ હોય મનમાં ઘણાં;॥ જિ૦ ॥ જિન
શાસન નાયક ત્રિશલા સુત ચિત રંજણો, ॥ જિ૦ ॥ ભવિ-
યણનેં શિવ સુખકારી ભવ ભય ભંજણો. ॥ જિ૦ ॥૧૨॥

**કાલશ.** ॥ જય વીરજિનવર સંઘ સુખકર, થુણ્યો અતિ
ઉત્સુક ધરી; સંવંત સતર એકયાશીયેં, સૂરત ચોમાસું કરી.

॥ શ્રી સહજસુંદર તણો સેવક,ભક્તિશું એણિપરેં કહે; પ્રભુજીશું પૂરણ પ્રેમ પાંમ્યો, નિત્યલાભ વંછિત લહે. ॥૧૩॥ **ઇતિ.**

——:o§o:——

## અથ શ્રીમહાવીરસ્વામીનું પાલણું.

માત્તા ત્રિશલાયેં પુત્ર રત્ન જાઈઓ, ચોસઠ ઇંદ્રના આસન કંપે સાર; અવધિજ્ઞાંને જોઇ ધાયો શ્રીજિનવીરનેં, આવે ક્ષત્રીય કુંડ નયર મુઝાર. ॥ માતા૦ ॥ વીર પ્રત્તિબિંબ મૂકી માતા કને, અવસરપિણિ નિંદ્રા દીએ સાર, એમ મેરુ શિખરે જિનનેં લાવે ભક્તિશું, હરી પંચરૂપ કરી મનોહાર. ॥ મા૦ ॥ ૨ ॥ એમ અસંખ્ય કોટા કોટી મલી દેવતા, પ્રભુનેં ઓચ્છવ મંડાણેં લઇ જાએ; પાંડુક વન શિલાયેં જિનને લાવે ભક્તિથી, હરી અંગે થાપે ઇંદ્ર ઘણું ઉચ્છાયેં. ॥ મા૦ ॥૩॥ એક કોડ શાઠ લાખ કલશે કરી, વીરનો સનાત્ર મહોચ્છવ કરે સાર; અનુક્રમેં વીરકુમરનેં લાવે જનની મંદિરેં, દાસી પ્રિયવંદા જાએ તેણીવાર. ॥ મા૦ ॥ ૪ ॥ રાજા સીદ્ધારથને દીધી વધામણી, દાસીનેં દાંનને માંન દીએ મનોહાર; ક્ષત્રીયકુંડ માંહે ઓચ્છવ મંડાવીયો, પ્રજા લોકનેં હરખ અપાર. ॥ મા૦ ॥ ૫ ॥ ઘરઘર શ્રીફલ તોરણ ત્રાટજ બાંધિયા, ગોરી ગાવે મંગલ ગીત રસાલ; રાજા સિદ્ધારથેં જનમ મહોછવ કર્યો, માતા ત્રિશલા થઈ ઉજમાલ. ॥ મા૦ ॥ ૬ ॥ માતા ત્રિશલા ઝૂલાવે પુત્ર પારણેં. ॥ એ આંકણી૦ ॥ ઝુલે લાડ કડા પ્રભુજી આનંદ ભેર, હરખી નરખી નેં ઇંદ્રાણીયું જાએ વારણેં; આજ આનંદ શ્રીવીરકુમરને ઘેર. ॥ મા૦ ॥ ૭ ॥

વીરના મુખડા ઊપર વારું કોટી ચંદ્રમા, પંકજ લોચન સુંદર વિશાલ કપોલ; શુક ચંચુ સરખી દીસે નિરમલ નાસિકા, કોમલ અધર અરુણ રંગ રોલ. ॥ મા૦ ॥ ૮ ॥ ઓખધી સોવન મઢીરે સોભે હાલરે, નાજુક આભ્રણ સધલા કંચન મોતી હાર; કર અંગુઠો ધાવે વીરકુમર હરખેં કરી, કાંઇ બોલાવતાં કરે કિલકાર. ॥ મા૦ ॥ ૯ ॥ વીરનેં નિલાડે કીધોછે કુંકુમ ચાંદલો, શોભે જડિત મુગુટ મણિમય દીસે લાલ; ત્રિશલાયેં જુગતેં આંજી અણિયાલી બેહુ આંખડી, સુંદર કસ્તુરીનું ટિબકું કીધું ગાલ. ॥ મા૦ ॥ ૧૦ ॥ કંચન સોલે જાતના રત્ને જડયું પાલણું; ઝુલાવતિ વેલા થાએ ધૂધરનો ધમકાર; ત્રિશલા વિવિધ વચનેં હરખી ગાવે હાલરું, ખેંચે કુંમતિઆલી કંચન દોરી સાર. ॥મા૦॥ ૧૧ ॥ મારો લાડકવાયો સરખા સંગે રમવા જશે, મનોહર સુખડલી હું આપીશ એહને હાથ; ભોજન વેલા રમઝમ રમઝમ કરતો આવશે, હું તો ધાઇનેં ભીડાવીશ હ્રદયા સાથ. ॥મા૦॥ ૧૨ ॥ હંસ કારંડવ કોકિલ પોપટ પારેવડાં, માંહેં બપૈયા ને સારસ ચકોર; મેના મોર મેલ્યાછે રમકડા રમવા તણાં, ધમ ધમ ધૂચરા વજાવે ત્રિશલા કીશોર, મા૦ ॥ ૧૩ ॥ મારો વિર કુમર નીશાલે ભણવા જાયશે, સાથે સજ્જન કુટુંબ પરિવાર; હાથી ઘોડા રથ પાલાયેં ભલું સોભતું, કરી નીશાલ ગરણુ અતિ મનોહાર. ॥ મા૦ ॥ ૧૪ ॥ મરા વીર સમાંણી કન્યા સારી લાવશું, મારા કુંમરનેં પરણાવિશ મોહોટે ઘેર; મારો લાડકડો વરરાજા ઘોડે બેસશે, મારો વીર

કરશે સદાય લીલા લહેર. ॥ મા૦ ॥ ૧૫ ॥ માતા ત્રિશલા ગાવે વીરકુમરનું હાલરું, મારો નંદન જીવજો ક્રોડ વરિસ; એ તો રાજ રાજેસર થાશે ભલો દીપતો, મારા મનના મનોરથ પૂરશે જગીશ. ॥ માતા૦ ॥ ૧૬ ॥ ધન્ય ધન્ય ક્ષત્રીકુંડ ગામ મનોહરુ, જિહાં વીરકુંમરનો જનમ ગવાય; રાજા સિદ્ધારથના કુલ માંહે દિનમણી, ધન્ય ધન્ય ત્રિશલા રાંણી જેહની માય. ॥ માતા૦ ॥ ૧૭ ॥ એમ સૈયર ટોલી ભોલી ગાવે હાલરું; થાશે મનનાં મનોરથ તેહને ઘેર; અનુક્રમેં મહોદય પદવી રૂપવિજય પદ પામશે, ગાએ અમીયવિજય કહે થાશે લીલા લહેર. ॥ મા૦ ॥ ૧૮ ॥ **ઇતિ.**

---

## અથ શ્રી મહાવીર સ્વામીનું હાલરિઉં.

માતા ત્રિશલા ઝુલાવે પુત્ર પાલણે, ગાવે હાલો હાલો હાલરુવાના ગીત; સોના રૂપાનેં વલી રત્નેં જડીઉં પાલણું, રેશમ ડોરી ઘુઘરી વાગે છુંમ છુંમ રીત. ॥ હાલો હાલો હાલો હાલો મારા નંદનેં. ॥ ૧ ॥ જિનજી પાસપ્રભુથી વરસ અઢીસેં અંતરે, હોશે ચોવીશમો તીર્થંકર જિન પ્રમાણ; કેશી સ્વામી મુખથી એહવી વાંણી સાંભલી, સાચી સાચી હુઇ તે મારે અમૃત વાંણ. ॥ હા ૦ ॥ ૨ ॥ ચૌદે સ્વપને હોવે ચક્રી કે જિનરાજ, જિનજીપાસ પ્રભુના શ્રી કેશી ગણધારજો; તેહનેં વચનેં જાણ્યા ચોવીશમાં જિનરાજ, માહરી કુંખે આવ્યા તારણ તરણ જિહાજા. ॥ હાલો૦ ॥ ૩ ॥ માહરી કુંષે આવ્યા સંઘ તિલક શિરતાજ, હુંતો પુન્ય પનોતી ઇંદ્રાણી થૈ આજ. હા૦ ॥ ૩ ॥ મુઝને દોહોલો ઉપનુ બેસું ગજ અંબાડીયેં,

સિંહાસનપર બેસું ચામર છત્ર ધરાય; એ સહુ લક્ષણ મુઝને નંદન તાહરા તેજનાં, તે દિન સંભારૂને આનંદ અંગ ન માય. હા૦॥૪॥ કરતલ પગતલ લક્ષણ એક હજાર નેં આઠ છે, તેહથી નિશ્ચય જાણ્યા જિનવર શ્રીજગદીશ; નંદન જમણી જંઘે લંછન સિંહ બિરાજતો, મેં પેહેલે સુપનેં દીઠો વિશવા વીસ. ॥ હા૦ ॥ ૫ ॥ નંદન નવલા બંધવ નંદિવર્ધનના તમેં, નંદન-ભોજાઇયોનાં દેવરછો સુકુમાલ; હસશે ભોજાઈયો કહી લાડકા દીયર માહરા, હસશે રમશેનેં વલી ચુંટીખણશે ગાલ ॥ હસશે રમશેને વલી ઠુંસા દેશે ગાલ. ॥ હા૦ ॥ ૬ ॥ નંદન નવલા ચેડા રાજાના ભાણેજ છો, નંદન નવલા પાંચસેં મામીના ભાણેજ છો, નંદન મામલીઆના ભાણેજા સુકુમાલ; હસશે હાથેં રમાડી કહીનેં નાહાનાા ભાણેજા, આખ્યો આજીનેં વલી ટબકું કરશેં ગાલ. ॥ હા૦ ॥ ૭ ॥ નંદન મામા મામી લાવશે ટોપી આગલા, રતનેં જડીઆ ઝાલર મોતી કસબીકોર; નીલા પીલા નેંવલી રાતા સરવે જાતના, પેહેરાવશે મામી મારા નંદ કીશોર. ॥ હા૦ ॥ ૮ ॥ નંદન મામા મામી સુખડલી બહુ લાવશે, નંદન ગજવે ભરશે લાડુ મોતીચૂર; નંદન મુખડા જોઈનેં લેશે મામી ભાંમણાં, નંદન મામી કહેશે જીવો સુખ ભરપૂર. ॥ હા૦ ॥ ॥૯॥ નંદન નવલા ચેડા મામાની સાતે સતી, મારી ભત્રીજીનેં બેંન તમારી નંદ; તે પણ ગુંજે ભરવા લાખણસાઈ લાવશે, તુમનેં જોઈ જોઈ હોશેં અધિકા પરમાનંદ. ॥હા૦॥ ॥૧૦॥ રમવા કાજેં લાવશે લાખ ટકાનો ઘૂઘરો, વલી સૂડા

પોપટ મેનાને ગજરાજ; સારસ હંસ કોયલ તીત્તર નેવલી મોર જી; મામી લાવશે રમવા નંદ તમારે કાજ. ॥ હા૦ ॥ ૧૧ ॥ છપ્પન કુમરી અમરી જલકલશેં નવરાવીઆ, નંદન તમનેં અમનેં કેલીઘર માંએ; ફૂલની વૃષ્ટી કીધી યોજન એકને મંડલેં, બહુ ચિરંજીવો આશિસ દીધી તુમનેં ત્યાંહે. ॥ હા૦ ॥ ૧૨ ॥ તમનેં મેરૂગિરિપર સુરપતિયેં નવરાવીઆ, નિરખી નિરખી હરખી સુકૃત લાભ કમાય; મુખડા ઉપર વારૂં કોટી કોટી ચંદ્રમા, વલી તનપર વારૂં ગ્રહગણનો સમુદાય. ॥ હા૦ ॥ ૧૩ ॥ નંદન નવલા ભણવા નીશાલેં પણ મૂકશું, ગજપરે અંબાડી બેસાડી મોટે સાજ; પસલી ભરશું શ્રીફલ ફોફલ નાગરવેલશું, સુખડલી લેશું નીશાલીઆને કાજ. ॥ હા૦ ॥ ૧૪ ॥ નંદન નવલા મોહોટા થાસોને પરણાવશું, વહુવર સરખી જોડી લાવશું રાજકુમાર; સરખા વેવાઇ વેવાણુનેં પધરાવશું; વરવહુને પોંખી લેશું જોઈને દીદાર. ॥ ૧૫ ॥ સાસર પીઅર મારા બેહુ પક્ષ નંદન ઉજલા, માહારી કુખેં આવ્યા તાત પનોતા નંદ, માહારે આંગણ વુઠા અમૃત દૂધે મેહુલા; માહારે આંગણ ફલિયા સુરતરૂ સુખના કંદ. ॥ હા૦ ॥૧૬॥ એણિપરેં ગાયું માતા ત્રિશલા સુતનુ પાલણું; જેકાઇ ગાશે લેશે પુત્ર તણા સાંમ્રાજ, બિલીમોરા નગરે વરણવ્યું વીરનું પાલણું; જય જય મંગલ હોજો દીપવિજય કવિરાજ.॥હા૦॥૧૭॥ **ઇતિ.**

———oo———

# અથ શ્રી પાર્શ્વનાથનું પાલણું.

( માતા ત્રિશલા ઝુલાવે પુત્ર પારણે ) એ દેશી.

પ્રણમું પાસ પ્રભુને પુરણ આણી પ્રીતડી. ॥ ( ટેક ) ચરચું ચિત્ત હરખીને જિનનું જન્મ ચરિત્ર, દશમે સરગેથી સુર આવિ શુભ ચૈતર માસમાં, દીવશ ચોથ તણે પરમેષ્ટી પુરણ પવીત્ર. ॥ પ્રણમું૦ ॥ ૧ ॥ કરનજ પક્ષ વીશે ગુણ ગ્રામી પ્રભૂ ગરભે રહ્યા, ચઉદશ સુપનાં દેખે વામા માતા સાર, કુંજર નંદીને નયણે નીહાળી કેસરી, લચ્છી પુષ્પમાળને શશિ રવી નિરધાર. ॥ પ્ર૦ ॥ ૨ ॥ આકાશે ઉડંતી ઈંદ્ર-ધ્વજા અવલોકીને, કંચનનો કળશો ને કમળાકર ભરપુર, સીધું વીમાન સાસ્વતું રયણ તણો ઢગલો સહી, પાવક પેખી વામા ઉલટ આણે ઉર. ॥ પ્ર૦ ॥ ૩ ॥ નંચિ ઉત-રતાં નભમાંજ થકી નીહાલીઆં, વામા વદન વિશે વલિ પેસંતાં વીશાલ, સુપનાં દેખી વામા માતા હરખી જાગીઆં, સુણિને શ્રવણે સઘલી વાત ભલી ભુપાલ. ॥ પ્ર૦ ॥ ૪ ॥ પાઠક સુપન તણા તેડાવીને પરભાતમાં, પુછે સ્વપ્નતણું ફળ પ્રજાપતી ધરી પ્યાર; ભવસાગર તારક દુખ વારક સુત શુભ શોભતો, થાશે વામાને વીદ્વાન વદ્યા એ વાર. ॥ પ્ર૦ ॥ ॥ ૫ ॥ ડહોળા પુરે દુખડાં ચુરે જિન જનનીં તણાં, ખટ દિન ઉપર જ્યારે થયા પુરા નવ માસ; ॥ જિનવરની જનનીએ જસવંતો જિન જાઇયો. ॥ ( ટેક ) નરકે સુખડું થઇને પળમાં થયો પ્રકાશ. ॥ જિનવર૦ ॥ ૬ ॥ છપ્પનદીગ કુમરીઓ આવી ત્યાં આણંદમાં, પોતાનું કૃત્ય કરિને ગઇ પછી નિજ

વાસ; જય જયકાર થયો જગ માંહી જરૂર જાણજો, આલમ આખી આણે અતિ ઉરમાં ઉલ્લાસ. ॥ જિ૦ ॥ ૭ ॥ આસન ચોસઠ ચલતાં સઠ સવિ ચીત ચેતીને, આવ્યા વણારશીમાં વીશેશ આણી વહાલ; પાસ કુમરનો પ્રતિબિંબ મુકીને માતા કને, નીંદ્રા અવસરપીણી આપી માને તતકાલ. ॥ જિ૦ ॥ ૮ ॥ ધરિ પણ રૂપ રૂડાં સૌધર્મ હરી હેતેં કરી, પોતાના કર પૂટમાં પધરાવ્યા જગનાથ; વીજે દો દીશ ચામર વજૂ ઉછાલે આગલેં, શિશપર છત્ર ધરીને ચાલે સ્નેહે સાથ. ॥ જિ૦ ॥ ૯ ॥ દેવો અસંખ્ય કોડા કોડી મ્હોટા કોડથી, હલિ મલિ મેરૂ સીખરપર જિનવરને લઇ જાય; પાડુંક વન શીલાયેં પરમેશ્વરના પ્રીતથી, ઈંદ્રાદીક દેવો આવીને પ્રણમે પાય. ॥ જિ૦ ॥ ૧૦ ॥ સીંહાસન પર બેસી ઈસાન ઇંદ્ર ઉમંગથી, નિજ ખોલામાં ઠવીયા તિર્થંકરજી તેહ; ખીરો-દિક જળથી વળી કળશ ભરી અડ જાતના, જિનજીને ન્હવરાવે સુરપતી આણી સ્નેહ. ॥ જિ૦ ॥ ૧૧ ॥ ચારજ શ્વેત વૃષભના રૂપ કરી હરી હોંશથી, શુભ નિજ સિંગ વીશેથી સુગંધી ધારો આઠ; તિર્થંકરના ઉપર કરતાં ગરતાં પાતીકો, સ્નેહે સ્નાત્ર ભણાવી ઠીક બનાવ્યો ઠાઠ. ॥ જિ૦ ॥ ॥ ૧૨ ॥ પાસકુંમરને લાવી ત્યાંથી માતા મંદીરે, હરિ હળવે રહીને મુકી વામાને પાસ; વંદન કરજોડી કરી હર્ષ ધરી હૈયા વિશે, ઉલટેં ઇંદ્ર ગયા અનુકરમે નીજ આવાસ. ॥ જિ૦ ॥ ૧૩ ॥ પ્રીયંવંદાએ દીધી વધામણી મહીપાળને; સુણતાં દાસીને દે દાન અને સન્માન; રાજા

અશ્વસેન રળીયાત થઇ રૂદયા વીશે, જાચક જાતીને વળી દીધા અઢળક દાન. ા જિ૦ ા ૧૪ ા લ્હેકે તરીઆ તોરણ ઘરઘર લીલા લ્હેર છે, કીધો નગરી પંથે ગુલાબ જળ છટકાવ; નરપતિ નેહે લેછે ધન ખરચ્યાનો લ્હાવ. ા જિ૦ ા ૧૫ ા મધુર સ્વરથી મંગળ ગાવે મળીને માનુની, જેવી કોયલ ટઉકે અંબ તરૂની ડાળ; મ્હોત્સવ જન્મ તણો કરીઓ મહીપાળે મ્હોટકો, લેછે જગત જનુની જિનવરનીં સંભાળ, ા ૧૬ ા માતા વામા પાસકુમર પધરાવે પારણે. ા (ટેક) સુતનું મુખડું જોઈને અંબા અરધી થાય, ઝાઝું જીવો માતા કહે કુંવરને છીંકતાં, હુંશે હાલો હાલો કહી હાલરડાં ગાય. ા માતા૦ ા ૧૭ ા હેમ તણુંછે પાસ પ્રભુનું સુંદર પારણું, મણિમય હીરલે ને વળી માણ્યક રત્ન જડીત્ર; કસબી દોરી ખેંચે માતાજી રળીઆંમણી, ચળકે ચળક ચળક ચીતરેલા ચીત્ર વીચીત્ર. ા માતા૦ ા ૧૮ ા મચ્છરદાની મન માની નાખીને પારણે, પોઢયા પ્રેમ ધરીને જિનવર શ્રી જગદીશ; મારો પાસ કુમર પંડીત પાસે ભણવા જશે, નઉતમ નિશાળગરણું નેહે નેટ કરીશ. ા માતા૦ ા ૧૯ ા કુળવંતી કન્યા મુજ લાડકડાની લાવશું, ઘોડે બેશી લેશે ફોફળ શ્રીફળ પાન; ભામા તારી મુજને બાઈ કહી બોલાવશે, હરશે ફરશે ને વળી તુજને કરશે સાન. ા માતા૦ ા ૨૦ ા લોચન અલબેલા તુજ અંબુજ કેરી પાંખડી, પરવાળાં સરીખા તુજ અધર અનુપ મુજ નંદ; દીપકજોત સરીખી દીપંતી તુજ નાસીકા, ઘોળું તુજ મુખ ઉપર સરદ પુન્ય-

મના ચંદ. ॥ માતા૦ ॥ ૨૧ ॥ ઊંગીને જિનવર જાગે ત્યારે માતા ભલાં, નિરમળ જળથી મુખડું ધોઈ કરે ઉજમાળ; ખોળામાં લેઈને જિન વામા માતા ખાંતથી, હૈડા સાથે દાબે પ્રેમ પરમ દયાળ. ॥ માતા૦ ॥ ૨૨ ॥ છમ છમ છેલ છબીલા પાસ પ્રભુ પગલાં ભરે, હસિ હસિ કરતાં માતાને લાડકડા લાડ; ધમધમ ધુઘરો કંચન કેરો પ્રભુ વજાડતા, માને મનમાં માતા પરમેશ્વરનો પાડ. ॥ માતા૦ ॥ ૨૩ ॥ હોલા હંસ હરણિયાં હયને હાથી હેમના, મધર મરકટ મેના મોર અને મૃગરાજ; પોપટ પુતળીઓ પારેવાં પુરણ પ્રીતથી, કોયલ આદિ રમકડાં આપે રમવા કાજ. ॥મા૦॥ ૨૪ ॥ સોનાનો સુરજ ઉગ્યો મારે સોહામણો, ફળીઓ કલ્પતરૂ મારે આંગણીએ આજ; એમજ હુલરાવે પરમેશ્વર માતા પ્રેમશું, નંદન હું તો પાંમી ત્રણ ભુવનનું રાજ. ॥ માતા૦ ॥ ૨૫ ॥ ધનધન પ્રભુ પીતા જે અશ્વસેન અવનીપતી, ધનધન વામા ઉદર થકી પ્રસવ્યા પરમેશ; ધનધન વણારસી નગરીને અતિ વખાણીએ, જીહાં જિન મ્હોત્સવમાં ખામિ નહી લવલેશ. ॥ માતા૦ ॥ ૨૬ ॥ ગુરૂ ઉદ્યોત વિજયજીના અતિશય ઉપકારથી, જિન ગુણ ગાઈ થયો શિવરામ તણો સુત ન્હાલ; એણી પરે ગાયું પ્રીતે પાસ પ્રભુનું પારણું, કષ્ટ નિકંદન વંદન કરેજ કેશવલાલ. ॥માતા૦॥૨૭॥ **ઈતિ.**

---

## અથ પ્રભાતિ પદ. રાગ ભૈરવ.

જાગરે બટાઊ અબ ભઈ ભોર વેરા. ॥ જાગ૦ ॥ એ ટેક. ॥ ભયા રવિકા પ્રકાશ, કુમુદ થાએ વિકાસ; ગયા નાશ પ્યારે

મિથ્યા રેનકા અંધેરા. ॥ જા૦ ॥ ૧ ॥ સૂતા કિમ આવે ધાટ, ચાલવી જરૂર વાટ; કોઇ નહીં મિત્ત, પરદેશમેં જ્યું તેરા. ॥ જા૦ ॥ ૨ ॥ અવસર વીત જાય, પીછે પિછતાવો થાય; ચિદાનંદ નિહચેં, એ માન કહ્યા મેરા. ॥ જા૦ ॥ ૩ ॥

## પ્રભાતિ પદ. રાગ ભૈરવ.

ચાલના જરૂર જાંકૂ તાંકૂ કૈસા સોવના. ॥ ચાલના૦ ॥ ॥ ટેક. ॥ ભયા જબ પ્રાતઃ કાલ માતા ધવરાવે બાલ; જગ જન કરત સકલ મુખ ધોવના. ॥ ચા૦ ॥ ૧ ॥ સુરભિકે બંધ છૂટે, ઘુઘુડ ભય અપૂઠે; ગ્વાલ બાલ મિલકે, વિલોવત વિલોવના. ॥ ચા૦ ॥૨॥ તજ પરમાદ જાગ, તૂંભી તેરે કાજ લાગ; ચિદાનંદ સાથ પાય, વૃથા નખોવના. ॥ ચા૦ ॥ ૩ ॥

## પ્રભાતિ પદ. રાગ ભૈરવ.

જાગ અવિલોક નિજ, શુદ્ધતા સ્વરૂપકી. ॥ જા૦ ॥ એ ટેક. ॥ જામેં રૂપ રેખ નાંહી, રંચ પર પર છાંહી; ધારે નહી મમતા, સુગુણ ભવ કૂપકી. ॥ જા૦ ॥ ૧ ॥ જાકી હે અનંત જોત, કબહુ ન મંદ હોત, ચાર જ્ઞાન તાકે સોત, ઉપમા અનૂપકી. ॥ જા૦ ॥ ૨ ॥ ઉલટ પુલટ ધ્રુવ, સત્તામેં બિરાજ માન; શોભા નાહિં કહિ જાત, ચિદાનંદ ભૂપકી. ॥જા૦॥ ૩ ॥

## પ્રભાતિ પદ. રાગ બિલાવલ.

ક્યા સોવે ઉઠ જાગ બાઉરે. ॥ ક્યા૦ ॥ એ ટેક. ॥ અંજલી જળ જયું આયુ ઘટત હે; દેત પહોરીયા ધરિય ઘાઉરે. ॥ક્યા૦॥ ૧ ॥ ઇંદ્ર ચંદ્ર નાગિંદ્ર મુનીંદ્ર ચલે, કોણ રાજા પતિ શાહ રાઉરે; ભમત ભમત ભવજલ નિધિ પાયો, ભગવંત ભજન

વિન ભાઉ નાઉરે. ॥ ક્યા૦ ॥ ૨ ॥ કહા વિલંબ કરે અબ બાઉરે, તરી ભવજલ નિધિ પાર પાઉરે; આનંદઘન ચેતનમય મૂરતિ, સુદ્ધ નિરંજન દેવ ધ્યાઉરે. ॥ક્યા૦॥ ૩ ॥

## પ્રભાતિ પદ. રાગ ભૈરવ.

જાગ જાગ રયન ગઈ, ભોર ભયો પ્યારે; પંચકું પ્રપંચ કર, વશ કર તું યારે. ॥ જા૦ ॥૧॥ રસનામેં મીન મરે, નયનમેં પતંગા; શ્રવણમેં કુરંગ મરે, ભોગમેં મતંગા ॥ જા૦ ॥ ॥ ૨ ॥ સુગંધમેં ભ્રમર મરે, નાસા રસ લેતા; એક એક ઇંદ્રીય સંગ, મરે જીવ કેતા. ॥ જા૦ ॥ ૩ ॥ પંચકે પડયો તું ફંદ, કયું કરી વશ આવે; માર તું મન ઇચ્છા ભૂત, જયું નિરંજન પાવે. ॥ જા૦ ॥ ૪ ॥ **ઇતિ.**

## પ્રભાતી પદ. રાગ ભૈરવ.

જાગ જાગ જાગ જાગ, જાગો દિલ મેરા રે; જિન જ્ઞાન ભોર ભયો, નિદંકી ન વેરા રે. ॥ જા૦ ॥ ૧ ॥ ચોરાશી લાખ જીવા યોનિ, ફરત કરત ફેરા રે; ધર્મકી તો બૂઝ નહિ, ક્યા હવાલ તેરા રે. ॥ જા૦ ॥ ૨ ॥ તન ધન દલ વાદલ જેસેં, વિખરતા નહિં વેરા રે; કાયકું પાશ બાંધ રહ્યો, રાગ દોષ કેરા રે. ॥ જા૦ ॥ ૩ ॥ આશા તો અસમાન બંધે, કાલકા નિહેરા રે; છિનમાં જો દેખિયેં સો, છિનમાં અનેરા રે. ॥ જા૦ ॥ ૪ ॥ અચલ તો જિનવીર સંગ, તાકા ઢંગ નેરા રે; ભજ લે દિન રયણ નિયમ, જિમ ઘટે દુઃખ ઘેરા રે. ॥ જા૦ ॥ ૫ ॥ **ઇતિ.**

## અથ પ્રભાતી પદ.

જોબનીયાંની મોજાં ફોજા, જાએ નગારાં દેતી રે; ઘડી ઘડીનાં ઘડિયાલાં વાગે, તોય ન જાગે તેથી રે.॥ જો૦ ॥૧ ॥ જગ રાક્ષસી જોર કરે છે, ફેલાવી ફજેતી રે; આવી અવઘે ઉભશે, જાશે લખપતિને લેતી રે. ॥ જો૦ ॥ ૨ ॥ માલે બેઠો મોજ કરે છે, ખાંતે જૂવે ખેતી રે; જમરો ભમરો તાણી લેશે, ગોફણ ગોલા સેંતી રે ॥ જો૦ ॥ ૩ ॥ જમ રાજાને શરણે જાવું, જોરાલો કોઇ જેહથી રે; દુનિયાંમાં દૂજો દીસે નાહિં, આખર મરશો તેથી રે. ॥ જો૦ ॥ ૪ ॥ દાંત પડયાને ડોશો થયો, કાજ ન સરયું કેથા રે; ઉદયરત્ન કહે આપે સમજો, કહિયેં વાતો કેતી રે. ॥ જો૦ ॥૫॥ ઇતિ.

## અથ પ્રભાતિ પદ.

આજકો લાહો લીજીયેં, કાલ કીણે રે દીઠી; રેહેણ ન પાવે પા ઘડી, જબ આવેગી ચીઠી. ॥ આ૦ ॥૧॥ મનસા વાચા કર્મના, આલસ સબ છંડી; ધ્યાન ધરો અરિહંતનો, થાનક સ્થિરમંડી .॥આ૦॥ ૨ ॥ વિનય મૂલ જે પાલીયેં, શ્રીજિનવર ધર્મ; ભાવેં સુદ્ધ આરાધતાં, છૂટે નિજ કૃત કર્મ. ॥આ૦॥૩॥ દાન શિયલ તપ ભાવના, એ ચાર પ્રકાર; દયા સુદ્ધ આરાધીયેં, પામીયેં ભવ પાર. ॥ આ૦ ॥ ૪ ॥ ધર્મનો મર્મ એ જાણજો, રાગ દ્વેશને વારો; કેવલ જ્ઞાન નીપાઈને, દેવચંદ્ર પદ સારો. ॥ આ૦ ॥ ૫ ॥ ઇતિ.

## અથ પ્રભાતિ પદ.

મેંહું મુસાફર આયા હો પ્યારા, નહિ કોઈ મેરા; જનમ હુવા તબ આપણા કહાવે, નાહિં રહેનેકા ડેરા હો પ્યારા. ॥ નાહિં૦ ॥ ૧ ॥ સગા સંબંધી સહુ કુટુંબી કહાવે, જ્યું તીરથકા મેલા હો પ્યારા. ॥ ન૦ ॥ ૨ ॥ ધન કણ કંચન સ્થિર નાહિં રેના, દલ વાદલકા ઘેરા હો પ્યારા. ॥ ન૦ ॥૩॥ રૂપચંદ કહે પ્રેમકી બાતાં, જ્યું ધાણીકા ફેરા હો પ્યારા; નાહિં કોઈ મેરા. ॥ નહિ કોઇ મેરા પ્રભુ નહી૦॥ મેંહું૦॥૪॥

## અથ પ્રભાતિ પદ.

રે જીવ જૈન ધર્મ કીજીયેં, ધર્મના ચાર પ્રકાર; દાન શિયળ તપ ભાવના, જગમાં એટલું સાર. ॥ રે જીવ૦ ॥ ૧ ॥ વરસ દિવસને પારણે, આદિસર સુખકાર; શેલડી રસ વોલાવેયો, શ્રી શ્રેયાંસ કુમાર. ॥ રે જી૦ ॥ ૨ ॥ ચંપાપોલ ઉગાડવા, ચારણીયે કાડયા નીર; સતીય સુભદ્રા જશ થયો, શિયલે સુરનરધીર. ॥ રે જી૦ ॥ ૩ ॥ તપ કરી કાયા સોસવી, સરસ નિરસ આહાર; વીરજિણંદેં વખાણિયો, ધન ધનો અણગાર. ॥ રે જીવ૦ ॥ ૪ ॥ અનિત્ય ભાવના ભાવતા, ધરતા નિરમલ ધ્યાન; ભરત આરીસા ભવનમાં, પામ્યા કેવલ જ્ઞાન. ॥ રે જીવ૦ ॥ ૫ ॥ જૈન ધર્મ સુરતરૂ સમો, જેહની શીતલ છાયા; સમય સુંદર કહે સેવતાં, વંછિત ફલ પાયા. ॥ રે જી૦॥ ૫॥

## અથ પ્રભાતિ પદ.

હાંરે પ્રભુ ભજલે મેરા દીલ રાજી. ॥ એ ટેક. ॥ આઠ પોહોરકી ચોસઠ ઘડીયાં, દો ઘડીયાં જિન સાજી રે. ॥પ્રભુ૦

॥૧॥ દાન પુન્ય કછુ ધર્મ કરલે; મોહ માયાકું ત્યાગી રે. ॥ પ્ર૦ ॥ ૨ ॥ આનંદધન કહે સમજ સમજ લે; આખર ખોવેગા બાજી રે. ॥ પ્ર૦ ॥ ૩ ॥ ઇતિ.

## અથ પ્રભાતિ સ્તવનં.

મેં પરદેશી દુરકા, પ્રભુ દરિશનકુ આયા, લાખ ચોરાશી દેશ ફરયા, તોરા દરશ નપાયા. ॥ મેં૦ ॥ ૧ ॥ સુક્ષમ બાદર નિગોદમાં, વનસપતી બસાયા; અપ તેઉ વાઉ કાયમાં, કાળ અનંત ગમાયાા. ॥ મેં૦ ॥ ૨ ॥ સ્વર્ગ નરક તિર્યંચમેં, કેતા જન્મ ગમાયા; મનુષ્ય અનાર્યમેં ભમ્યા, તિહાં નહી દરશન પાયા. ॥ મેં૦ ॥ ૩ ॥ તેરો મેરો દરશન અબ ભયો, પૂરણ પુણ્ય પસાયા; રૂપચંદ કહે ભાગ્ય ખુલે, નિરંજન ગુણ ગાયા. ॥ મેં૦ ॥ ૪ ॥ ઇતિ.

## અથ પ્રભાતિ સ્તવનં.

જબ તુમ નાથ નિરંજના, તબ મેં ભક્ત તુમારો; કલ્પ વૃક્ષ જબ તુમ ભએ, યુગલા ધર્મ હમારો. ॥ જબ૦ ॥ ૧ ॥ જબ તુંમ સાયર સાહિબા, તબ હું સરિતા સમાનાં; તું દાતા હું યાચકા, બોલે બિરૂદિ વાના. ॥ જ૦ ॥ ૨ ॥ તું તીરથ મહિમા વડો, તબ હું યાત્રે હો આયો; તું હીરો મેરે કર ચડયો, તો હું ઝવેરિ કહાયો. ॥ જ૦ ॥ ૩ ॥ જબ તું તખત ત્રિભુવન તણો, હું ટંકશાલી રૂપૈયા; દીયા છાપ રૂપ-ચંદ શિરેં, ગયા શિક્કા લહિયા. ॥ જ૦ ॥ ૪ ॥ ઈતિ.

## અથ પ્રભાતિ સ્તવનં. રાગવિભાસ.

આજમેં પ્રભુજીકો દરિશન પાયો. ॥ આજ૦ ॥ ટેક. ॥ વંછિત પૂરણ પાશ ચિંતામણિ; દેખત દુરિત ગમાયો રી. ॥ આ૦ ॥ ૧ ॥ મોહિની મૂરત મહિમા સાગર, તીરથ સબ જગ છાયોરી ॥ આ૦ ॥ ભાણચંદ પ્રભુ શકલ સંઘકું, જય જય કાર કહાયો રી. ॥ આ૦ ॥ ૩ ॥ ઇતિ.

## અથ પ્રભાતિ સ્તવનં.

દેવ નિરંજન ભવ ભય ભંજન, તત્વ જ્ઞાનકા દરીઆ રે; મતિ શ્રુત અવધિ ને મનપર્યવ, કેવલ જ્ઞાને ભરીઆ રે. ॥ દે૦ ॥ ૧ ॥ કામ ક્રોધ મોહ મચ્છર મારણ, અષ્ટ કરમકૂ હણીઆ રે; ચારે નારી દૂર નિવારી, પંચમ સુંદરી વરીયા રે. ॥ દે૦ ॥ ૨ ॥ દરશન જ્ઞાન એક રશ જાકૂં, ખીરોદધી જ્યું ભરીયા રે; રૂપચંદ પ્રભુ નામકી નાવા, જો બેઠા સો તરીયા રે. ॥ દેવ નિરંજન૦ ॥ ૩ ॥ ઇતિ.

## અથ પ્રભાતિ સ્તવનં.

મુજરા સાહેબ મુજરા સાહેબ, સાહેબ મુજરા મેરા રે. ॥ ટેક. ॥ સાહેબ સુવધિ જિનેશ્વર પ્યારા, ચરણ પખાલું તેરા રે. ॥ મુ૦ ॥ ૧ ॥ કેસર ચંદન ચરચું અંગેં, ફુલ ચડાવું સેરા રે; ઘંટ બજાવું ને અધર ઉખેવું, કરૂં પ્રદક્ષિણા ફેરા રે. ॥ મુ૦ ॥ ૨ ॥ પંચ શબ્દ વાજિત્ર વજાવું, નિતકરૂં અતિ ફેરા રે; રૂપચંદ ગુણ ગાવત હરખિત, દાસ નીરંજન તેરા રે. ॥ મુજરા૦ ॥ ૩ ॥ ઇતિ.

## અથ પ્રભાતિ સ્તવનં. રાગ રામકલી.

અજબ જ્યોતિ મેરે જિનકી, તુંમ દેખો માઈ અજબ જ્યોતિ૦ ॥ કોડી સૂરજ જબ એકઠા કીજે, હોડ ન આવે મેરે જિનકી ॥ તુંમદે૦ ॥૧॥ ઝગમગ જ્યોતિ ઝલામલ ઝલકે, કાયા નીલ બરનકી. ॥ તુંમ દે૦॥ હીરવિજય પ્રભુ પાસ સંખેશ્વર, આશા પૂરો મેરે મનકી. ॥ તુંમદે૦ ॥ ૨ ॥ ઈતિ.

## અથ શ્રી પંચ પરમેશ્વર પ્રભાતિ સ્તવન પ્રારંભઃ.

ઝુલણાછંદ.

પંચ પરમેશ્વરા પરમ અલવેશ્વરા, વિશ્વ વાલેશ્વરા વિશ્વવ્યાપી; ભક્તવત્સલ પ્રભુ ભક્તજન ઉદ્ધરી, મુક્તિપદ જે દિયે કર્મ કાપી. ॥ પંચ૦ ॥ ૧ ॥ વૃષભઅંકિત પ્રભુ વૃષભ જિન વંદિયેં, નાભિ મરુદેવીનો નંદ નીકો; ભરતને બ્રાહ્મીનો તાત ભુવનંતરેં, મોહ મદ ભંજણો મુક્તિ ટીકો. ॥ પંચ૦ ॥ ૨ ॥ શાંતિપદ આપવા શાંતિપદ થાપવા, અદ્‌ભૂત કાંતિ પ્રભુશાંતિ સાચો; મૃગાંકપારાપતિ સૈન્યથી ઉદ્ધરી, જગપતિ જે થયો જગત જાચો. ॥ પંચ૦ ॥ ૩ ॥ નેમિ બાવીશમો શંખ લંછન નમો, સમુદ્ર વિજયાંગજાનંગ જીતી; રાજકન્યા તજી સાધુમારગ ભજી, જીત જેણેં કરી જગ વદિતી. ॥ પંચ૦ ॥ ૪ ॥ પાર્શ્વજિનરાજ અશ્વસેનકુલ ઉપના, જનની વામા તણો જેહ જાયો; રાજે ખેટકપુરેં કાજ સાધ્યાં સવે, ભીડભંજન પ્રભુ જેહ કહાયો ॥ પંચ૦ ॥ ૫ ॥ વીર મહાવીર સર્વ વીર શિરોમણિ, રણવટ મોહભટ માન મોડી; મુક્તિગઢ વાસિયો જગત ઉપાસીયો, નાથ નિત્ય વંદિયેં હાથ જોડી ॥ પંચ૦ ॥ ૬ ॥ માતનેં તાત અવદાત

જિન દેવનાં, ગામને ગોત્ર પ્રભુનામ સુણતાં; ઉદય વાચક વદે ઉદયપદ પામિયેં, ભાવે ભગવંતનાં સ્તવન ભણતાં. ॥ ॥ પં૦ ॥ ૭ ॥ **ઇતિ પાંચ પરમેશ્વરસ્તવનં સંપૂર્ણમ્.**



## અથ પ્રભાતિ સ્તવનં. રાગ રામકલી.

તેરો દરસ ભલેં પાયો રૂષભજી; મેં તેરો દરસ ભલે. પાયો. ॥ કાલ અનંતેં મેલાયો. ॥ રૂ૦ ॥ ૧ ॥ જિનપતિ નરપતિ મુનિપતિ પહેલો, એસો બિરદ ધરાયો; માનુંતું ઇણેં મશિયા અવતારેં, જગત ઉદ્ધારણ આયો. ॥ રૂ૦ ॥૨॥ તેં પ્રભુ જુગકી યાદ નિવારી, સબ વ્યવહાર શિખાયો; લિખન શીલ્પ શતગનિત પઢાયો, તાથેં જગત ચલાયો. ॥ ॥ રૂ૦ ॥ ૩ ॥ યા જગમેં તુમ સમ નહિં ઓરેં, અવસર-પનિયેં કહાયો, અઢાર કોડાકોડી સાગર અંતેં, તેં પ્રભુ ધર્મ દિખાયો.॥ રૂ૦ ॥ ૪ ॥ લાખ પંચાશત કોડી સાગરલોં, સુખકર શાસન ઠાયો; તુઝ રત્નાકર વંશવિભૂષણ, એસો કોન સુણાયો. ॥ રૂ૦ ॥ ૫ ॥ કરુણાકર ઠાકોર તું મેરો, હું તુહ્મ ચરણે આયો; ઘો પદ સેવા અમૃતમેવા, ઇતનેમેં નવનિધ પાયો. ॥ રૂ૦ ॥ ૬ ॥ **ઇતિ.**

## અથ શંખેશ્વર પાર્શ્વજિનસ્તવનં.

રાગ—પ્રભાતિ કડખો અથવા ઝુલણાં છંદ.

પાસ સંખેશ્વરા સારકર સેવકા, દેવ કાં ! એવડી વાર લાગે; કોડીકર જોડી દરબાર આગેં ખડા, ઠાકુરા ! ચાકરા માન માગે ॥ પા૦ ॥ ૧ ॥ જગતમાં તુંજ જગદીશ જિન જાગતો, એમ

શું આજ જિનરાજ ઊંઘે; મોહોટા દાનેશ્વરી તેહને દાખિયેં, દાન દીયે જગ કાલ મૂંધે. ॥ પા૦ ॥ ૨ ॥ ભીડ પડી જાદવા જોરે લાગી જરા, તેણિ સમેં ત્રિકમે તુંજ સંભાર્યો; પ્રગટ પાતાળથી પલકમાં તેં પ્રભુ, ભક્તજન તેહનો ભય નિવર્યો.॥પા૦ ॥૩॥પ્રગટથા પાસજી મેલ પડદો પરો, મોડ અશુરાણને આપ છોડો; મુઝ મહિરાણ મંજૂસમાં પેસીને, ખલકના નાથજી! બંધ ખોલો. ॥ પા૦ ॥ ૪ ॥ આદિ અનાદિ અરિહંત તું એકછે, દીન દયાલછે કોણ દૂજો?; ઊદયરત્ન કહે અસુરનું શું ગજું, માનસો રખે માહારાજ દૂજો. ॥ પા૦ ॥ ૫ ॥

## અથ શ્રી તીર્થમાલા સ્તવન.

શેત્રુંજે રૂષભ સમોસર્યા, ભલા ગુણ ભર્યા રે; સીધા સાધુ અનંત. ॥ તીરથ તે નમુંરે. ॥ એ ટેક. ॥ તિન કલ્યાણક ત્યાં થયા, મુગતેં ગયારે, નેમીસર ગિરનાર. ॥ તી૦ ૧ ॥ અષ્ટાપદ એક દેહરો, ગિરિ સેહરો રે; ભરતેં ભરાવ્યાં બિંબ. ॥ તી૦ ॥ આબુ ચૌમુખ અતિ ભલું, ત્રિભુવન તિલો રે; વિમલ વસહિ વસ્તુપાળ. ॥ તી૦ ॥ ૨ ॥ સમેતશિખર સોહામણો, રલીયામણોરે; સિદ્ધા તિર્થંકર વીશ. ॥ તી૦ ॥ નયરી ચંપા નિરખીએં, હૈડે હરખીએં રે; સીધા શ્રી વાસુપૂજ્ય. ॥ તી૦ ॥ ૩ ॥ પૂર્વદિશેં પાવાપુરી, રૂદ્ધેં ભરી રે; મુક્તિગયા માહાવીર. ॥ તી૦ ॥ જેશલમેર જુહારીએં, દુઃખ વારીએં રે; અરિહંત બિંબ અનેક. ॥ તી૦ ॥ ૪ ॥ વિકાનેરજ વંદીયેં, ચિરનંદીયેં રે; અરિહંત દેહરા આઠ. ॥ તી૦ ॥ સોરિસરો સંખેશ્વરો પંચાસરોરે; ફલોધા થંભણ

પાસ. ॥ તી૦ ॥ ૫ ॥ અંતરિક અજાવરો અમીઝરો રે; જીરાવલો જગનાથ. ॥ તી૦ ॥ ત્રૈલોક્ય દીપક દેહરો જાત્રા કરોરે; રાણપુરે રિસહેસ. ॥ તી૦ ॥ ૬ ॥ તારંગે અજિત જુહારીયેં, દુઃખ વારીયેં રે; થરાંદ્રે શ્રીમહાવીર. ॥ તી૦ ॥ નવારે નગરના દેહરા બાવન ભલા રે; સા રાયસી વર્ધમાને ભરાવ્યા બિંબ. ॥ તી૦ ॥ ૭ ॥ શ્રી નાડુલાઇ જાદવો ગોડિસ્તવો રે; શ્રી વરકાણો પાસ. ॥ તી૦ ॥ નંદીશ્વરનાં દેહરા બાવન ભલાં રે; રૂચક કુંડલે ચાર ચાર. ॥ તી૦ ॥ ૮ ॥ શાશ્વતી અશાશ્વતી પ્રતીમા છતિ રે; સ્વર્ગ મૃત્યુ પાતાળ. ॥ તી૦ ॥ તીરથ જાત્રા ફલ તિહાં હોજો મુજ ઈહાં રે; સમય સુદંર કહે એમ. ॥ તીરથ૦ ॥ ૯ ॥ **ઇતિ.**

## અથ શ્રીચોવીસજિન સ્તવનં.

પ્રહ સમે ભાવ ધરી ગણો, પ્રણમુ મન રે આણંદા; ધન્ય વેલા ધન્ય તે ઘડી, નિરખું પ્રભુ મુખચંદા. ॥ પ્રહ૦ ॥ ૧ ॥ રૂષભ અજિત સંભવ ભલા, અભિનંદન વંદુ; સુમતિ પદ્મ પ્રભ જિનવરા, શ્રી સુપાર્શ્વ જિણંદા. ॥ પ્રહ૦ ॥ ૨ ॥ ચંદ્રપ્રભ સુવિધિ નમું, શીતલ શ્રીયાંસ; વાસુપૂજ્ય વિમલ પ્રભુ, અનંત ધર્મ જિણંદા. ॥ પ્રહ૦ ॥ ૩ ॥ શાંતિ કુંથુ અર જિનવરા, એ ત્રન ચક્રી કહીજે; મલ્લી મુનિસુવૃત પ્રભુ, નમિ નેમ જિણંદા. ॥ પ્રહ૦ ॥ ૪ ॥ પાર્શ્વ વીર નિત્ય વંદિએ, એહવા જિન ચોવીશ; જ્ઞાનાવિમલ સૂરિ પ્રણમતાં, નિત્ય હોએ જગીશ ॥ પ્રહ૦ ॥ ૫ ॥ **ઇતિ.**

## અથ શ્રીપાર્શ્વજિન સ્તવનં.

જીરે આજ દીવસ ભલેં ઉગીયો, જીરે આજ થયો સુવિહાણ; પાસજિનેશ્વર ભેટીઆ, થયો આનંદ કુશલ કલ્યાણ હો સાજન. ॥ સુખ દાયક જાણી સદા; ભવિ પૂજો પાસ જિણંદ. ॥ એ આંકણી. ॥૧॥ જીરે ત્રિકરણ સુદ્ધિયેં ત્રિહું સમે, જીરે નિસ્સહી ત્રણ સંભાર; ત્રિહુદિશિ નિરખણ વરજીને, દીજેં ખમાસમણ ત્રણવાર હો સાજન. ॥ સુ૦ ॥૨॥ જીરે ચૈત્ય વંદન ચોવીસનો, જીરે સ્વરપદ વર્ણ વિસ્તાર; અર્થ ચિંતન ત્રિહું કાલના, જિન નાથ નિક્ષેપા ચાર હો સાજન. ॥ સુ૦ ॥ ૩ ॥ જીરે શ્રીજિન પદ ફરસે લહે, કલી મલીન તે પદ કલ્યાણ; તે વલી અજર અમર હુવે, અ પુનર્ભવ શુભ નિર્વાણ હો સાજન. ॥ સુ૦ ॥ ૪ ॥ જીરે લોહભાવ મૂકી પરો, જીરે પારશ ફરસ પસાય; થાએ કલ્યાણ કુધાતુનો, તેમ જિનપદ મોક્ષ ઉપાય હોસાજન. ॥ સુ૦ ॥ ૫ ॥ જીરે ઉત્તમ નારી નર ગણા; જીરે મનધરી ભક્તિ ઉદાર; આરાધી જિનપદ ભલો, થાએ જિન કરે જગ ઉપગાર હો સાજન. ॥ સુ૦ ॥ ૬ ॥ એહવો મન નિશ્ચલકરી, જીરે નિસિદિન પ્રભુને ધ્યાય, પામે સૌભાગ્ય સ્વરૂપ ને, નિવૃતિ કમલાવર થાય હો સાજન. ॥ સુખ દાયક૦ ॥ ૭ ॥ **ઇતિ.**

## અથ શ્રીવાસુપૂજ્યજિન સ્તવનં.

(શીતળ જિનવર સાહેબા રે) એ દેશી.

વાસુપૂજ્યજિન સાહેબા રે, સુણ માહરી અરદાસ; તુમ દરિશનને દેખવા રે, મુઝ મનડું ધરે આસ. ॥ વા૦ ॥ ૧ ॥

મહીયલમાં જોતાં થકાં રે, દીઠા દેવ અનેક; હરિ હર બ્રહ્મા સારખા રે, તુમ સમ નાવે એક." વા૦ ॥ ૨॥ તમે છો ત્રિભુવનરાજવી રે, તમે છો દેવના દેવ; લોકોત્તર ગુણશું ભર્યા રે; દેવ કરે તુમ સેવ. ॥ વા૦ ॥ ૩ ॥ જન્મપુરી ચંપા ભલી રે, વસુપૂજ્યકુલ અવતંસ; જયાદેવી ઉયરેં હંસલો રે, મૂરત મોહનવંસ. ॥ વા૦ ॥ ૪ ॥ સત્તર ધનુષ શોહામણી રે, રક્તોત્પલ દલ કાય; મહિષ લંછન ચરણાંબુજે રે, બહોંતેર લાખ વરસનું આય. ॥ વા૦ ॥ ૫ ॥ કુંવરપણે પ્રભુજી તમે રે, દીક્ષા લીધી સુજાણ; આઠે કર્મ ખપાવિયાં રે, પામ્યા કેવલનાણ. ॥ વા૦ ॥ ૬ ॥ ક્રોધાદિક પ્રભુમાં નહીં રે, નહિં વલી વિકથા ચાર; સાતે ભય દૂરેં કર્યા રે, કરતાં પરઉપકાર. ॥ વા૦ ॥ ૭ ॥ ચઉવિહ ધર્મ પ્રકાશતા રે, ચોત્રીશ અતિશય ધાર; તીર્થંકર શ્રીબારમા રે, જગગુરુ જગઆધાર. ॥ વા૦ ॥ ૮ ॥ ભવભવના ફેરા ટલ્યા રે, દીઠા શ્રીજિનરાજ; વંછિત દીજે સાહિબા રે, તું છો ગરીબ નિવાજ. ॥ વા૦ ॥ ૯ ॥ કચ્છદેશેં ગુણમણિ નીલો રે, રૂડું ગામ અંજાર; તિહાં જિનવર પ્રાસાદ છે રે, મહિમાવંત ઉદાર. ॥ વા૦ ॥૧૦॥ શ્રાવક સહુ વસે ભાવિયા રે, જિનધર્મી સુખકાર; ભક્તિ કરે ભગવંતની રે, ધરતા હર્ષ અપાર. ॥ વા૦ ॥ ૧૧ ॥ આંગી રચી રલીયામણી રે, ઝગમગ જ્યોતિ વિશાલ; સારંગ માદલ વાજતા રે, ગાવે ગીત રસાલ. ॥ વા૦ ॥ ૧૨ ॥ પૂજતા જિનવર ભાવશું રે, લહિયેં શિવસુખ સાર; સત્તર છહોંતેર થાપણે રે, વદિ

તેરસ ગુરુ વાર. ॥ વા૦ ॥ ૧૩ ॥ અચલ ગચ્છપતિ જાણિયેં રે, વિદ્યાસાગર સૂરિરાય; વાચક સહજસુંદર તણો રે, નિત્યલાભ પ્રભુગુણ ગાય. ॥ વા૦ ॥ ૧૪ ॥ **ઇતિ.**

## અથ શ્રીપદ્મપ્રભજિન સ્તવનં.

( જૂબખડાની દેશી. )

શ્રી પદ્મપ્રભ જિન સેવિયેં રે, શિવસુંદરી ભરથાર, કમલ-દલ આંખડિયાં; મોહનશું મન મોહી રહ્યું રે, રૂપતણો નહિ પાર, ભમુહ ધનુ વાંકડિયાં. ॥ ૧ ॥ અરુણકમલસમ દેહડી રે, જગજીવન જિનરાય, વયણ રસ શેલડિયાં; ત્રીશ પૂર્વ લાખ આયુખું રે, સારે વંછિત કાજ, મોહન સુરવેલેડિયાં.॥૨॥ સહિયર સવિ ટોલેં થઈ રે, શોલે સજી શણગાર, મિલિ સખિ શેરડિયાં; ગુણ ગાતી ધુમરી દીયે રે, કરી ચૂડી ખલ-કાર, કમલ મુખ ગોરડિયાં. ॥ ૩ ॥ માત સુસીમાયેં ઉરે ધર્યો રે, મુઝ દિલડામાંહે દેવ, વશ્યો દિન રાતડિયાં કોસંબી નયરી તણો રે, નાથ નમો નિત્ય મેવ, સુણો સખિ વાતડિયાં. ॥ ૪ ॥ ધનુષ અઢીશય શોભિતી રે, ઊંચપણે જગદીશ, નમો સાહેલડિયાં, રામવિજય પ્રભુ સેવતાં રે, લહિયેં સયલ જગીશ ॥ વધે સુખ વેલડિયાં. ॥ ૫ ॥ **ઇતિ.**

## અથ શ્રીઅજિત જિન સ્તવનં.

( રાગ ગુંડ મલ્હાર. )

તાર કિરતાર સંસાર સાગરથકી, ભક્તજન વીનવે રાતિ દીસેં; અવર દ્વારાંતરેં જઈ ઉભો રહ્યો, તાહરું પણ ભલું નાંહિ દીસે. ॥ તા૦ ॥ ૧ ॥ આપણે કોડિ કર જોડી જે

ઓલગે, દાસ અરદાસને કરણ પાવે; પણ ધણી જો હુવે જાણ સેવા તણો, તો કશું ભક્ત પાસેં કહાવે. ॥ તા૦ ॥ ૨ ॥ તાહરું કથન મનમાંહે જો આણશું, તો સહી પૂરશો એહ આશા; કેડ લાગા તિકે કેડ કેમ મૂકશે, નેટી કાંઈક કરશો દિલાસા. ॥ તા૦ ॥ ૩ ॥ શું વલી તારવા કે નવા આવશે, અજિતજિન; એટલું જો વિમાસો; અકલ જિનરાજનો માજનો કોણ લહે, સહિય તે તરે જે રહેય પાસેં. ॥ ॥ તાર કિરતાર૦ ॥ ૪ ॥ **ઇતિ.**

## અથ શ્રીરૂષભજિન સ્તવનં.

જીરે સફલ દિવસ આજ માહરો, દીઠો પ્રભુનો દિદાર; લયલાગી જિનજી થકી, પ્રગટયો પ્રેમ અપાર. ॥ ઘડીએક વિસરોનહીં સાહેબા, સાહેબા ઘણુંરે સનેહ; અંતર-જામીછો માહેરા, મરૂદેવિના નંદ. ॥ ઘડી૦ ॥ ૧ ॥ જીરે લઘુ થઇને મનડું રહ્યું, પ્રભુ સેવાને કાજ; તેદિન ક્યારે આવસે, શિવસુખના દાતાર. ॥ ઘડી૦ ॥૨॥ જીરે પ્રાણેશ્વર પ્રભુજી તમેં, આતમના અધાર; માહારેમન પ્રભુ તમે એકછો, જાણજો જગદાધાર. ॥ ઘ૦ ॥ ૩ ॥ જીરે એકઘડી પ્રભુ તમ વિના, જાએ વરસ સમાન; પ્રેમ વિરહ તુજ કેમ ખમું, જાણો વચન પ્રમાણ. ॥ ઘ૦ ॥ ૪ ॥ જીરે અંતર ગતની વાતડી, કહો કેને કહેવાય; વાલેસર વિસવાસીને, કહેતાં દુઃખ જાય. ॥ ઘ૦ ॥ ૫ ॥ જીરે દેવ અનેક જગ માંહેછે, તેહની નીત અનેક; તુઝવિના અવરને નહી નમું, એવી મુઝમન ટેક. ॥ ઘ૦ ॥ ૬ ॥ જીરે પંડિત વિવેક

વિજય તણો, નમે શુભમન ભાય; હરખવિજય શ્રીરૂષભના, જુગતેં ગુણ ગાય. ॥ ઘડી એક૦ ॥ ૭ ॥ **ઇતિ.**

## અથ શ્રી શ્રેયાંસજિન સ્તવનં.

( રંગિલી આતમા ) એ દેશી.

સહેર બડા સંસારકા, દરવાજા જસ ચાર, રંગીલો આતમા. ॥ ચોરાશી લાખ ઘર વસે રે, અતિ મહોટે વિસ્તાર. ॥ રં૦ ॥ ૧ ॥ ઘરઘરમેં નાટક બને રે, મોહ નચાવણ હાર; ॥ રં૦ ॥ વેશ બને કેઇ જાતના રે, દેખત દેખનહાર. ॥રં૦॥ ॥ ૨ ॥ ચઉદ રાજકે ચોકમેં રે, નાટિક વિવધ પ્રકાર; ॥રં૦॥ ભમરી દેત કરત થેઈ રે, ફિર ફિર એ અધિકાર. ॥રં૦॥૩॥ નાચત નાચ અનાદિકા રે, હું હાર્યો નિરધાર. ॥ રં૦ ॥ શ્રીશ્રેયાંસ કૃપા કરો રે, આનંદકે આધાર.॥ રંગી૦॥૪॥ **ઇતિ.**

## અથ શ્રીપાર્શ્વનાથ સ્તવનં.

ગરબાની દેશી.

પ્રભુજી પાસ જિનેશ્વર સ્વામી કે, નયણે દીઠડા રે લોલ; પ્રભુજી ગંગાજલ ગંભીર કે, લાગે મુને મીઠડા રે લોલ. ॥ ૧ ॥ પ્રભુજી ખિજમતગાર ગરીબ કે, ચરણે હું નમ્યો રે લોલ; પ્રભુજી દૂજો નહિં કોઇ દેવ કે, દિલમેં તું રમ્યો રે લોલ. ॥ ૨ ॥ પ્રભુજી વણારસી નયર મઝાર કે, વામા રાણી ઉર ધર્યા રે લોલ; પ્રભુજી છપ્પન કુમારી દેવી કે, જિનજીનેં ફુલર્યા રે લોલ. ॥ ૩ ॥ પ્રભુજી અર્દ્ધરયણી મઝારકે, ચોશઠ સુરપતિ રે લોલ; પ્રભુજી નવરાવ્યા જિન-રાજ કે, સહુ મલી નરપતિ રે લોલ. ॥૪॥ પ્રભુજી અવતર્યા

પોસહમાસકે, દશમી દિન વલી રે લોલ; પ્રભુજી સેવાકરે દિનરાતકે, સહુ નર લલી લલી રે લોલ. ॥ ૫ ॥ પ્રભુજી ગુલાલવિજયનો શિષ્ય કે, કરજોડી કહે રે લોલ; પ્રભુજી અવિચલ દેજો રાજકે, ગૌતમ સુખ લહે રે લોલ. ॥ ૬ ॥

## અથ શ્રી શાંતિનાથ સ્તવનં

સુંદર શાંતિજિણંદની, છબિ છાજે છે; પ્રભુ ગંગાજલ ગંભીર, કીર્ત્તિ ગાજે છે. ॥ ગજપુર નયર શોહામણું; ઘણું દીપે છે; વિશ્વસેન નરિંદનો નંદ, કંદર્પ ઝીપે છે. ॥ ૧ ॥ અચિરા માતાયેં ઉર ધર્યો, મન રંજે છે; ॥ મૃગલંછન કંચન વાન, ભાવટ ભંજે છે. ॥ ૨ ॥ પ્રભુ લાખ વરસ ચોથે ભાગેં; વ્રત લીધું છે; પ્રભુ પામ્યા કેવલ જ્ઞાન, કારજ સીધું છે. ॥ ૩ ॥ ધનુષ ચાલીશનું ઈશનું, તનું સોહે છે; પ્રભુ દેશના ધ્વનિ વરસંત, ભવિ પડિબોહે છે. ॥ ૪ ॥ ભક્તવત્સલ પ્રભુતા ભણી, જન તારે છે; બૂડંતાં ભવજલમાંહિ, પારઉતારેછે. ॥ ૫ ॥ શ્રીસુમતિવિજય ગુરુનામથી, દુઃખ નાસેછે; કહે રામવિજય જિનધ્યાન, નવનિધિપાસેંછે. ॥૬॥

## અથ શ્રી અજિત જિન સ્તવનં.

પ્રીતલડી બંધાણી રે અજિતજિણંદ શું, પ્રભુ પાખે ક્ષણ એક મન નસુહાય જો; ધ્યાનની તાલી રે લાગી નેહશું, જલદ ઘટા જેમ શિવસુત વાહન દાય જો. ॥ પ્રી૦ ॥ ૧ ॥ નેહ ઘેલો મન માહારો રે પ્રભુ અલજે રહે, તન ધન મન એ કારણથી પ્રભુ મુજ જો; મારે તો આધાર રે સાહેબ રાવલો, અંતર ગતનો પ્રભુ આગલ કહું ગુજ જો. ॥ પ્રી૦ ॥

॥ ૨ ॥ સાહેબ તે સાચો રે જગમાં જાણીયેં, શેવકના જે સેહેજે સધારે કાજ જો; એહવે રે આચરણે કેમ કરીને રહું, બિરૂદ તમારો તારણ તરણ જિહાજ જો. ॥ પ્રી૦ ॥ ૩ ॥ તારકતા તુજ માંહે રે શ્રવણે સાંભલી, તે ભણી હું આવ્યો છું દીનદયાલ જો; તુજ કરૂણાની લેહેરે રે મુજ કારજ શરે, શું ઘણું કહીયેં જાણ આગલ કૃપાલ જો. ॥ પ્રી૦ ॥ ૪ ॥ કરૂણાદિક કીધીં રે સેવક ઉપરેં, ભવ ભય ભાવડ ભાંગી ભક્તિ પ્રશન્ન જો; મન વંછિત ફલિઆ રે જિન આલંબને, કર જોડી ને મોહન કહે મનરંગ જો. ॥ પ્રી૦ ॥ ૫ ॥ **ઇતિ.**

## અથ શ્રીરૂષભજિન સ્તવનં.

જયો જયો નાયક જગગુરૂ રે, આદિશ્વર જિનરાય; તુજ મુખ દેખી સાહેબા, મુજ આનંદ અંગ નમાય. ॥ રૂષભ દેવ તું મારો મહારાજ, તારો દર્શન દીઠોમેં આજ; પ્રભુ મુજ સીધા વંછિત કાજ. ॥ રૂષભ૦॥ એ આંકણી ॥૧॥ આંખડી કમલની પાંખડીરે, જાણીયેં અમીરસ કંદ; દિનદિન સુખકું દીપતું, જાણે નયન ચકોરા ચંદ. ॥ રૂષભ૦ ॥ ૨ ॥ મૂરતિ જિનજીની મોહની રે, સાચી મોહન વેલ; મનના મનોરથ પૂરતી, જાણે કલ્પતરૂની વેલ. ॥ રૂષભ૦ ॥ ૩ ॥ એકણ જીભેં તાહેરા રે, ગુણ કેતાં ન કહેવાય; જેમ ગંગા રજકણ તણી, કહો કેણીપરેં સંખ્યા થાય. ॥ રૂષભ૦ ॥ ૪ ॥ શેત્રુંજા ગિરિનો રાજિયો રે નાભીરાયા કુલચંદ; કેસરવિમલ એમ વીનવે, પ્રભુદ્યો દર્શન સુખકંદ ॥ રૂષભ૦ ॥ ૫ ॥ **ઇતિ.**

# અથ શ્રી સંભવજિન સ્તવન.

સાહેબ સાંભલો રે, સંભવ અરજ અમારી; ભભ ભવ હુ ભમ્યો રે, નલહિ સેવા તમારી. ॥ નરય નિગોદમાં રે, ત્યાં હું બહુ ભવ ભમ્યો; તમવિન્યા દુઃખ સહ્યાં રે, અહોનિશ ક્રોધે ધમધમ્યો. ॥ સા૦ ॥ ૧ ॥ ઇંદ્રિય વશ પડયો રે, પાલ્યાં વૃત નવિ સુસેં; ત્રસપણ નવિ ગણ્યા રે, હણ્યા થાવર હોંશે. ॥ વૃત ચિત નવિ ધર્યાં રે, બીજું સાચું ન બોલ્યો; પાપની ગોઠડી રે, ત્યાંમેં હઇઅડું ખોલ્યો. ॥ સા૦ ॥ ૨ ॥ ચોરી મેં કરી રે, ચઉવિહ અદત્ત ન ટાલ્યું; શ્રીજિન આણશું રે, મેં નવિ સંયમ પાલ્યું. ॥ મધુરકર તણીપરેં રે, શુદ્ધ ન આહાર ગવેખ્યા; રસના લાલચેં રે, નીરસ પિંડ ઉવેખ્યા. ॥ સા૦ ॥ ૩ ॥ નર ભવ દોહિલો રે; પામિ મોહ વશ પડયો; પરસ્ત્રી દેખીને રે, મુજ મન ત્યાં જાઈ અડયો. ॥ કામ ન કો સર્યાં રે, પાપેં પિંડમેં ભર્યો; સુધ બુદ્ધ નવિ રહી રે, તેણેં નવિ આતમ તર્યો. ॥ સા૦ ॥ ૪ ॥ લક્ષ્મીની લાલચેં રે, મેં બહુ દિનતા દાખી; તોપણ નવિ મલી રે, મલી તો નવિ રહી રાખી. ॥ જે જન અભિલખે રે, તેતો તેહથી નાસે; તૃણ સમ જે ગણે રે, તેહની નિત્ય રહે પાસે. ॥ સા૦ ॥ ૫ ॥ ધન ધન તે નરારે, એહનો મોહ વિછોડી; વિષય નિવારીને રે, જેહને ધર્મમાં જોડી. ॥ અભક્ષ્ય તે મેં ભખ્યારે, રાત્રિ ભોજન કીધાં; વ્રત છ નવિ પાલિયાં રે, જેહવા મૂલથી લીધાં. ॥ સા૦ ॥ ૬ ॥ અનંત ભવ હું ભમ્યો રે, ભમતાં

સાહિબ મલિયો; તુંમવિના કોણ દિયેરે, બોધ રયણ મુઝ બલિયો. ॥ સંભવ આપજો રે,ચરણ કમલ તુંમ સેવા; નય એમ વીનવે રે, સુણજો દેવાધિ દેવા. ॥ સા૦ ॥ ૭ ॥**ઇતિ.**

**અથ શ્રીશિતલજિન સ્તવનં.**

વારિ પ્રભુ દશમા શિતલ નાથ કે, સુણો એક વિનતિ રે લોલ; વારી પ્રભુ માહારે તુંમશું પ્રીત કે, અવરશું આખડી રે લોલ. ॥ ૧ ॥ વારી પ્રભુ ભદ્દિલપુર અવતાર કે, દૃઢરથ રાજિયો રે લોલ; વારી પ્રભુ નંદા માત મલારકે; કુલમાં ગાજીયો રે લોલ. ॥૨॥ વારી પ્રભુ શ્રી વચ્છ લંચ્છન પાય કે, પ્રભુજીને દીપતું રે લોલ; વારી પ્રભુ ચંદ કહે કરજોડ કે, અવિહડ રંગશું રે લોલ. ॥ ૩ ॥ **ઇત.**

**અથ શ્રીવીરજિન સ્તવનં.**

વીર જિનેશ્વર સાહેબ મેરા, પાર નલહું તેરા, મેહેરકરી ટાલો મહારાજજી, જન્મ મરણના ફેરા હો જિનજી. ॥ અબ હું સરણે આયો. ॥ એ આંકણી. ॥૧॥ ગરભાવાસ તણા દુઃખ મોહોટા, ઉંધેમસ્તક રહિયો; મલમુતર માંહે લપટાણોં, એહવો દુઃખ મેં સહિયો હો જિનજી. ॥અબ૦॥ ૨ ॥ નરક નિગોદમાં ઉપનો ને ચવીઓ, સુક્ષ્મ બાદર થઇયો; વેચાણો સુઇને અગ્ર ભાગેં, માનતિહાં કિહાં રહિઓ હો જિનજી. ॥ અબ૦ ॥ ૩ ॥ નરક તણી વેદના અતિ ઉલ્લસી, સહી તે જીવેં બહૂ, પરમાધામીનેં વસ પડીઓ, તે જાણો તમે સહૂ હો જિનજી. ॥ અબ૦ ॥ ૪ ॥ તિર્યંચ તણા ભવ કીધા ઘણેરા, વિવેક નહીંય લગાર; નિસિદિનનો વ્યવહાર ન

જાણ્યો, કિમ ઉતરશએ પાર હો જિનજી. ॥ અબ૦ ॥ ૫ ॥ દેવતણી ગતિ પુન્યે હૂં પામ્યો, વિષયા રસમાં ભીનો; વ્રત પચ્ચખાણ ઉદય નવિ આવ્યા, તાન માન માંહે લીનો હો જિનજી. ॥ અબ૦ ॥ ૬ ॥ મનુષ્ય જન્મ ને ધર્મ સામગ્રી, પામ્યોછું બહુ પુન્યેં; રાગદ્વેષ માંહે બહુ ભલિઓ, નટલી મમતા બુદ્ધિ હો જિનજી. ॥ અબ૦ ॥ ૭ ॥ એક કંચન ને બીજી કામની, તેહશું મનડું બાધું; તેના ભોગ લેવાને હું સૂરો, કેમ કરી જિનધર્મ સાધું હો જિનજી. ॥ અબ૦ ॥ ૮ ॥ મનની દોડકીધી અતિ જાજી, હૂં છઉં કોક જડ જેહવો; કલી કલી કલ્પ મેં જન્મ ગમાયો, પુનરપિ પુનરપિ તેહવો હો જિનજી. ॥ અબ૦ ॥ ૯ ॥ ગુરૂ ઉપદેશમાં હૂં નથી ભીનો, નાવિ સદ્દહણા સ્વામિ; હવે વડાઇ જોઇયેં તમારી, ખિજમત માંહિછે ખામી હો જિનજી. ॥ અબ૦ ॥ ૧૦ ચાર ગતિ માંહે રડવડીઓ, તોએ ન સિદ્ધા કાજ; રૂષભ કહે તારો સેવકને, બાંહે ગૃહ્યાની લાજ હો જિનજી. ॥ અબ૦ ॥ ૧૧ ॥ **ઇતિ.**

## અથ શ્રીપાર્શ્વજિન સ્તવનં.

પાસ જિણંદ સદા શિવગામી, વાલોજી અંતરજામી રે; ॥ જગ જીવન જિનજી. ॥ એ આંકણી. ॥ મૂહુરત તાહેરી મોહન ગારી, ભવિઅણને હિતકારી રે. ॥જગ૦॥ ૧ ॥ વામારે નંદન સાંભલો સ્વામી, અરજ કરૂં શિરનામી રે. ॥ ॥ જગ૦ ॥ દેવ ગણા મેંતો નયણેં રે દીઠા, તુમેગણુ લાગોછો મીઠા રે. ॥ જગ૦ ॥ ૨ ॥ મેંતો મનમાં તુંહીંજ ધ્યાયો,

રત્ન ચિંતામણી પાયો રે. ॥ જગ૦ ॥ રાત દિવસ મુજ મન માંહે વસિયો, હું છું તુમ ગુણ રસિયો રે. ॥ જગ૦ ॥ ૩ ॥ મેહેરકરીને સાહેબા નજરે નિહાલો, તમે છો પરમ કૃપાલુ રે. ॥ જગ૦ ॥ ગોડી રે ગામમાં તુંહીજ સોહિયે, સૂર નરના મન મોહિયે રે. ॥ જગ૦ ॥ ૪ ॥ બેકરજોડી ને પ્રભુ પાયે લાગું, નિતનિત દરિશણ માંગું રે. ॥ જગ૦ ॥ દેવ નહીં કોઇ તાહેરી તોલે, નિત્યલાભ એણિપરેં બોલે રે. ॥ જગ૦ ॥ ૫ ॥

## અથ શ્રીનેમજિન સ્તવનં.

ધરે આવોને નેમ વરણાગિયા રે; ધરે આવોને શ્યામ વરણાગિયા રે. ॥ એ આંકણી ॥ વાલા શું કરું હું બીજા ભૂપનેં રે, હુંતો મોહિછું તમારા રૂપનેં રે; ॥ ધ૦ ॥ વાલાનાં મુખનાં તે મીઠાં વેણ છે રે, વાલાની આંખડલીમાં ચેન છે રે. ॥ ધ૦ ॥ ૧ ॥ વાલા ચિત્ત તણા તો ચોર છો રે, મહારા કાલજડાની કોર છો રે; ॥ ધ૦ ॥ વાલે પંચ મહાવ્રલ પાલિયું રે, વાલા તેં જાદવકુલ અજવાલિયું રે. ॥ ધ૦ ॥ ૨ ॥ વાલે પશુ ઉપર કરુણા કરી રે, વાલે જીવદયા મનમાં ધરી રે; ॥ ધ૦ ॥ વાલો તોરણથી તો પાછા વલ્યા રે, વાલો ગઢ ગરનારે જઇ ચડયા રે. ॥ ધ૦ ॥ ૩ ॥ વાલોતો ગઢ ગરનારના ધાટમાં રે, મને નેમ મલ્યા છે વાટમાં રે; ॥ ધ૦ ॥ વાલા રૂપચંદને રંગેં મલ્યા રે, એના મનના મનોરથ સવિ ફલ્યા રે. ॥ ધરે આવોને૦ ॥ ૪ ॥ **ઇતિ.**

## અથ પદં.

કોઉ કાજ નઆવે રે દુનિયાંકે લોકો; કોઉ કાજ ન આવે. ॥ જૂઠી બાતકા આનિ ભરોસા; પીછેસેં પિસ્તાવે રે. ॥ દુ૦ ॥ ૧ ॥ મતલબકી સબ મલિ હે લોકાઈ; બહોતહિં રંગ બનાવે રે. ॥ દુ૦ ॥ ૨ ॥ અપ અપના અર્થ નદેખે સોતો; પલકમેં પીઠ ફિરાવે રે. ॥ દુ૦ ॥ ૩ ॥ બાજીગરકી બાજી જેસા; અજબ દિમાક દિખાવે રે ॥ દુ૦ ॥ ૪ ॥ દેખો દુનિયાં સકલ ખીલી; યુંહીં મન લલચાવે રે. ॥ દુ૦ ॥ ૫ ॥ જિનેં જાન્યા તિને આપ પિછાન્યા; બે ખબરી દુઃખ પાવે રે. ॥ દુ૦ ॥ ૬ ॥ હંસ સયાને એક સાંઈસું ઠર; કાયકું ચિત્ત ન લાવે રે ॥ દુ૦ ॥ ૭ ॥ **ઇતિ.**

## અથ શ્રીઅનંતજિન સ્તવનં.

( સાબરમતી આવીછે ભરપૂર જો ) એ દેશી.

સુજસા નંદન જગદાનંદન નાથજો, નેહેંરે નવ રંગેં નિત નિત ભેટીયેં રે લો; ભેટયાથી શું થાએ મોરી સહીઓ જો, ભવ ભવનાં પાતિકડાં અલગાં મેટીયેં રે લો. ॥ ૧ ॥ સુંદર સાડી પેહેરી ચરણા ચીર જો, આવોને ચોવટડે જિન ગુણ ગાઇયેં રે લો; જિન ગુણ ગાએ શું થાય મોરી બહેની જો, પરભવ રે સુર પદવી સુંદર પામીયેં રે લો. ॥ ૨ ॥ સહીયર ટોલી ભોલી પરીગલ ભાવેં જો, ગાવે રે ગુણવંતી હૈયડે ગહ ગહી રે લો; જય જગનાયક શિવ સુખદાયક દેવ જો, લાયક રે તુજ સરિખો જગમાં કો નહી રે લો. ॥ ૩ ॥ પરમ નિરંજન નિર્જિત ભય ભગવંત જો,

પાવનરે પરમાતમ શ્રવણે સાંભાલ્યા રે લો; પામી હવે મે તુજ શાસન પરતીત જો, ધ્યાને રે એક તાને પ્રભુ આવી મલ્યા રે લો. ॥ ૪ ॥ ઊંચપણે પચાશ ધનુષનું માન જો, પાલ્યું રે વલી આયુશ લાખજ ત્રીશનું રે લો; શ્રીગુરૂ સુમતિવિજ્ય કવિરાય પસાય જો, અહોનિશ રે દિલ ધ્યાન વસે જિગદીશનુ રે લો. ॥ ૫ ॥ **ઇતિ.**

## અથ શ્રીસિદ્ધાચલ સ્તવનં.

વિવેકી વિમલાચલ વસિયેં. ॥ જપતપ કરી કાયા કશિયે, ખોટી માયાથી ખસિયેં. ॥ વિ૦ ॥ વસી ઉન્મારગથી ખસિયેં. ॥ વિ૦ ॥ ૧ ॥ માયા મોહનીયેં મોહ્યો, કોણ રાખે રણમાં રોયો, આ નરભવ એલેં ખોયો. ॥ વિ૦ ॥ ૨ ॥ બાલલીલાયેં હુલરાયો, જોબન જૂવતીયેં ગાયો, તોયે તૃપ્તિ નવિ પાયો. ॥વિ૦ ॥૩॥ રમણી સંગ વિષય રાચ્યો, મોહની મદિરા લઈ માચ્યો, નવા નવા વેશ કરી નાચ્યો. ॥ વિ૦ ॥ ॥૪॥ આગમ વાણી સમી આસી, ભવજલધિ માંહે વાસી, રોહિત મચ્છ સમો થાશી. ॥ વિ૦ ॥ ૫ ॥ મોહનીજાલને સંહારે, આપ કુટુંબ સકલ તારે, વરણવિયેંતે સંસા રેં. ॥ વિ૦ ॥ ૬ ॥ સંસારેં કૂડી માયા, પંથસીરેં પંથી આયા, મૃગતૃષ્ણા જલને ધાયા. ॥ વિ૦ ॥ ૭ ॥ ભવદવ તાપ લહી આયા, પાંડવ પરિકર મુનિરાયા, શીતલ સિદ્ધાચલ છાયા. ॥ વિ૦ ॥ ૮ ॥ ગુરુ ઉપદેશ સુણી ભાવે, સંઘ દિશો દિશથી આવે; ગિરિવર દેખી ગુણ ગાવે. ॥ વિ૦ ॥૯॥ સાલ અઢારશેં ચોરાશીયેં, માધ ઉજવલ એકાદશીયેં, વંદ્યા પ્રભુજી

વિમલ વસીયેં.॥ વિ૦॥૧૦॥ જાત્રા નવ્વાણું એમ કરિયેં,॥ ભવ ભવ પાતકડાં હરિયેં, તીરથવિના કહો કેમ તરિયેં. વિ૦ ॥ ૧૧ ॥ હંસ મયૂર ઇણે ઠામેં, ચકવા શુક પિક પરિણામે, દર્શને દેવગતિ પામે. ॥ વિ૦ ॥ ૧૨ ॥ શેત્રુંજી નદીયેં નાઇ, કહેં સુર સાન્નિધ્ય દાઇ, પણ સય ચાપ ગુહાં ઠાઇ. ॥ વિ૦ ॥ ૧૩ ॥ રત્નમય પડિમા પૂજે, તેનાં પાતિકડાં ધૂજે, તે નર સિઝે ભવ ત્રીજે.॥ વિ૦॥૧૪॥ સાસયગિરિ રાયણ પગલાં, ચોમુખ આદે ચૈત્ય ભલાં, શ્રીશુભ વીર નમે સઘલાં. ॥ વિ૦ ॥ ૧૫ ॥ **ઇતિ.**

## અથ શ્રીક્ષમા છત્રીસી પ્રારંભ:

આદર જીવ ક્ષમાગુણ આદર, મકરીસ રાગનેદ્વેષ જી; સમતાયેં શિવસુખ પાંમીજેં, ક્રોધેં કુગતિ વિશેષ જી. ॥ આ૦ ॥ ૧ ॥ સમતાયે સંજમ સાર સુણીજેં, કલ્પસૂત્રની સાંખે જી; ક્રોધેં પૂર્વકોડી ચારિત્ર બાલે, ભગવંત એણીપરે ભાંખેં જી. ॥ આ૦ ॥ ૨ ॥ કુણ કુણ જીવ તર્યા ઉપસમથી, સાંભલજો દ્રષ્ટાંત જી; કુણ કુણ જીવ ભમ્યા ભવ માંહેં, ક્રોધ તણેં વિરતંત જી. ॥ આ૦ ॥ ૩ ॥ સોમલ સસરે શીસ પ્રજાલ્યો, બાંધી માટીની પાલ જી; ગજસુકુમાલ ક્ષમા મન ધરતો, મુક્તિ ગયો તતકાલ જી. ॥ આ૦ ॥ ॥૪॥ કુલવાલુઓ સાધુ કહાતો, કીધો ક્રોધ અપાર જી; કોણીકને ગણિકા વસ પડીઓ, રડવડીયો સંસાર જી.॥આ૦॥૫॥ સોવનકાર કરી અતિ વેદન, વાંધ્રસું વીટયો શિસ જી; મેતારજરૂષી મુક્તેં પોહતો, ઉપસમ એહ જગીસ જી.

॥ આ૦ ॥ ૬ ॥ કુરડ મહાકુરડ બે સાધુ કહંતા, રહ્યા કુંણ-
લાખાલ જી; ક્રોધ કરીને કુગતે પોહતા, જન્મ ગમાયો આલ
જી. ॥ આ૦ ॥ ૭ ॥ કર્મ ખપાવી મુક્તિ પોહતા, ખંધક
સૂરીના શીશ જી; પાલક પાપીયે ઘાંણી પિલ્યા, નાણી
મનમાં રીસ જી. ॥ આ૦ ॥ ૮ ॥ ઇછંકારી નારી ચૂકી,
તોડયો પિયુસું નેહ જી; બબરકુલના દુખ સયા બોહલા, ક્રોધ
તણાં ફલ એહ જી. ॥ આ૦ ॥ ૯ ॥ વાઘણ સાધુનો શરીર
વિલોડયું, તતક્ષિણ છોડયા પ્રાંણ જી; સાધુ સૂકોસલ શિવ
સુખ પાંમ્યા, એહ ક્ષમાગુણ જાણ જી. ॥ આ૦ ॥ ૧૦ ॥
કુંણચંડાલ કહીજે બેહૂમેં, નિરતિનકી કાય દેવ જી; રૂષિ
ચંદાલ કહીજે વઢતો, ટાલો વેઢની ટેવ જી. ॥ આ૦ ॥૧૧॥
સાતમી નરકે ગયો જે બ્રહ્મદત્ત, કાઢી બ્રાહ્મણની આંખ જી;
ક્રોધ તણાં ફલ કડુઆ જાંણી, રાગદ્વેષ ઘો નાખ જી. ॥
આ૦ ॥ ૧૨ ॥ ખંધક રૂષિની ખાલ ઉતારી; સહ્યો પરિ-
સહો જેણ જી; ગરભાવાસના દુખથી છુટયો, સબલ ક્ષમાગુણ
તેંણ જી. ॥ આ૦ ॥ ૧૩ ॥ ક્રોધ કરી ખંધક આચારિજ,
હુઓ અગ્નિકુમાર જી; દંડકનૃપનો દેશ પ્રજાલ્યો, ભમસે
ભવહ મઝાર જી. ॥ આ૦ ॥ ૧૪ ॥ ચંદરૌદ્ર આચારજ
ચાલંતે, મસ્તક દીધ પ્રહાર જી; ક્ષમા કરંતા કેવલ પાંમ્યો,
નવદક્ષિત અણગાર જી. ॥ આ૦ ॥ ૧૫ ॥ પાંચવાર રૂષિને
સંતાપ્યો, આણી મનમાં દ્વેષ જી, પાંચ ભવ સિમ રહ્યો
નંદનાવિક, ક્રોખ તણાં ફલ દેખ જી. ॥ આ૦ ॥ ૧૬ ॥
સાગરચંદનો શિસ પ્રજાલ્યો, નિસિનભસેન નરિંદ જી; સમતા

ભાવ ધરી શિવલોકે, પહોતો પરમાનંદ જી. ॥ આ૦ ॥ ૧૭॥ ચંદનાં ગુરૂણીયેં ઘણું નિભંછી, ધિગૂ ધિગૂ તુઝ અવતા જી; મૃગાવતી કેવલશ્રી પાંમી, એ ક્ષમા અધિકાર જી. ॥આ૦॥૧૮॥ સાંબપ્રદ્યુમ્ન કુંઅર સંતાપ્યો, ધીપાયન રૂષીરાય જી; ક્રોધ કરી તપનો ફલ હાર્યો, કીધો દ્વારિકાં દાહ જી. ॥ આ૦ ॥ ૧૯ ॥ ભરતને મારણ મુઠી ઉપાડી, બાહુબલ બલવંત જી; ઉપસમ રસ મનમાંહે આંણી, સંજમ લીએ મતિવંત જી. ॥ આ૦ ॥૨૦॥ કાઉસગમાં ચડીઓ અતિ ક્રોધે, પ્રશ્નચંદ્ર રૂષિરાય જી; સાતમી નરક તણા દલ મેલ્યા, કડુયે તેણે કષાય જી. ॥ આ૦ ॥ ૨૧ ॥ આહાર માંહે ક્રોધે રૂષી થુંક્યો, આંણ્યો અમૃત ભાવ જી; કુરગડુઓ કેવલ પાંમ્યો, ક્ષમા તણે પરતાપ જી. ॥ આ૦ ॥ ૨૨ ॥ પાર્શ્વનાથને ઉપસર્ગ કીધો, કમઠ ભવાંતર ધીઠ જી; નરક તિર્યંચ તણાં દુઃખ લીધાં, ક્રોધ તણું ફલ દીઠ જી. ॥ આ૦ ॥ ૨૩ ॥ ક્ષમાવંત દમદંત મુનિશ્વર, વનમા રહ્યો કાઉસગ્ગ જી; કૌરવ કટકે હણ્યો ઇટાલ્યે, તોડ્યા કર્મના વર્ગ જી. ॥ આ૦ ॥ ૨૪ ॥ સજ્યાપાલક કાનેં તરૂઓ નાંખ્યો, ક્રોધ તણે ઉદીરજી; બેહુ કાંને ખીલા ઠોકાંણા, નવી છૂટા મહાવીર જી. ॥ આ૦ ॥ ૨૫ ॥ ચાર હત્યાનું કારક હુતો, દઢ પ્રહાર અતિ રેક જી; ક્ષમા કરીનેં મુક્તે પોહોતો, ઉપસમ સહ્યો અનેક જી. ॥આ૦॥૨૬॥ પહુરમાંહે ઉપજંતો હાર્યો, ક્રોધે કેવલ નાંણ જી; દેખો શ્રીદમસાર મુનિશ્વર, સુત્ર ગણ્યો ઉઠાંણજી. ॥ આ૦ ॥ ૨૭ ॥

સિંહગુફાવાસ રૂષીયેં કીધો, થૂલભદ્ર ઊપર ક્રોધ જી; વેશ્યા વચને ગયો નેપાલેં, કીધો સંજમ લોપ જી; ॥ આ૦ ॥ ॥ ૨૮ ॥ ચંદ્રાવતંસક કાઉસગ રહીઓ, ક્ષમા તણો ભંદાર જી; દાસી તેલ ભર્યો નિસિદિવો, સૂર પદવી લહી સાર જી. ॥ આ૦ ॥ ૨૯ ॥ એમ અનેક તર્યા ત્રિભૂવનમે, ક્ષમા-ગુણે ભવિજીવ જી; ક્રોધ, કરિ કુગતિપણે પોહતા, પાડતાં મુખ રીવ જી. ॥ આ૦ ॥૩૦॥ વિષ હલાહલ કહીયેં વિરુઓ, તે મારે એકવાર જી; પણ કષાય અનંતિ વેલા, આપે મરણ અપાર જી. ॥ આ૦ ॥ ૩૧ ॥ ક્રોધ કરીનેં તપ જપ કીધો, નપડે કાંઇ ઠાંમ જી; આપ તપે પરનેં સંતાપે, ક્રોધસું કેહો કાંમ જી. ॥ આ૦ ॥ ૩૨ ॥ ક્ષમા કરંતા ખરચ નલાગે, ભાંગે ક્રોડ કલેશ જી; અરિહંતદેવ આરાધક થાયે, વ્યાપે સુજસ પરદેશ જી. ॥ આ૦ ॥ ૩૩ ॥ નગર માંહિ નાગોર નગીનો, જીહાં જિનવર પ્રાસાદ જી; શ્રાવક લોક વસે અતિ સુખીઆ, ધર્મ તણાં પ્રાસાદ જી. ॥ આ૦ ॥ ॥ ૩૪ ॥ ક્ષમા છત્રીસી ખંતે કીધી, આતમ પરઉપગાર જી; શ્રાવક પણ સાંભલતાં સમજ્યા, ઉપસમ ધરય અપાર જી. ॥ આ૦ ॥ ૩૫ ॥ જુગપ્રધાંન જિણ ચંદસુરેસર, સકલચંદ તસુ શિષ્ય જી; સમયસુંદર તસુ શિષ્ય ભણે એમ, ચૌવીધ સંગ જગીસ જી. ॥ આદર જીવ ક્ષમા ॥ ૩૬ ॥

**ઇતિ શ્રી ક્ષમા છત્રીસી સમાપ્ત.**



## અથ શ્રી કર્મ છત્રીસી પ્રારંભઃ

કર્મથી કો છૂટે નહી પ્રાણી, કર્મ સબલ દુ:ખખાંણજી; કર્મ તણેં વસ જીવ પડયા સહુ, કર્મ કરે તે પ્રમાણજી. ॥ ક૦ ॥ ૧ ॥ તીર્થંકર ચક્રવૃતિ અતુલી બલ, વાસુદેવ બળદેવજી; તે પણ કર્મ વિટંબ્યા કહીયેં, કર્મ સબલ નિત મેવજી. ॥ ક૦ ॥ ૨ ॥ મુક્તિ ભણી ઉઠયા જે મુનિવર, તે પણ ચૂકા જેહ જી; સતિયા માંહે પડયા દુખ સબલા, મનકો પાપ કરેયજી. ॥ ક૦ ॥ ૩ ॥ કુણ કુણ જીવ વિટંબ્યા કરમેં, તેહ તણા કહું નામજી; કર્મવિપાક સુણી અતિ કડુઆ, ધર્મ કરો અભિરામજી. ॥ ક૦ ॥ ૪ ॥ આદીશ્વરજી આહાર ન પામ્યા, એક વરશ કહેવાયજી; ખાતાં પીતાં દાન દેયંતાં, મતકો કરો અંતરાયજી. ॥ ક૦ ॥ ૫ ॥ મલ્લીનાથ તીર્થંકર લાધો, સ્રીનો અવતારજી; તપ કરતાં માયા તેણે કીધી, કર્મ એ નગણે કારજી. ॥ ક૦ ॥ ૬ ॥ ગોસાલે સગંમેં ગોવાલેં, કીધો ઉપસર્ગ અઘોરજી; મહાવીરને ચીસ પડાવી, કર્મશું કેહેતો જોર જી. ॥ ક૦ ॥ ૭ ॥ સાઠી સહસ સુત સમકાલેં, લાગો સબલો દુ:ખજી; સગરરાય થયો મૂર્ચ્છાગત, કર્મ તણે વસેં સુખજી. ॥ ક૦ ॥ ૮ ॥ વલી સંભૂમ અતિ સુખ ભોગવતો, ખટ ખંડ લીલ વિલાસજી; સાતમી નરકમાંહિ લઈ નાખ્યો, કર્મનો કિસ્યો વિસવાસજી. ॥ ૯ ॥ બ્રહ્મદત્તને આંધો કીધો, દીઠા દુ:ખ અપારજી; કુરૂમતિ કુરૂમતિ પડયો પોકારે, સાતમી નરક મઝારજી. ॥ ક૦ ॥ ૧૦ ॥ ઇંદ્ર વખાણ્યો રૂપ અનોપમ, તે વિણઠો તતકાલજી; સાતસેં વરસ સહી બહુ

વેદન, સનતકુમાર વિકરાલજી. ॥ ક૦ ॥ ૧૧ ॥ કૃષ્ણ કહેવી અવસ્તા પામ્યા, દીઠો દ્વારિકા દાહજી; માત પિતા પણ કાઢી નસક્યા, આપ રહ્યા વનવાસજી. ॥ ક૦ ॥ ૧૨ ॥ રાણો રાવણ સબલ કહાવ્યો, નવગ્રહ કીધા દાસજી, લક્ષમણે લંકાગઢ લૂંટાવ્યો, દશ શિર છેદયા તાસ જી. ॥ ક૦ ॥ ૧૩॥ દશરથરાયેં દીધો દેશવટો, રામ રહ્યા વનવાસ જી; વલી વિયોગ પડયો સીતાનું, આઠે પહોર ઉદાસ જી. ॥ ક૦ ॥ ॥ ૧૪ ॥ ચિરપ્રતિપાલે ચારિત્ર છોડી, લીધો બાંધવ રાજ્ય જી; કુંડરીકને કર્મે વિટંબ્યા, કાંઇ ન સર્યાં કાજ જી. ॥ ક૦ ॥ ॥ ૧૫ ॥ કોણીયેં કાઠ પંજર માંહેં દીધો, શ્રણિક આપણો બાપ જી; નરકેં ગયો નાડીયેં મારંતો, પ્રગટયો હિંસ્યા પાપજી. ॥ ક૦ ॥ ૧૬ ॥ જસુ અઢાર મુગુટબંધસરાજા, સેવ કરે કર જોડ જી; કોણકથી બીહીતો રાય ચેડો, કુપ પડયો બલઠોડ જી. ॥ ક૦ ॥ ૧૭ ॥ લવધો મુંજમુંડાલ વતીસું, ઉજ્જણીનો રાય જી; ભીખ મંગાવી સૂલી દીધો, કરણાટ રાય કહાય જી. ॥ ક૦ ॥ ૧૮ ॥ વાચના પાચસેં સાધુને દેતો, જોગીવટેં થયો અધ જી; અનારજ દેશેં સુમંગલ ઉપનો, જોગીવટે એ સબંધ જી. ॥ ક૦ ॥ ૧૯ ॥ કૃષ્ણ પિતા તે ગુરૂ નેમીશ્વર, દ્વારિકાં રિદ્ધિ સમૃદ્ધ જી; ઢંઢણરૂષિ તિહાં આહાર નપામેં, પૂર્વ કર્મ પ્રસિદ્ધ જી. ॥ ક૦ ॥ ૨૦ ॥ આદ્રકુમાર મહંત મુનિશ્વર, વૃત લીધો વયરાગ જી; શ્રીમતિ નારિ સંઘાતેં લુબધો, અહો અહો કર્મ વિપાક જી. ॥ ક૦ ॥ ૨૧ ॥ સિલગ નામેં આચારજ

મોહોટો, રાજપિંડ થયો ગૃદ્ધ જી. ॥ મદ્યપાન કરીને સુતો, નહી પડિકમણા શ્રુદ્ધ જી. કo॥ ૨૨ ॥ કમળ પ્રભઓ છત્ર થકી થયો, સાવિદ્યા ચારિત્ર જી; તીર્થંકર દલ મેલી ગમાડયા, એ દેખો અચરિજ જી. ॥ કo ॥ ૨૩ ॥ નંદિખેણ શ્રેણિકનો બેટો, મહાવીરનો શિક્ષ જી; બાર વરસ વેશ્યાસું લુબધો, કર્મની વાત અલક્ષ જી. ॥ કo ॥ ૨૪ ॥ ભગવંતનો ભાણેજ જમાઈ, વીરસું કીધી છેડ જી; તીર્થંકરના વચન ઉથાપ્યાં, હુયો જમાલિસુર હેઠ જી. ॥ કo ॥ ૨૫ ॥ રજજ સાધવી રોગ ઊપનો, વિણઠો કોઢેં શરીર જી; ભવ અનંત ભમી દુખ સહતી, દોષ દેખાડયો નીર જી. ॥ કo ॥ ૨૬ ॥ સીલસનાહ ગણુ સમજાવી, તોહે ન મૂક્યા સાલ જી; રૂપી રાય રૂલિ ભવ સીમા, ભૂંડે બહુજ હવાલ જી. ॥ કo ॥ ॥ ૨૭ ॥ દુઃખ અનંત લહ્યાં વલી લખમણ, કુવચન બોલ્યા એમ જી; તીર્થંકર પરિ પીંડી જાણી, મૈથુન વારસ્યો કેમજી. ॥ કo ॥ ૨૮ ॥ મૂઈજાણી મૂકી વનમાં, સુકમાલિકા સરૂપ જી; સારથવાહ ઘર ઘરણી કીધી, કર્મનો અકલ સ્વરૂપ જી. ॥ કo ॥ ૨૯ ॥ રોહિણી સાધુ ભણી વહોરાવ્યો, કડુયો તુંબડો તેડ જી; ભવ અનંત ભમી ચઉગતીમાં, કર્મ નમૂકે કેડ જી. ॥ કo ॥ ૩૦ ॥ એમ મૃગાંકરેષા મૃગાવતી, સુતાનીકની નાર જી; કષ્ટ પડી કમલા રતિ સુંદર, કહેતાં નાવે પાર જી. ॥ કo ॥ ૩૧ ॥ કર્મ વિપાક સુણી અતિ કડુઆ, જીવ કરો નિત ધર્મ જી; જીવ અછે તું કર્મેં જીત્યો, હવે જીત તું કર્મ જી. ॥ કo ॥ ૩૨ ॥ શ્રી મુલતાન નગર મુલનાયક,

પાર્શ્વનાથ જિન જોયજી; વાસુપૂજ્ય શ્રી સુમતિ પ્રસાદેં, લોક સુખી સહુકોય જી. ॥ ક૦ ॥ ૩૩ ॥ શ્રી જિન ચંદ સૂરી જિણ સિંહસૂરી, ગછપતિ ગુણ ભરપૂર જી; સિંધું જેસલમેરી શ્રાવક, ખડતર ગચ્છ પડૂર જી. ॥ ક૦ ॥ ૩૪ ॥ સકળચંદ સદ્‌ગુરૂ સુપસાયેં, સોલસો અડસઠ જી; કર્મ છત્રીસી એ મેં કીધી, પોસ તણી સુદ છઠ જી. ॥ ક૦ ॥ ॥ ૩૫ ॥ કર્મ છીત્રીસી કાને સુણીનેં, કરશે વૃત પચ્ચખ્ખાણ જી; સમયસુંદર કહે શિવસુખ લેશે, ધર્મતણે પરમાણ જી. ॥ ક૦ ॥ ૩૬ ॥ **ઇતિ શ્રી કર્મ છત્રીસી સમાપ્ત.**



## અથ શ્રી પુન્ય છત્રીસી પ્રારંભઃ

પુન્ય તણાં ફલ પ્રતક્ષ પેખો, કરો પુન્ય સહુકોય જી; પુન્ય કરતાં પાપ પલાયે, જીવ સુખી જગ હોય જી. ॥ પુ૦ ॥ ૧ ॥ અભય દાન સુપાત્ર અનોપમ, વલી અનુકંપા દાન જી; સાધુ શ્રાવક ધર્મ તિર્થયાત્રા, શિયળધર્મ તપ ધ્યાન જી. ॥ પુ૦ ॥ ૨ ॥ સામાયક પોસો પડિકમણુ, દેવપૂજા ગુરૂ સેવ જી; પુન્યતણા એ ભેદ પ્રરૂપ્યા, અરિહંત વીતરાગ દેવ જી. ॥ પુ૦ ॥ ૩ ॥ સરણાંગત રાખ્યો પારેવો, પૂરવ ભવ પ્રસિદ્ધ જી; શાંતિનાથ તીર્થંકર પદવી, પાંમી ચક્રવૃતિ રિદ્ધ જી. ॥ પુ૦ ॥ ૪ ॥ ગજભવેં શશલો જીવ ઉગાર્યો, અધિક દયા મન આંણ જી; મેઘકુમાર હુઓ માહાભાગી, શ્રેણિક પૂત્ર સુજાણ જી. ॥ પુ૦ ॥ ૫ ॥ સાધુ તણો ઉપદેશ સુણીને, મુકી માછલા જાલ જી; નલનીગુલ્મ વિમાન થકી થયો,

અવંતી સુકુમાલ જી. ॥ પુ૦ ॥ ૬ ॥ પાંચ મચ્છ રાખ્યા માલીભવ, પાંચ યક્ષ દીયો રાજ જી, રાજકુંઅરી લીલા સુખ લાધા, સુભટ કટક ગયા ભાગ જી. ॥ પુ૦ ॥ ૭ ॥ ધન્ય ધન્ય સારથવા ધન્નો, દીધો ધૃતનો દાન જી; તિર્થંકર પદવી તિણું પામી, આદિશ્વર અભિધાંન જી. ॥ પુ૦ ॥ ૮ ॥ ઉત્તમ પાત્ર પ્રથમ તીર્થંકર, શ્રેયાંસકુમર દાતાર જી; સેલડી રસ સૂઝતો વહોરાવ્યો, પામ્યો ભવનો પાર જી. ॥ પુ૦ ॥ ૯ ॥ ચંદનબાળા ચડતે ભાવેં, પડિલાભ્યા મહાવીર જી; દેવ તણી દુદુંભિ તિહાં વાગી, સુંદર થયો શરીર જી. પુ૦ ॥ ૧૦ ॥ સંગમે સાધુભણી વહોરાવ્યું, ક્ષીર ખાંડ ધૃત સાર જી; ગૌભદ્ર સેઠ તણે ઘર જનમ્યો, સાલિભદ્ર સુકુમાલ જી. ॥ પુ૦ ॥ ૧૧ ॥ સમુખનામેં ગાથા પતિ સુણીયેં, દીધો સુપાત્રેં દાન જી; હુઓ સુબાહુકુમર તે ભોગી, વધતાં સુખ વિમાન જી. ॥ પુ૦ ॥ ૧૨ ॥ સુલદેવ મુનિવર પડિલાભ્યો, માસખમણ અણગાર જી; રાજ્યરિદ્ધિ તતક્ષિણ તે પામ્યો, ઇહાં નહી કાંઇ ઉધાર જી. ॥ પુ૦ ॥ ૧૩ ॥ મોટા રૂષિ બળદેવ મુનિશ્વર, પ્રતિબોધ્યા પશુવર્ગ જી; દાન સુપાત્રેં દીયો રથકારેં, પામ્યો પંચમુ સ્વર્ગ જી. ॥ પુ૦ ॥ ૧૪ ॥ ચંપક સેઠેં કીધી અનુકંપા, દીધો દાન દુકાળ જી; કોડિ છન્નુ સોનૈયા કેરી, વિલસે રિદ્ધિ વિશાળ જી. ॥ પુ૦ ॥ ૧૫ ॥ સુવ્રતસ્વાંમી સમીપેં કાર્ત્તિક, લીધો સંજમ ભાર જી; બત્રીશ લાખ વિમાન તણો ધણી, ઇંદ્ર થયો એ સાર જી. ॥ પુ૦ ॥ ૧૬ ॥ સનતકુમારેં સહી અતિ વેદન, સાતસે

વરસની સીમજી; દેવલોક ત્રીજે સુખલીધા, નિશ્ચયેં પાલ્યા નીમ જી. ॥ પુ० ॥ ૧૭ ॥ રૂપથકી અનરથ દેખીને, ગયો- બલભદ્ર વનવાસ જી; તપ સંજમ પાલીને પોહોતો, પંચમેં સુર આવાસ જી. ॥ પુ० ૧૮ ॥ ભદ્રબાહુ સ્વાંમી પૂરવધર, સિજ્જંભવ જસ ભદ્ર જી; સાધુ આચાર થકી સુખ લાધાં; વયર સ્વામી થૂલિભદ્ર જી. ॥ પુ० ॥ ૧૯ ॥ મહાવીરથી નવસેં અંશીયેં, સઘળા સૂત્ર સિદ્ધાંત જી; પુસ્તકારૂઢ કીયા દેવઢિ ગણિ, મોહોટા સાધુ મહંત જી. ॥ પુ०॥૨०॥ આંણંદ કામદેવ દશ શ્રાવક, વૃત્તિ રૂડી પરેં રાખ જી; પ્રથમ દેવ- લોક તણાસુખ પામ્યા, સૂત્ર ઉપાસક સાખ જી. ॥ પુ०॥૨૧ સાઢીબારહ સેત્રુંજે જાત્રા, કીધી એણે કળિકાલ જી, સંઘપતિ થઈ સુરલોકેં સીધા, વસ્તુપાલ તેજપાલ જી. ॥ પુ० ॥૨૨॥ પાલ્યો શીલ કષ્ટેં પણિંપાડીયેં, કુલધ્વજ નામે કુમાર જી; ઈરત પરત સુખલાધા ઉત્તમ, જસ લહી જગત મઝાર જી. ॥ પુ० ॥ ૨૩ ॥ ચંપા નગરી પોલ ઉગાડી, સંતિય સુભદ્રા નાર જી; કાચે તાંતણે પાણી કાડયો, જિન શાસન જયકાર જી. ॥ પુ० ॥ ૨૪ ॥ કાકંડી નગરીનો વાસી, ધન્ય ધનો અણગાર જી; શ્રેણિક આગલેં વીરેં વખાણ્યો, ઉગ્રત્તપ અધિ- કાર જી. ॥ પુ० ॥ ૨૫ ॥ દુંતિર્યંચકી સુંવહિરાતું, રથકાર- કને સહુ થોક જી; મૃગલો ભાવના મન ભાવંતો, ગયો પાંચમે દેવલોક જી. ॥ પુ० ॥ ૨૬ ॥ સ્થિર સામાયક કીધો થીવરા, રાજકુવરીયેં રંગ જી; ભોગ સંયોગ ઘણા તિહાં ભોગવી, સુખ લાધા શિવસંગજી. ॥ પુ० ॥ ૨૭ ॥ સંખ શ્રાવકે

પોસો સુદ્ધ પાલ્યો, વીર પ્રસંસ્યે તેહ જી, તીર્થંકર પદવી તે લેશે, પુન્ય તણાં ફલ એહ જી. ॥ પુ૦ ॥ ૨૮ ॥ સાગરચંદે કીયો વલી પોસો, રહ્યો કાઉસગ્ગે વિરાગ જી; નિસિનભસેન તણો સહ્યો ઉપસર્ગ, લીધી રિદ્ધિ અથાગ જી. ॥ પુ૦ ॥૨૯॥ તુંગીયા નગરી શ્રમણોપાસક, સુદ્ધ ક્રિયા સાવધાન જી; ઉભયકાલ પડીકમણું કરતાં, પામી મુક્તિ પ્રધાંન જી. ॥ પુ૦ ॥ ॥ ૩૦ ॥ પૂરવભવ તીર્થંકર પૂજ્યા, લાધા અઢારહ રાજ જી; પદ્મનાભનો ગણધર થાશે, કુમારપાલ સાર્યાં કાજ જી. ॥ પુ૦ ॥ ૩૧ ॥ રાણો રાવણ શ્રેણિક રાજા, અરચ્યા અરિહંતદેવ જી; બિહુંયે ગોત્ર તીર્થંકર બાંધ્યું, સુરનર કરસે સેવ જી. ॥ પુ૦ ॥ ૩૨ ॥ કેશી ગુરૂ સેવ્યા પરદેશી, સુર ઉપનો સુરિયાભ જી; ચાર હજાર વરશ એક નાટિક, આપે અનંતા લાભ જી. ॥ પુ૦ ॥ ૩૩ ॥ એમ અનેક વિવેક ધરતાં, જીવ સુખી થયા જાણ જી; સંપ્રતિ જે સુખીયા વલી થાશે, પુન્ય તણા પરમાણ જી. ॥ પુ૦ ॥ ૩૪ ॥ સંવત નિધિ દરશન રસ શશીહર, સિધપુર નગર મઝાર જી; શાંતિનાથ સુપ્રસાદેં કીધી, પુન્ય છત્રીસી સાર જી. ॥ પુ૦ ॥ ૩૫ ॥ યુગપ્રધાન સવાઈ જિણસંઘ, સૂરી સકલચંદ શિષ્ય જી; સમયસુંદર વાચક એમ બોલે, ધર્મ ફલ પ્રત્યક્ષ જી. ॥ પુ૦ ॥૩૫॥ **ઇતિ.**

---

## અથ શ્રી હિત શિક્ષા છત્રીસી પ્રારંભઃ

(સાંભળરે તું સજની મારી) એ દેશી.

સાંભળજો સજ્જન નર નારી; હિત શીખામણ સારી જી. ॥ રીસકરે દેતાં શીખામણ, ભાગ્ય દશા પરવારી જી;

લોક વિરૂદ્ધ નીવારજો, જગત વડો વ્યવહારી. ॥ સુણજો સજજનો જી. ॥ એ આંકણી. ॥ ૧ ॥ મુરખ બાલક યાચક વસની, કારૂને વલી નારૂ જી; જો સંસારે સદા સુખ વંછો, ચોરની સંગત વારૂ. ॥ સુ૦ ॥ વેશ્યા સાથે વણજ નકરીયે, નીચસું નેહ નધરીયે જી; ખાપણ આવે ઘર ધન જાવે; જીવીતને પરહરીયે. ॥ સું૦ ॥ ૨ ॥ કામ વિના પરઘર નવિ જઈયેં, આલે ગાલ નદીજે જી; બલીઆ સાથે બાથ ન ભરીયે, કુટુંબ કલહ નવી કીજે. ॥ સુ૦ ॥ ૪ ॥ દુસમન વલી પરનારી સાથે; તજજો ચાલ એકાંતેજી, માતા બેનસું મારગ જાતાં, વાત ન કરીયેં રાતે. ॥ સુ૦ ॥ ૫ ॥ રાજા રમણી ઘરનુ સોની, વિશવાસે નવિ રહીયેં જી; માત પિતા ગુરૂવિના બીજાને, ગુપત વાત નકહીયેં. ॥ સુ૦ ॥ ૬ ॥ અણજાણ્યાસું ગામ નજઇયે; ઝાડતલે નવિ વસીયેં જી; હાથી ઘોડા ગાડી જાતાં, દુરજનથી દૂરેં ખસીએ. ॥ સુ૦૭ ॥ રમત કરતાં રીસ ન કરીયેં, ભય મારગ નવિ જઇયે જી; બેજણ વાત કરે જ્યાં છાની, ત્યાં ઊભા નવિ રઇયેં. ॥ સુ૦ ॥ ૮ ॥ હુંકારા વણ વાત ન કરીયે, ઇચ્છા વિના નવિ જમીયેં જી; ધનવિદ્યાનું મદ પરિહરીયેં, નમતા સાથે નમીયેં. ॥ સુ૦ ॥ ૯ ॥ મુરખ જોગી રાજા પંડિત, હાંસીકરી નવિ હસીયેં જી; હાથી વાઘ સરપ નર વઢતાં, દેખીને દૂરેં ખસીયેં. ॥ સુ૦ ॥ ૧૦ ॥ કુઆકાંઠે હાંસી નકરીયેં, ડેફકરી નવિ ભમીયેં જી; વરો ન કરીયેં ઘર વેંચીને, જૂગટડે નવિ રમીયેં. ॥ સુ૦ ॥ ૧૧ ॥

ભણતાં ગણતાં આળસ તજીયેં, લખતાં વાત ન કરીયેં જી;
પરહસ્તે પરદેશ દુકાને, આપાણુ નામ નધરીયેં. સુ૦ ॥
૧૨ ॥ નાંમુ માંડીયેં આલસ છાંડી, દેવાદાર ન થઇયેં જી;,
કષ્ટ ભયાદિક સ્થાનક વરજી, દેશાવર જઇ રઇયેં. ॥ સુ૦ ॥
૧૩ ॥ ધનવંતોને વેશ મલીનતા, પગસું પગ ગસી ધોવે જી;
નાપિક ઘર જઇ શીશ મુંડાવે, પાંણીમાં મુખ જોવે. ॥ સુ૦
॥ ૧૪ ॥ નાવણ દાતણ સુંદર નકરે, બેઠો તરણા તોડે જી;
જોયેં ચીત્રામણ નાગો સુવે, તેને લક્ષમિ છોડે. ॥ સુ૦ ॥
૧૫ ॥ માતા ચરણે શિશ નમાવી, બાપને કરીયે સલામ જી;
દેવ ગુરૂને વિધિસું વાંદી, કરિયેં સંસારના કામ. ॥ સુ૦ ॥
૧૬ ॥ બેહાથેં માથું નવી ખણીયેં, કાન નવિ ખોતરીયે
જી; ઉભા ઠેડેં હાથ નદીજે, સામેંપૂર ન તરીયેં. ॥ સુ૦ ॥
૧૭ ॥ તેલ તમાકુ દૂરેં તજીયે, અણગલ જલ નવિ પીજે
જી; કુલવંતી સતીનેં સીખામણ, હવે નરભેગી દીજે. ॥
॥ સુ૦ ॥૧૮॥ સસરો સાસુ જેઠ જેઢાણી, નણદી વિનય ન
મૂકો જી; શીયાણપણે સેરી સંચરતાં, ચતુરા આલ મચૂકો. ॥
સુ૦ ॥ ૧૯ ॥ નીચ સાહેલી સંગ ન કીજે, પરમંદર નવિ
ભમીયે જી; રીસપણે ઘર બહાર ન જઇયે, સઉને જમાડી
જમીયે. ॥ સુ૦ ॥ ૨૦ ॥ ધોબણ માલણને કુંભારણ,
જોગણ સંગ નકરીયે જી; સેહેજે કેઇક આલ ચડાવે,
એવડું શાને કરીયે. ॥ સુ૦ ॥ ૨૧ ॥ નિજ ભરતાર ગયો
પરદેશેં, તવ સણગાર નધરીયે જી; જમવા જ્ઞાત વિચેં નવિ
જઇયે, દુરીજન દેખી ડરીયે. ॥ સુ૦ ॥ ૨૨ ॥ પરસેરી

ગરબો ગાવાને, મેલે ખેલે નજઇયે જી; નાવણ ધોવણ નદી કીનારે, જાતા નિર્લજ ન થઇયે. ॥ સુ૦ ॥ ૨૩ ॥ ઉપડતેપગ ચાલ ચલીજે, હુનર સઉ સીખીજે જી; સ્નાન સુવસ્ત્રે રસોઇ કરીને, દાન સુપાત્રે દીજે. ॥ સુ૦ ૨૪ ॥ શોકતણા લઘુ બાલક દેખી, ખેદ નધરશો હૈયે જી, તેહની સુખ શીતળ આસીસે, પુત્ર તણાં ફલ લૈયે. ॥ સુ૦ ॥ ૨૫ ॥ બાર વરશ બાલક સુર પડીમાં, એ બેહુ સરખા કહીયે જી; ભક્તિ કરે સુખ લીલા પામે, ખેદકરી દુખ વહીયે. ॥ સુ૦ ॥ ૨૬ ॥ નરનારી બેહુને શીખામણ, મુખ લવરી નવિ હસિયે જી; જ્ઞાત સગાના ઘર છોડીને, એકલડા નવિ વસિયે. ॥ સુ૦ ॥ ૨૭ ॥ વમન કરીને ચિંતા ટાલે, નભલે આસન બેશિ જી; વીદિશિ દક્ષિણદિશ અંધારેં, બોટયું પશુએ પેશી ॥ સુ૦ ॥ ૨૮ ॥ અણજાણે રૂતુવંતી પાત્રે, પેટ અજીરણ વેલાં જી; અગાસે ભોજન નવી કરીયેં, બેજણ બેસી ભેલા. ॥ સુ૦ ॥ ૨૯ ॥ અતિસેં ઊનુ ખાટું ખારૂં, શાક ગણુ નવિ ખાવું જી, મૌન-પણે ઓઠીગણ વરજી, જમવા પેહેલાં નાવું. ॥ સુ૦ ॥ ૩૦ ॥ ધાન્ય વખાણી વીખોડી ન ખાવું, તડકે બેસી ન જમવું જી; માંદાપાસેં રાત તજીનેં, નરણે પાણી નપીવું. ॥ સુ૦ ॥ ૩૧ ॥ કંદમૂલ અભક્ષ ને બોળો, વાશી વીદલ વરજો જી; તજો પરનિંદાને હીંસા, તોવલી નર ભવ સરજો. ॥ સુ૦ ॥ ૩૨ ॥ વૃત પચખ્ખાણ ધરી ગુરૂ હાથેં, તીરથ યાત્રા કરીયે જી; પુન્ય ઉદય જો મોહોટો પ્રગટે, તો સંગવી પદ ધરીયે. ॥ સુ૦॥ મારગમાં મન મોકલું રાખી, બહુ વિધ સંગ જમાડો જી;

સુરલોક સુખ સઘલા પામો, પણ નહી એવો દાડો ॥ સુ૦ ॥ ૩૪ ॥ તીરથ તારણ શિવ સુખ કારણ, સિદ્ધાચલ ગિરનાર જી; ભાવેં પ્રભુ ગુણ સ્મર્ણ કરતાં, તરીયેં ભવજલ પાર. ॥ સુ૦ ॥ ૩૫ ॥ લૌકિક લોકોત્તર હિતશિક્ષા, છત્રીસી એ બોલી જી; પંડિત શ્રી શુભ વીરવિજય મુખ, વાણી મોહન વેલી. ॥ સુ૦ ॥ ૩૬ ॥ **ઇતિ.**

## અથ રાત્રિ ભોજન ન કરવા વિષે સઝાય.

પુન્ય સંયોગે નરભવ લાધો, સાધો આતમ કાજ; વિષયા રસ જાણો વિષ સરીખો, એમ ભાંખે જિનરાજ રે પ્રાણી. ॥ રાત્રિ ભોજન વારો. ॥ આગમ વાણી સાચી જાણી; સમકીત ગુણ સંભારીરે પ્રાણી. ॥ રાત્રિ૦ ॥ ૧ ॥ દાન સનાન ને આયુધ ભોજન, એટલાં રાત્રેં નકીજે; એ કરવા સૂરજની સાંખે, નિતિ વચન સમજીજેં રે પ્રાણી. ॥ રાત્રિ૦ ॥ ૨ ॥ ઉત્તમ પશુ પંખી પણ રાત્રેં, ટાલે ભોજન ટાણો; તમેતો માનવી નામ ધરાવ્યું, કેમ સંતોષ ન આણો રે પ્રાણી. ॥ રા૦ ॥ ॥ ૩ ॥ બાવીસ અભક્ષ્ય રયણિ ભોજન, દોષ કહ્યો પરધાંન; તેણેં કારણેં રાત્રી મત જમજો, જો હોય હઈડે સાંન રે. ॥ પ્રા૦ ॥ ૪ ॥ જુ કીડીનેં કરોલીઆ માખી, તે ભોજનમાં આવે; કોઢ જલોદર વમન કરાવે, એવા રોગ ઉપજાવે રે. ॥ પ્રાં૦ ॥ ૫ ॥ છન્નું ભવ જીવ હિંસા કરતાં, પાતિક જેહ ઉપાવે; તેહવું એક તલાવ ફોડવામાં, દુષણ સુગુરુ બતાવે રે. ॥ પ્રાં૦ ॥ ૬ ॥ એકસોતર ભવ લગેં સરોવર ફોડયાં, એક દવ દીધે પાપ; અઠસોતર ભવ લગેં દવ દીધાં, કુવણજનો

વ્યાપાર રે.॥ પ્રાં૦ ॥ ૭ ॥ એકસો ચોમાલીસ ભવ લગેં કીધાં, કુવણજના વ્યાપાર; તેવું રે એક કલંક દીધામાં, દોષ કહ્યો છે અપાર રે. ॥ પ્રાં૦ ॥ ૮ ॥ એકસો એકાવન ભવ લગેં દીધાં, કુડા કલંક અપાર; તેવું રે એક શીયલ ભાંગ્યામાં, દોષ કહ્યો નરધાર રે. ॥ પ્રાં૦ ॥ ૯ ॥ એકસો નવાંણું ભવ લગે ભાંગ્યા, શીયલ વિષય સંબંધ; તેવું રે એક રાત્રેં જમવામાં, કર્મ નિકાચિત બંધ રે. ॥ પ્રાંણી૦ ॥ ૧૦ ॥ રાત્રીભોજનના દોષ ઘણાછે, કહેતાં નાવે પાર; કેવલી કહેતાં પાર નઆવે, પૂરવ ક્રોડ મઝાર રે. ॥ પ્રાં૦ ॥૧૧॥ એહવું જાંણીને ઉત્તમ પ્રાંણી, નિત્ય ચોવીહાર કરીજેં; માસેં માસ પાસખમણના, લાભેં શિવ વરીજેં રે. ॥ પ્રાં૦ ॥ ૧૨ ॥ મુનિ વસતાની એહ સીખામણ, સાંભલજો નર નારી; શિવગતિ તણાં સુખ વિલસો, મુક્તિ તણાં અધિકારિ રે. ॥ પ્રાં૦ ॥ ૧૩ ॥ **ઈતિ.**

## અથ શ્રાવકને શીખામણની સઝાય.

(ભવિકા ! સિદ્ધચક્ર પદ વંદો) એ દેશી.

શુદ્ધ દેવગુરુ ધર્મપરીક્ષા, જાણે નહિંય ગમાર; ખોલ ને ગોલ દોય સરખા જાણે, નહિં શ્રાવક આચાર રે. ॥ પ્રાણી શ્રાવક તે નહિં કહિયેં ॥ ૧ ॥ કલ્પવૃક્ષસમ જિનવર છંડી; અન્ય દેવ ધરે આશ; પંચમે અંગેં જોતાં તેહનો, સમકિત ચાલ્યો નાશ રે. ॥ પ્રાણી૦ ॥ ૨ ॥ પાસથ્થા અરુ નિન્હવ મુખથી, વાણી સુણે ધરી પ્યાર; મહાનિશીથેં જિનવરેં ભાંખ્યું, રોલે અનંત સંસાર રે. ॥ પ્રા૦ ॥ ૩ ॥ જિનવર પૂજા કરવા આવે, વિકથા માંડે ચાર; અલ્પપાપ બહુ

નિજર્જરા જાણી, પાંણી ઢોલે અપાર રે. ॥ પ્રાણી૦ ॥ ૪ ॥ જયણાયેં જિનપૂજા કરતાં, લાભ તણો નાહિં પાર ;અણ ઉપ-યોગેં દ્રવ્ય ક્રિયા કહી, જૂવો અનુયોગદ્વાર રે. ॥ પ્રા૦ ॥ ॥ ૫ ॥ શરીરવિભૂષા કરવા બેસે, કાજલ ઘાલે આંખે; પટિયાં પાડે ને મૂછ મરોડે, આરસી આગલ રાખે રે. ॥ પ્રાણી૦ ॥ ૬ ॥ જિનઆશાતના કરતાં નડરે, શ્રાવક નામ ધરાય; પ્રવચનસારવવાઈ જોતાં, કર્મબંધ તસ થાય રે. ॥ પ્રાણી૦ ॥ ॥ ૭ ॥ દેવદ્રવ્ય લઈ ખાઇ બેસે, ભમવા ભવોદધિ ભાવે; પ્રશ્નવ્યાકરણ નિવૃત્તિયેં ભાંખ્યું, બોધબીજ તસ જાવે રે. ॥ પ્રા૦ ॥ ૮ ॥ રયણીયેં જિન દરશન વર્જ્જૌ, સંઘપટ્ટની સાખ; અવિધિયેં જિન દરશન કરતાં, સમકિત થાયે રાખ રે. ॥ પ્રાણી૦ ॥ ૯ ॥ પડિક્કમણું કિરિયા કરે બેઠાં, મુખ ઉઘાડે બોલે; ફોકટ કિરિયા તેહની કહિયેં, બૃહદાવશ્યક બોલે રે. ॥ પ્રાણી૦ ॥ ૧૦ ॥ સામીવત્સલ નામ કરીને, ઘર ઘર માગે નાણું; દાનનો સંગ્રહ જિનવરેં ભાખ્યો, ઠાણાંગ દશમું ઠાણું રે. ॥ પ્રાણી૦ ॥ ૧૧ ॥ જ્ઞાતિજમણ જેમ ભેલા હોયે, સામી-વત્સલ માંય; એઠું નાખે અસંયતિ પોખે, વત્સલ ધામી કહિયેં રે. ॥ પ્રાણી૦ ॥ ૧૨ ॥ છયેં ચૂકયો બારે ભૂલ્યો, પંચનું નામ ન જાણે; માહો માંહે વિરોધ તે રાખે, નાહિં શ્રાવક અહિનાણે રે. ॥ પ્રાણી૦ ॥ ૧૩ ॥ કુગુરુ આવે હરખજ પાવે, દેપાલાના સાથી, જેમ જેમ નાચ્ય નચાવે કુગુરૂ, તેમ તેમ ઉલ્લસે છાતી રે. ॥ પ્રાણી૦ ॥ ૧૪ ॥ સદ્ગુરૂ દેખીને છુપી જાવે, અથવા માંડે દ્વેષ; અલ્પ આઉખું બાંધે તે મૂરખ,

પંચમ અંગે દેખ રે. ॥ પ્રાણી૦ ॥ ૧ ॥ શ્રાવકની એ સરધા દેખી, શ્રાવિકા તેપણ ચૂકી; દેવી દેવ મનાવણ ચાલી, પુત્રતણી થઈ ભૂખી રે. ॥પ્રા૦॥ ૧૬ ॥ પડિક્કમણું કરવાને આવે, વાતે વાતો સાંધે, કાંહીક પાપ મિટાવણ આવે, બાર ગુણું વલી બાંધે રે. ॥ પ્રાણી૦॥ ૧૭ ॥ ચંદનબાલા આપ બનીને, સુગુરૂ ગણે મહાવીર, રૂપાસૂપડિ સોવન બાકુલા, પડિલાભે ધરી ધીર રે ॥ પ્રાણી૦ ॥ ૧૮ ॥ પાસથ્થાદિકને સુગુરુ જાણી, વ્રત ધારે તસ પાસ; દિનકૃતવૃત્તિયેં એમ ભાંખ્યું, ફોકટ તપ હોય તાસ રે. ॥ પ્રાણી૦ ॥ ૧૯ ॥દેવ ગુરુ પર શ્રદ્ધા રાખે, શંકા કંખા વારી; સૂત્રમાં ભાંખ્યું જે તેમ ચાલે, તે શ્રાવક આચારી રે. ॥ પ્રાણી૦ ॥ ૨૦ ॥ સડશઠ ભેદ તણે અનુસારેં, શુદ્ધરુચિ જે ધરશે; ધન્યવિજયસુખ અનુભવલીલા, સહેજેં શિવવધૂ વરશે રે. ॥ પ્રાણી૦ ॥ ૨૧ ॥

## અથ ક્રોધની સઝાય.

કડુવા ફલ છે ક્રોધનાં, જ્ઞાની એમ બોલે; રીસતણાં રસ જાણજો, હલાહલ તોલે. ॥ કડુવા૦ ॥ ૧ ॥ ક્રોધે ક્રોડપૂરવ તણું, સંજમ ફલ જાય; ક્રોધ સહિત જે તપકરે, તેતો લેખે નથાય. ॥ ક૦ ॥ ૨ ॥ સાધુ ઘણું તપીયો હતો, ધરતો મન વૈરાગ; શિષ્યને ક્રોધ કીધે થયો, ચંડકોસીયો નાગ. ॥ ક૦ ॥ ૩॥ આગ ઉઠે જે ઘર થકી, પેહેલું તે ઘર બાલે; જલનું જોગ જો નવી મલે, તો તે પાસેં પરજાલે. ॥ ક૦ ॥ ૪ ॥ ક્રોધતણી ગતિ એહવી, કહે કેવલજ્ઞાની; હાનીકરે સર્વે હેતની, જાલવજો રે પ્રાંણી. ॥ ક૦ ॥ ૫ ॥ ઉદયરતન કહે ક્રોધને,

કાઢજો ગલે સાહી; કાયા કરજો નિરમલી, ઉપસમ રસનાહી ॥ ક૦ ॥ ૬ ॥ ઇતિ.

## અથ માંનની સઝાય.

રે જીવ માંન ન કીજીએ, માને વિનય ન આવે; વિનય વિના વિદ્યા નહિ, તો સમકિત કેમ પાવે. ॥ રે જીવ૦॥૧॥ સમકિત વિનાં ચારીત્ર નહી, ચારીત્ર વિના નહી મુક્તિ; મુક્તિ વિના સુખ સાશ્વતાં, કેમ લહીયેં યુક્તિ. ॥ રે જીવ૦ ॥૨॥ વિનય વડો સંસારમાં, ગુણમેં અધિકારી; સરવે ગુણ જાયે ગલી, ચિત્ત જુયો વિચારી. ॥ રે જીવ૦ ॥ ૩ ॥ માંન કરયો જો રાવણેં, તો રામેં મારયો; દુર્યોધન ગરવેં કરી; અંતે સહિ હારયો. ॥ રે જીવ૦ ॥ ૪ ॥ સૂકા લાકડ સારિખો, દુઃખ દાયક કટો; ઉદયરતન કહે માંનનેં, દેજો દેશવટો. ॥ ॥ રે જીવ૦ ॥ ૫ ॥ ઇતિ.

## અથ માયાની સઝાય.

( પ્રથમ ગોવાલીયા તણેં ભવેં જી. ) એ દેશી.

સમકિતનું બીજ જાંણજો જી, સત્ય વચન સાક્ષાત, સાચામાં સમકિત વસે જી, કૂડામાં મિથ્યાત્વ રે પ્રાંણી. ॥ મકરો માયા લગાર. ॥ એ આંકણી, ॥ ૧ ॥ મુખ મીઠો જૂઠો મનેં જી, કૂડ કપટનો રે કોટ; જીભે જેકાંઈ કહે જીરે, ચિતમાંહેં તાકે ચોટ રે પ્રાણી ॥ મક૦ ॥ ૨ ॥ આપ ધરજેં આઘો પડે જીરે, પણ નધરે વિસવાસ; મેલ નછંડે મન તણો જીરે, એ માયાનો પાસ રે પ્રાંણી. ॥ મક૦ ॥૩॥ જેહસું માંડે પ્રીતડી જી, તેહસું રહે પ્રતિકૂલ; મનેં નવિ મૂકે આમ-

લો જી, એ માયાનું મૂલ રે પ્રાણી. ॥ મ૦ ॥ ૪ ॥ તપ કીધો માયા કરી જીરે, મિત્રસું રાખ્યો રે ભેદ; મલ્લિજિનેશ્વર જાણજો જી; પામ્યા સ્ત્રિ વેદ રે પ્રાણી. ॥ મક૦ ॥ ૫ ॥ ઉદયરતન કહે સાંભલો જી, મેલો માયાની બુદ્ધ; મુક્તિપુરી જાવા તણો જી, એછે મારગ શુદ્ધ રે પ્રાણી. ॥ મક૦ ॥ ૬ ॥ **ઇતિ.**

## અથ લોભની સઝાય.

( ઇડર આંબા આંબલી રે. ) એ દેશી.

લોભ નકરીયેં પ્રાણીયાં રે, લોભ બુરો સંસાર; લોભ સરીખો જગમાં નહીં રે, દુરગતિનો દાતાર. ॥ ભવિકજન લોભ બુરો સંસાર, ॥ કરજો તુમેં નિરધાર; જીમ પામો ભવપાર. ॥ ભવિ ૦ ॥ એ આંકણી ॥ અતિ લોભે લખ્ખમીપતી રે, સાગર નામે શેઠ; પૂર પયોનિધિમાં પડયોરે, જઇ બેઠો તસ હેઠ. ॥ ભ૦ ॥ ૨ ॥ સોવન મૃગના લોભથી રે, દશરથ સુત શ્રીરામ; સીતા નારિ ગમાવીને રે, ભમીઓ ઠામો ઠામ. ॥ ભ૦ ॥ ૩ ॥ દશમાં ગુણઠાણા લગેરે, લોભ તણોછે જોર; શિવપુર જાતાં જીવને રે, એહજ મોહોટો ચોર. ॥ ભ૦ ॥ ૪ ॥ ક્રોધ માન માયા લોભથી રે, દુરગતિ પામે જીવ; પરવસ પડીઓ બાપડો રે, અહર્નીશ પાડે રીવ. ॥ ભ૦ ॥ ૫ ॥ પરિગ્રહના પરિહારથી રે, લહીયેં શિવ સુખ સાર; દેવ દાણવ નરપતિ થઇરે, જૈયેં મુક્તિ મઝાર. ॥ ભ૦ ॥ ૬ ॥ ભાવસાગર પંડિત ભણે રે, વીરસાગર બુદ્ધ શિષ્ય; લોભતણે ત્યાગેં કરીરે, પહોચે સયલ જગીશ. ॥ ભ૦ ॥ ૭ ॥ **ઇતિ.**

## અથ શ્રી તમાકુની સજ્ઝાય.

પ્રીતમ સેંતી વીનવે, પ્રેમદા ગુણની જાંણ; ॥ મેરેલાલ; મનમોહન એકણુ ચિત્તેં, સાંભલો ચતુરસુજાંણ. ॥ મેરે લાલ ॥ કંત તમાકુ પરિહરો. ॥ ૧ ॥ છોડો એહનો સંગં ॥ મે૦ ॥ પંચ માંહે જિમ જસ લહો; દીલેં વાધે રંગ. ॥ મે૦ ॥ કં૦ ॥ ॥ ૨ ॥ તમાકુતે જાંણીએ, ખુરાસાણીની આંક, ॥ મે૦ ॥ ઉત્તમનર તે એમ કહે, એ પીવા તલાક. ॥ મે૦ ॥ કં૦ ॥ ૩ ॥ દહી દૂધ તે પીજીયેં, વલી પીજીયેં સાકર ખાંડ ॥ મે૦ ॥ ઘૃત પીધે તન ઉલ્લસે, તમાકુ પરિછાંડ ॥ મે૦ ॥ કં૦ ॥ ૪ ॥ મોટા સાથેં બોલતાં, મનમાં આવે લાજ ॥ મે૦ દિન પણ એલે નીર્ગમે વિણસાડે નિજ કાજ ॥ મે૦ ॥ કં૦ ॥ ૫ ॥ હોઠ લીઆલા સારીખા, શ્વાસ ગંધાએ જેણ ॥ મે૦ ॥ દાંત તે દીસે શામલા, હઇડું દાઝે તેણ ॥ મે૦ ॥ કં૦ ॥૬॥ એઠ પીયારી આચરે, વિટાલે નિજ જાત ॥ મે૦ ॥ વ્યશની વાર્યો નવિ રહે, નગણે નાત પરનાત ॥ મે૦ ॥ કં૦ ॥ ૭ ॥ એક ફુંકે જેટલા, વાયુકાય હણાય ॥ મે૦ ॥ ખસ ખસ સમ કાયા કરે, જંબૂદ્વીપ ન માય ॥ મે૦ ॥ કં૦ ॥ ૮ ॥ ગુડાકુ કરીનેં જે પીએ, તે નર મૂઢ ગમાર ॥ મે૦ ॥ જલ નાખે તે જ્યાંકને, માખીનો સંહાર ॥ મે૦ ॥ કં૦ ॥ ૯ ॥ ચોમાસામાં કુંથુઆ, તે કેમ શુદ્ધજ થાય ॥ મે૦ ॥ તમાકુ પીતાં થકાં, પાપેં પિંડ ભરાય ॥ મે૦ ॥ કં૦ ॥ ૧૦ ॥ થુકેં સમુચ્છીમ ઊપજે, નર પચેંદ્રી જીવ ॥ મે૦ ॥ એ અસંખ્યાતા કહ્યાં, શ્રી મહાવીર જગદીશ ॥ મે૦ ॥ કં૦॥

॥ ૧૧ ॥ જલમાં જીવ કહ્યા ઘણાં, સંખ્ય અસંખ્ય અનંત ॥ મે૦ ॥ નીલ ફૂલ તિહાં ઊપજે, અગ્નિ પ્રજાલે જંત ॥ મે૦ ॥ કં૦ ॥ ૧૨ તમાકુ પીતાં થકાં, એ છકાએ હણાય ॥ મે૦ ॥ જોતી ઘટે નયના તણી, શ્વાસેં દેહ ગંધાએ ॥ મે૦ ॥ કં૦ ॥ ૧૩ ॥ ઘડી દોએજ વ્રતકરો, સેવો શ્રી ભગવાંન ॥મે૦॥ દયાધર્મ જાંણી કરી, સેવો ચતુર સુજાંણ ॥ મે૦ ॥ કં૦ ॥૧૪॥ ચતુર વિચારી સમજીએ, ધરીયેં ધર્મનું ધ્યાંન ॥મે૦॥ આનંદ મુનિ એમ ઉચરે, તો લહો કોડ કલ્યાંણ ॥મે૦॥ કં૦ ॥૧૫॥



## અથ વૈરાગ્ય સજાય પ્રારંભઃ

(બીજી અસરણ ભાવના) એ દેશી.

સહજાનંદી રે આતમા.॥એ આંકણી.॥ સૂતો કાંઈ નચિંત રે, મોહ તણા રણિઆ ભમે; જાગ જાગ મતિવંત રે, લૂટે જગતના જંત રે, નાખી વાંક અત્યંત રે, નરકાવાશ ઠવંત રે, કોઇ વિરલા ઉગરંત રે. ॥ સે૦ ॥ ૧ ॥ રાગદ્વેષ પરણુતિ ભજે, માયા કપટ કરાય રે, કાશ કુશમ પરેં જીવડો; ફોકટ જન્મ ગમાય રે, માથે ભય જમરાય રે; શ્યો મન ગરવ ધરાય રે, સઉ એક મારગ જાય રે, કુણ જગ અમર કહાય રે. ॥ સે૦ ॥ ૨ ॥ રાવણ સરીખા રે રાજવી, નાગા ચાલ્યા વણ ધાગ રે, દશ માથા રણ રડવડયા; ચાંચ દીએ શિર કાગ રે, દેવ ગયા સવિ ભાગ રે, નરહ્યો માનનો છાગ રે, હરિ હાથેં હરિ નાગ રે, જોજો ભાઈઓના રાગ રે. ॥ સે૦ ॥ ૩ ॥ કેઇ ચાલ્યાં કેઇચાલશે, કેતા ચાલણહાર રે,

મારગ વેહેતો રે નિત પ્રતેં;જોતાં લગન હજાર રે,દેશ વિદેશ સધાય રે, તેનર એણે સંસાર રે, જાતાં જમ દરબાર રે, નજુવે વાર કુવાર રે. ॥ સે૦ ॥૪ ॥ નારાયણ પુરિ દ્વારિકાં, બળતી મેલી નિરાશ રે, રોતા રણમાં તે એકલા; નાઠા દેવ આકાશ રે, ક્યાં તરૂ છાયા અવાશ રે, જલ જલ કરિ ગયો શાસ રે, બલભદ્ર સરોવર પાસ રે, સુણિ પાંડવ શિવ વાસ રે. સે૦ ॥ ૫ ॥ રાજી ગાજીને બોલતા, કરતા હુકમ હેરાન રે, પોઢયા અગ્નિમાં એક્લા; કાયા રાખ સમાન રે, બ્રહ્મદત્ત નર્કે પ્રયાણ રે, એ રિધિ અથિર નિદાન રે, જેવું પીપળ પાન રે, મધરો જુઠ ગુમાન રે. ॥ સે૦ ॥ ૬ ॥ વાલેસર વિના એકઘડી, નવિ શોહાતું લગાર રે, તેવિના જનમારો વહી ગયો; નહિં કાગલ સમાચાર રે, નહિં કોઇ કોઇનો સંસાર રે, સ્વારથીઓ પરિવાર રે, માતા મરૂદેવી સાર રે, પોતા મોક્ષ મુઝાર રે; ॥ સે૦ ॥ ૭ ॥ માતા પિતા સુત બાંધવા, અધિકો રાગ વિચાર રે, નારી અસારી રે ચિત્તમાં; વાંછે વિષય ગમાર રે, જુઓ સુરીકંતા જે નાર રે, વિખ દેતી ભરતાર રે, નૃપ જિન ધર્મ આધાર રે, સજ્જન નેહ નિવાર રે. ॥ સે૦ ॥ ૮ ॥ હસિ હસિ દેતા રે તાળિઓ, સેજા કુશુમની સાર રે, તે નર અંતે માટી થયા; લોક ચણે ઘરબાર રે, ઘડતાં પાત્ર કુંભાર રે, એવું જાણી અસાર રે, છાંડયો વિષય વિકાર રે, ધન તેહનો અવતાર રે. ॥ સે૦ ॥ ૯॥ થાવરચા સુત શિવ વર્યા, વળી એલાચી કુમાર રે, ધિગ ધિગ વિષયા રે જીવ... ...ડી વૈરાગ રસાલ રે, મેલી મોહ

જંજાલ રે, ઘર રહે કેવલ બાલ રે, ધન કરકંડુ ભૂપાલ રે. સે૦ ॥ ૧૦ ॥ શ્રીશુભ વિજય સુગુરૂ લહી, ધર્મ રયણ ધરો છેક રે, વીર વચન રસ શેલડી; ચાખો ચતુર વિવેક રે, ન ગમે તે નર ભેક રે, ધરતાં ધરમની ટેક રે, ભવ જલ તરિઆ અનેક રે, ॥ સહજાંનંદી રે આતમા. ॥ ૧૧ ॥ **ઇતિ.**



## અથ ચૈતન્યશિક્ષાભાસ પ્રારંભઃ

આપ વિચારજો આતમા, ભ્રાંતેં શું ભૂલે; અથિર પદા-રથ ઉપરેં, ફોગટ શું ફૂલે. ॥ આ૦ ॥ ૧॥ ઘટમાંહે છે ઘર-ધણી, મેહેલો મનનો ભામો; બાકી કો બીજો નથી, જોને ધરી તાગો. ॥ આ૦ ॥ ૨ ॥ પામીશ તું પાસેંથકી, બાહેર શું ખોલે; બેસે કાં તું મુંઝવા, માયાની ઓલેં. ॥ આ૦ ॥ ૩ ॥ પ્રીછ્યો વિણ પામે નહિં, સુણ મૂરખ પ્રાણી; પીવાયે કેમ પશલીયેં, ઝાંઝવાનાં પાણી. ॥ આ૦ ॥ ૪ ॥ જોતાં નામ ન જાણિયેં, નહિં રૂપ ન રેખ; જગમાંહે તે કેમ જડે, અરૂપી અલેખ. ॥ આ૦ ॥ ૫ ॥ અંધ તણી પેરેં આફલે, સઘલા સંસારી; અંતરપટ આડો રહે, કોણ જૂવે વિચારી. ॥ આ૦ ॥ ૬ ॥ પહેલે પડ પાછું કરી, પછે જોને નિહાલી; નજરેં દેખીશ નાથને, તેહશું લે તાલી. ॥ આ૦ ॥ ૭ ॥ કાલે ધોલું ભેલિયેં, તો તે થાયે બે રંગું; બે રંગેં બૂઝે સહિ મન ન રહે ચંગું. ॥ આ૦ ॥ ૮ ॥ મન મરે નહિ જિહાં લગેં, ઘૂમે મદ ઘેર્યો; તબ લગેં જગ ભૂલ્યું ભમે, ન મટે ભવ ફેરો. ॥ આ૦ ॥ ૯ ॥ ઊંઘ તણા જોરેં કરી,

શું મોહ્યો સુહણે; અલગી મેલી ઊંઘને, ખોલીજે ખૂણે. ॥ આ૦ ॥ ૧૦ ॥ મારૂં તારૂં નવિ કરે, સહુથી રહે ન્યારો; ઇણે એહિનાણે ઓલખ્યો, પ્રભુ તેહેને પ્યારો. ॥ આ૦ ॥ ૧૧ ॥ શુદ્ધદશાયેં સિદ્ધને; મલે એકાંતેં; ઉદયરત્ન કહે આતમા, તો ભાંગે ભ્રાંતેં. ॥ આ૦ ॥ ૧૨ ॥ **ઇતિ.**

## અથ નોકરવાલીની સઝાય.

**ચાલ.** ॥ એકનારી રે ધર્મ તણે ધુરિ જાણિયેં, તસ મહિમા રે, મનરંગેં વખાણિયેં; તેહુ નારી રે આપણડે મન આણિયેં, ષટદર્શની રે તે પણ સઘલે માનીયે. ॥ ૧ ॥ **ત્રુટક** ॥ માનિયેં પણ નારી રૂડી, નહિં કૂડી તેવલી; કરકમલ કીજેં કાજ સીઝે, ધ્યાન ધરિયેં મન રૂલી; ત્રિભુવન સોહે રૂપ મોહે, દેવ દાનવ કર ચડી; નોકરવાલી મુહપત્તીને, આદિપુરુષેં આદરી. ॥ ૨ ॥ **ચાલ** ॥ જિનશાસન રે નોકરવાલી સહુ કહે, પરશાસની રે જપમાલી કહિ સવિ ગ્રહે; તુરકાણે રે તસબી બોલે મન રુલી, અક્ષમાલા રે નામ કહિયેં ચોથું વલી. ॥ ૩ ॥ **ત્રૂટક** ॥ તરે નામ લીજેં કાજ સીઝેં લોક બૂઝે અતિ ઘણાં, દરસણ દીઠે દુઃખ નીઠે પાપ જાયે ભવ તણાં; હરિ હર પુરંદર સકલ મુનિવર હાથે રૂડી દીસે એ, નોકરવાલી હાથ લેતાં, દેવ દાનવ તૂસ એ. ॥ ૪ ॥ **ચાલ** ॥ એક શોહે રે મૂરતિ મોહનવેલડી, શોહામણી રે ચતુરપણે તે ગુણેં ચડી; દોય ચોપન રે મલી કરી અષ્ટોત્તરી, ધ્યાન ધરિયેં રે તરિયેં ભવ સાયર વલી. ॥ ૫ ॥ **ત્રુટક** ॥ સંસાર તરિયેં ધ્યાન ધરિયેં તરિયેં ભવસાયર

વલી, નોકરવાલી ધ્યાન ધરતાં મુક્તિ પામે કેવલી; સવિ આશ પૂરી કર્મ ચૂરી સહેજેં સોહે મન રુલી, કહે કવિઅણ સુણો લોકો આરાધો એક મન ભલી. ॥ ૬ ॥ **ઇતિ.**



## અથ તેર કાઠીયાની સઝાય પ્રારંભઃ

આલસ પહેલો જી કાઠિયો, ધર્મે ઢીલ કરાય રે; ॥ નિવારોજી કાઠિયા તેર દૂરેં કરો. ॥ એ આંકણી. ॥ ૧ ॥ બીજો તે મોહ પુત્ર કલત્રશું; રંગેં રહે લપટાય રે. ॥ નિવા૦ ॥૨॥ ત્રીજો તે અવિનય કાઠિયો; બોલે અવરનો વાદ રે. ॥ નિવા૦ ॥ ૩ ॥ ચોથો તે દંભજ કાઠિયો; ન લહે વિનય સવાદ રે. ॥ નિવા૦ ॥ ૪ ॥ ક્રોધ તે કાઠિયો પાંચમો; રીશેં રહે અમલાય રે. ॥ નિવા૦ ॥ ૫ ॥ છઠો પ્રમાદ તે કાઠિયો; વ્યસનેં વિગૂતો થાય રે. ॥ નિવા૦ ॥ ૬ ॥ કૃપણ કાઠિયો સાતમો; ન ગમે દાનની વાત રે. ॥ નિવા૦ ॥ ૭ ॥ આઠમો ભયથી નવી લહે; નરકાદિક અવદાત રે. ॥ નિવા૦ ॥ ૮ ॥ નવમો તે શોક નામેં કહ્યો; શોકેં છંડે ધર્મ રે. ॥ નિવા૦ ॥ ૯ ॥ દશમો અજ્ઞાને તે નવિ લહે; ધર્મ અધર્મનો મર્મ રે. ॥ નિવા૦ ॥ ૧૦ ॥ વિકથા નામેં અગ્યારમો; રમતેં રાખે તે ચિત્ત રે. ॥ નિવા૦ ॥ ૧૧ ॥ કપોલ તે કાઠિયો બારમો; કૌતુક જોવા ધરે પ્રીત રે. ॥ નિવા૦ ॥ ૧૨ ॥ વિષય તે કાઠિયો તેરમો; નારીવાદેં ધરે નેહ રે. ॥ નિવા૦ ॥ ૧૩ ॥ મહિમા શ્રી પર્વસૂરિનો; ભાવેં સાધુ ધન તેહ રે. ॥ નિવારોજી કાઠિયા૦ ॥ ૧૪ ॥ **ઇતિ.**

## અથ સઝાય પ્રારંભઃ

હોંશીડા ભાઈ પ્રાણિડા, હોંશ ન કીજે મહોટી; વાવી છે બરટી બાજરી, તો શાલી કેમ લહિયેં મોટી રે. ॥ હોં૦ ॥ પ્રાણી જેણેં દીધું તેણે લીધું, જે દેશે તે લેશે; જેણે નવિ દિધું તેણે નવિ લીધું, દીધા વીના કેમ લેશે રે. ॥ હોં૦ ॥ ૧ ॥ વાવ્યા વિના કર્ષણ કેમ લહિયેં, સેવ્યા વિના કેમ કહીયેં; પુણ્ય વિના મનોરથ મોટા, દીધા વિણ કેમ લહિયેં રે. ॥ હોં૦ ॥૨॥ શીસાની અંકોટી આપી, આપી તરુવાની ત્રોટી; તે સોનાર કને કેમ માગીશ, સોનાની કરી મોટી રે. ॥ હોં૦ ॥ ૩ ॥ શાલીભદ્ર ધનો કેવનો; મૂલદેવ ધનસાર; પુન્ય વિશેષેં પ્રત્યક્ષ પામ્યા, અલવેશર અવતાર રે. ॥ હોં૦ ॥ ૪ ॥ એવું જાણી રૂડું માની; કરજો ધર્મ સખાઈ; સાધુ હર્ષ કર જોડી વિનવે, દીધું લેશો ભાઈ રે. ॥ હોં૦ ॥ ૫ ॥



## અથ રસનાગીત પ્રારંભઃ

બાપડલી રે જીભડલી તું, કાં નવિ બોલે મીઠું; વિરુઆ વચન તણું ફલ વિરુઉં, તે શું તેં નવિ દીઠું રે. ॥ બાપડ૦ ॥ ૧ ॥ અન્ન પાન અણ ગમતું તુઝને, જો નવિ રુચે અનીઠું; અણ બોલાવી તું શામાટે, બોલે કુવચન ધીઠું રે. ॥ બા૦ ॥ ૨ ॥ અગ્નીયેં દહ્યું નવપલ્લવ થાયે, કુવચન દુર્ગતિ ઘાલે; અગ્નિથકી તે અધિકું કુવચન, તેતો ક્ષણ ક્ષણ શાલે રે. ॥ બા૦ ૩ ॥ ક્રોધ ભર્યું ને કૂડું બોલે, અભિમાની અણુશક્તિ; આપ તણા અવગુણ નવિ દેખે, તે કેમ

જાશે મુક્ત રે. ॥ બા૦ ॥ ૪ ॥ તે નર માન મોહોટાઈ ન પામે, જે નર હોય મુખરોગી; તેહનેં કોઈ નવિ બોલાવે, તેહ તો પ્રત્યક્ષ શોગી રે. ॥ બા૦ ॥ ૫ ॥ જન્મ જન્મની પ્રીતિ વિણાશે, કડવે વયણેં બોલે; મીઠાં બોલે તેણે વિણ ગરથેં, જગ લીજે સર્વ મોલેં રે. ॥ બા૦ ॥ ૬ ॥ આગમ વયણ તણે અનુસારેં, જેહ મુખ રૂડું ભાંખે; પ્રગટ થઈ પરમેશ્વર તેહની, લાજ જગતમાં રાખે રે. ॥ બા૦ ॥ ૭ ॥ સુવચન કુવચનનું ફલ જાણી, ગુણ અવગુણ મન આણી; વાત કરીજે અમિય સમાણી, લબ્ધિ કહે સુણ પ્રાણી રે. ॥ બાપડલી રે૦ ॥ ૮ ॥ **ઇતિ.**

## અથ સચિત્ત અચિત્તવિચાર સઝાય.

ચોપાઇ.

પ્રવચન અમરી સમરી સદા, ગુરુપયપંકજ પ્રણમી મુદા; વસ્તુ તણું કહું કાલ પ્રમાણ, સચિત્ત અચિત્ત વિધિ જિમ લિયો જાણ. ॥ ૧ ॥ બેહુ રૂતુ મલી ચોમાસા માન, ષટ્ રૂતુ મલિને વર્ષ પ્રમાણ; વર્ષા શીત ઉષ્ણ ત્રિહું કાલ, ત્રિહું ચૌમાસે વર્ષ રસાલ. ॥ ૨ ॥ શ્રાવણ ભાદ્રવો આશો માસ, કાર્ત્તિક વરસાલો વાસ; માગશીર પોષ માહાને ફાગ, એ ચારે શીઆલા લાગ. ॥ ૩ ॥ ચૈત્ર વૈશાખ ને જેઠ આષાઢ, ઉષ્ણકાલ એ ચારે ગાઢ; વર્ષા શરદ શિશિર હેમંત, વસંત ગ્રીષ્મ ષટ્રૂતુ એમ તંત. ॥ ૪ ॥ વર્ષા પનર દિવસ પકવાન, ત્રીશ દિવસ શીઆલે માન; વીશ દિવસ ઉનાલે રહે, પછી અભક્ષ્ય શ્રી જિનવર કહે. ॥ ૫ ॥ રાંધ્યું

વિદલ રહે ચિહું જામ, ઓદન આઠ પ્રહર અભિરામ; શોલ પ્રહર દહિં કાંજી છાસ, પછી રહે તો જીવનિવાસ. ॥ ૬ ॥ પાપડ લોઇયા વટક પ્રમાણ, ચાર પ્રહર પોલીનું માન; માત્ર પ્રમુખ નિવિગય પકવાન, ચલિતરસેં તસકાલનું માન. ॥ ૭ ॥ ધાન ધોયણ છ ઘડી પ્રમાણ, દોય ઘડી જલવાણી જાણ; ફલ ધોયણ એક પ્રહર પ્રમાણ, ત્રિફલાજલ બે ઘડીને માન. ॥ ૮ ॥ ત્રણ વાર ઉકાલે જેહ, શુદ્ધ ઉષ્ણજલ કહિયેં તેહ; પ્રહર તીન ચઉ પંચ પ્રમાણ, વર્ષા શીત ઉનાલે જાણ. ॥ ૯ ॥ શ્રાવણ ભાદ્રવડે દિન પંચ, મિશ્ર લોટ અણચાલિત સંચ; આશો કાત્તક ચિહું દિન જાણ, માગશીર પોષ દિન તીન પ્રમાણ ॥ ૧૦ ॥ માહ ફાગણે કહ્યા પણ જામ, ચૈત્ર વૈશાખ ચિહું પોર અભિરામ; જેઠ આષાઢ પ્રહર ત્રણ જોઈ, તદ ઉપરાંત સચિત્ત તે હોઇ. ॥ ૧૧ ॥ અલસી કોદ્રવા કાંગ ને જવાર, સાતે વરસેં અચિત્ત વિચાર; વિદલ સર્વે તિલ તૂયરી વાલ, પાંચે વરસેં અચિત્ત રસાલ. ॥ ૧૨ ॥ ગહું શાલિ ખડધાન કપાસ, જવ ત્રિહું વરસે અચિત્ત તે સ્વાસ; શીત તાપ વર્ષાદિક જોઇ, સચિત્ત યોનિ અચિત્ત તે હોઇ ॥ ૧૩ ॥ હરડે પીંપર મરિચ બદામ, ખારેક દ્રાખ એલા અભિરામ; શત જોયણ જલવટમાં વહે શાઠ જોયણ થલવટમાં કહે. ॥ ૧૪ ॥ ધૂમ અગ્નિ પરિચટ્ટણ કરી, અચિત્તયોનિ તસ થાયે ખરી; સચિત્ત વસ્તુ પ્રવહણની જેહ, થાયે અચિત્ત પ્રવચન કહે તેહ. ॥ ૧૫ ॥ ગેરૂ મણશિલ લૂણ હરિયાલ, આવે જલવટમાંહે રસાલ; તેહ

અચિત્ત હોયે પ્રવચન સાખ, પણ લેવાની નહીં તસ ભાખ. ॥ ૧૬ ॥ ધોલો સિંધવ કહ્યો અચિત્ત, શ્રાદ્ધવિધે અક્ષર પરતીત, ઇલાદીક ઓલાં જે થાય, તેહ અચિત્ત થાપના નવિ થાય. ॥ ૧૭ ॥ ખોરૂં ધૃત જે કાલાતીત, પલટાએ વરણાદિક રીત; કાચૂં દૂધ વિદલ સંયોગ, થાયે અભક્ષ્ય કહે મુનિ લોગ. ॥ ૧૮ ॥ બાર પ્રહર રહે જૂગલી રાબ, શોલ પ્રહર રાઈતું અજાબ; દહિં રાઈ વિદલેં દેવાય, ઉષ્ણ કરે તો શુદ્ધજ થાય. ॥ ૧૯ ॥ કડાવિગયેં પરિ શેક્યું ધાન, મુહૂર્ત્ત ચોવીશ ગોમૂત્રનું માન; ઢુંઢણિયાદિક વિદલની દાલ, શેક્યાં ધાન પરેં તસ કાલ. ॥ ૨૦ ॥ ચાર પ્રહર શીરો લાપશી, વિદલ પરેં તે પ્રવચન વશી; જીહાં જેહનો કાલ પૂરો થાય, તિહાં તે વસ્તુ અભક્ષ્ય કહેવાય. ॥ ૨૧ ॥ અથાણા પ્રમુખ સહુ જાણ, ચલિત રસેં તસ કાલનું માન; બીલવણાદિક કેરો કાલ, શાસ્ત્રમાંહે છે તેહ વિશાલ. ॥ ૨૨ ॥ તેહ ભણી ઇહાં નાણ્યો એહ, અલ્પબુદ્ધિને પડે સંદેહ; આર્દ્રધાન અંકૂરા નિકલે, તે સહુ વસ્તુ અભક્ષ્યમાં ભલે. ॥ ૨૩ ॥ એ બોલ્યો લવલેશ વિચાર, વિસ્તાર પ્રવચનસારોદ્ધાર; ધીરવિમલ પંડિત સુપસાય, કવિ નયવિમલ કીધી સઝાય. ॥ ૨૪ ॥ **ઇતિ.**



**અથ જીવદયાની સઝાય પ્રારંભઃ**

ચોપાઈ.

**આદિ જીનેશ્વસર પાય પ્રણમેવ, સરશ્વતી સ્વામિની મન ધરેવ; જીવદયા પાલો નર નાર, જેમ તરો નિર્ભે સંસાર.**

॥ ૧ ॥ પાણી ગલતાં જયણા કરો, ખારાં મીઠાં જૂદાં ધરો; જેહને મનેં દયા પરધાન, તે ઘર દીસે બહુ સંતાન. ॥ ૨ ॥ મારે જુનેં ફોડે લીખ, નર નારીનેં એહજ શીખ; તેહનેં ઘરે નહિ સંતાન, દુઃખ દેખે તે મેરૂ સમાન. ॥ ૩ ॥ પક્ષી ઉંદર માણસનાં બાલ, જે પાપી મારે ચિરકાલ; તેહને પરભવે એહજ દુઃખ, છોરૂ તણાં નવિ હોયે સુખ. ॥ ૪ ॥ માખણ મધુ બીલી અથાણુ, આદુ સૂરણુ વરજે જાણ; ગાજર મૂલા રતાલુ જેહ, શુદ્ધ શ્રાવક તે છંડે એહ. ॥ ૫ ॥ ફોગટ ફૂલે માયા કરે, કહો કેમ ? તે ભવસાગર તરે; જેહને દેવ ગુરૂશું દ્વેષ, રૂપ ન પામે તે લવલેશ. ॥ ૬ ॥ બહુ દાહાડાનું મેલી કરી, માખણ તાવે અગ્નિયેં ધરી; તે મરીને નરકેં જાય, માનવ હોય તો દાગજ્વર થાય. ॥ ૭ ॥ દૂધ તણે વલી લોભેં જેહ, પાડા ભૂખેં મારે તેહ; ફરતા ઢોરમાં ગયા વલી, ભૂખેં તરશેં મરે ટલવલી. ॥ ૮ ॥ આંખ્ય ફૂટી દીયે જે ગાલ, પરભવ આંધો થાયે બાલ; મરો કીટો દીયે જે ગાલ, પરભવ સુખ ન પામે બાલ. ॥ ૯ ॥ પાટ પાટલાનેં વસ્ત્ર દાનં, સવશેકું વલી રાંધ્યું ધાન; મુનિવરનેં દે મન ઉલ્લાસ, તસ ઘર લક્ષ્મી રહે થિરવાસ. ॥ ૧૦ ॥ દેતાં દાન વિમાસણ કરે, દેઇ દાન મન ચિંતા ધરે; સુખસંપત્તિ પામે અભિરામ-છેહડે ન હોય વસવા ઠામ. ॥ ૧૧ ॥ ધન થોડુંને દિયે દાન; મહિઅલ તેહને વાધે વાન; રૂષીને દેઈ કરે રંગરોલ, તસ ઘર લક્ષમી કરે કલ્લોલ. ॥ ૧૨ ॥ સુખસંપત્તિ જો આવી મલી, ડોસાને દેવા મતિ ટલિ; ધન ઉપર રાખે જે

નેહ, પરભવ સાપપણે થાય તેહ. ॥ ૧૩ ॥ અધિકા ઉછો બાંધે તોલ, દે વાચા નવિ પાલે બોલ; તેહની લોકમાં ન હોય લાજ, પરભવ તેહના ન સરે કાજ.॥ ૧૪॥ પોથી બાલે બોલે જેહ, પરભવ મૂરખ થાયે તેહ; ભણે ગુણે દે પોથીદાન, પરભવ નર તે વિદ્યાવાન. ॥ ૧૫ ॥ નાના મ્હોટા કુવલા હરી, ખાતેં ચૂંટે લીલા કરી; કીધાં કર્મ નવિ ઠેલાય, મરીને નર તે કોઢીયો થાય. ॥ ૧૬ ॥ પાંખ પંખીની કાઢે જેહ, પરભવ ઠુંઠો થાયે તેહ; પગ કાપે ને કરે ગલ ગલો; મ.ી નર તે થાયે પાંગલો. ॥ ૧૭ ॥ પાડોશીશું વઢે દિન રાત, પરભવેં તેતો ન પામે સંઘાત; માત પીતા સુત બઇઅર ધણી, પરભવ તેહને વઢાવઢ ઘણી. ॥ ૧૮ ॥ અણ દીઠું અણ સાંભલ્યું કહે જેહ, પરભવ બહેરો થાયે તેહ; પારકી નિંદા કરે નર નાર, જશ નવિ પામે તેહ લગાર. ॥ ૧૯ ॥ પરના અવગુણ ઢાંકે જેહ, નર નારી જસ પામે તેહ; નિંદા કરે ને દીયે જે ગાલ, પરભવ નર તે પામે આલ. ॥ ૨૦ ॥ રાત્રીભોજન કરે નર નાર, તે પામે ધૂઅડ અવતાર; રાતેં પંખી ન ખાયે ધાન, માણુસ હૈયે નદીસે શાન. ॥ ૨૧ ॥ સૂર્ય સરખો આથમે દેવ, માનવને ખાવાની ટેવ; ધર્મી લોકજ હોયે જેહ, રાત્રીભોજન ટાલે તેહ. ॥ ૨૨ ॥ ગૌતમ પ્રીછાને અનુસાર, એ સઝાય કરી શ્રીકાર; પંડિત હર્ષસાગર શિષ્ય સાર; શિવસાગર કહે ધર્મવિચાર. ॥ ૨૩ ॥ **ઇતિ.**

# અથ શ્રાવકના એકવીશ ગુણની સઝાય.

ચોપાઈ.

સદ્દગુરૂ કહે નિસુણો ભવિ લોક, ધર્મ વિના ભવ હોયે ફોક; ગુણ વિણ ધર્મ ક્રિઆ પણ તથા, આંક વિના મીંઢાં હોય યથા. ॥ ૧ ॥ ધર્મ રયણને તેહજ યોગ, જેહને અંગે ગુણ આભોગ; શ્રાવકના ગુણ તે એકવીશ, સૂત્રે ભાંખ્યા શ્રીજગદીશ. ॥ ૨ ॥ પહેલે ગુણે છલ છલિયો ન હોય, બીજે ઇંદ્રિયપટુતા જોય; ત્રીજે સૌમ્યસ્વભાવી જાણ, ચોથે લોકપ્રિય શુભવાણ. ॥૩॥ ચિત્તથી ક્લેશ તજે પાંચમે, છઠે અપજસથી વીરમે; પરને વંચક નહી સાતમેં, દાક્ષિણવંત હોએ આઠમે.॥૪॥ લજ્યાવંત નર નવમે કહ્યો, કરૂણાકારિ દશમેં લહ્યો; એકાદશમે હોએ મધ્યસ્થ, દ્વાદશમે ગુણરાગી પ્રશસ્ત.॥૫॥ ધર્મકથાવલ્લભ તેરમે, શુભપરિવાર સહિત ચઉદમે; ઊત્તર કાલેં નિજહિતકાર, કરે કાજ પન્નરમે વિચાર. ॥ ૬ ॥ ષોડશમે ગુણ દોષ વિશેષ, જાણે નિજ પર સમવડલેશ; સદાચાર જ્ઞાનાદિક વૃદ્ધ, સત્તરમે સેવે તે સિદ્ધ. ॥૭॥ અડદશમે ગુણવંત મહંત, તેહનો વિનય કરે ધરી ખંત, ન વીસારે કીધો ઉપગાર, શ્રાવક ગુણ ઓગણીશમો સાર. ॥ ૮ ॥ મનેશું સાધે પરનુઅથ્થ, વીશમા ગુણનો ધારો અથ્થ; ધર્મકાર્ય કરવે હોએ દક્ષ, એકવીશમો ગુણ એ પ્રત્યક્ષ. ॥ ૯ ॥ એ માહેલા ઓગણીશ વીરતિ, શ્રાવક ધર્મની નાંહિ પ્રતિપત્તિ; ચોથા ચઉદશમા ગુણ વિના, અંગીકર્યો પણ હારે જના. ॥ ૧૦ ॥ તે માટે

ગુણ અંગે ધરો, જિમ શ્રાવકપણું સૂધું વરો; પંડિત શાંતિવિજયનો શિષ્ય, માનવિજય કહે ધરી જગીશ. ॥૧૧॥ **ઈતિ.**

## અથ શ્રી શ્રાવક કરણીની સઝાય.

ચોપાઇ.

શ્રાવક તું ઉઠી પ્રભાત, ચારઘડી લે પાછલી રાત; મનમાં સમરે શ્રી નવકાર, જેમ પામે ભવસાયર પાર. ॥ ૧ ॥ કવણ દેવ કવણ ગુરૂ ધર્મ, કવણ અમારૂં છે કુલ કર્મ; કવણ અમારો છે વ્યવસાય, એવું ચિંતવજે મનમાંય. ॥ ૨ ॥ સામાયિક લેજે મન સુદ્ધ, ધર્મની હૈડે ધરજે બુદ્ધ; પડિકમણુ કર રયણી તણું, પાતિક આલોઇ આપણુ. ॥ ૩ ॥ કાયા શક્તે કરી પચ્ચખ્ખાણ, સુધીપાલી જિનવર આણ; ભણજે ગણજે સ્તવન સઝાય, જિણહુંતિ નિસ્તારો થાય ॥ ૪ ॥ ચિત્તારે નિત્ય ચૌદેનીમ, પાલે દયા જીવંતાં સીમ; દેહરે જાઇ જુહારી દેવ, દ્રવ્ય ભાવથી કરજે સેવ. ॥ ૫ ॥ પૂજા કરતાં લાભ અપાર, પ્રભુજી મોહોટા મુક્તિ દાતાર, જે ઉથાપે જિનવર દેવ, તેહને નવ દંડકની ટેવ. ॥ ૬ ॥ ઉપાસરે ગુરૂ વંદન જાય, સુણજે વખાણ સદા ચિત લાય; નિર્દુષણ સુજતો આહાર, સાધુને દેજે સુવિચાર. ॥ ૭ ॥ સામિ વત્સલ કરજે ઘણા, મોહોટા સગપણ સ્વામીતણા; દુઃખીયા હીણા દીણા દેખ, કરજે તાસ દયા સુવિશેક. ॥ ૮ ॥ ઘર અનુસારે દેજે દાન, મોહાટા શું મકરે અભીમાન; ગુરૂને મુખ લેજે આખડી, ધર્મ ન મુકીશ એક ઘડી. ॥ ૯ ॥ વારૂ શુદ્ધ કરજે વ્યાપાર, ઓછા અધિકાનો પરિહાર; મ ભરજે કેહની કૂડી

સાખ, કૂડા જનશુ કથન મભાખ ॥ ૧૦ ॥ અનંતકાય કહીયેં બત્રીશ, અભક્ષ્ય બાવીસે વિશ્વાવીશ; તે અભક્ષ્ય નવી કીજેં કિમેં, કાચા કૂંણાં ફલ મત જિમે. ॥ ૧૧ ॥ રાત્રી ભોજનનો બહુ દોષ, જાંણીને કરજે સંતોષ, સાજી સાબુ લોહ ને ગલી, મધુ ધાવડી નહિ વેંચીશ વલી. ॥૧૨॥ વલી ન કરાવીસ રંગણ પાસ, દુષણ ઘણાં કહ્યાંછે તાસ; પાંણી ગલજે બે બે વાર, અણગલ પીતાં દોષ અપાર. ॥૧૩॥ જીવાંણીની કરજે યત્ન, પાતિક છાંડી કરજે પુંન્ય; છાંણા ઈંધણ ચૂલો જોએ, વાવરજે જેમ પાપ ન હોએ. ॥ ૧૪ ॥ ઘૃતનીપરેં વાવરજે નીર, અણગલ નીર મ ધોજે ચીર; બારે વ્રત સૂધા પાલજે, અતિચાર સઘલાં ટાલજે. ॥ ૧૫ ॥ કહ્યાં પનરે કર્માદાન, પાપ તણી પરહરજે ખાંણ; શીસ મ લેજે અનરથ દંડ, મિથ્યા મેલેં મભરજે પિંડ. ॥ ૧૬ ॥ સમકિત સુધ હૈયડે રાખજે, બોલ વિચારીને ભાંખજે; ઉત્તમ ઠાંમેં ખરચીશ વિત્ત; પર ઉપગાર ધરી શુભ ચિત્ત. ॥ ૧૭ ॥ તેલ તક્ર ઘૃત દૂધ નેં દહીં, ઉઘાડા મત મેલીશ સહી; પાંચ તિથી મકરીશ આરંભ, પાલજે શીયલ તજી મન દંભ. ॥૧૮॥ દિવસ ચરમ કરજે ચોવીહાર, ચારે આહાર તણો પરિહાર, ચાર સરણાં કરી દ્રઢ સુજે, સાગારી અણસણ લેજે. ॥૧૯॥ કરે મનોરથ મને એહવા, તીરથ સેત્રૂંજા જેહવા; સમતશિખર આબૂ ગિરનાર, જે ભેટે તે ધન અવતાર. ॥ ૨૦ ॥ શ્રાવકની કરણી છે એહ, એહથી લહીયેં ભવનો છેહ; આઠે કર્મ પડે પાતલા, પાપ તણાં છૂટે આમલા. ॥ ૨૧ ॥ વારૂ લહીયેં અમર વિમાન,

અનુક્રમેં લહીયેં શિવપુર ઠામ; કહે જિન હર્ષ સીખામણ એહ, ઉત્તમ જીવ પાલો ધરી નેહ. ॥ ૨૨ ॥ **ઈતિ.**

---

## અથ અભક્ષ્ય સ્વાધ્યાય પ્રારંભઃ

( જિન શાસન રે સૂધી સદ્દહણા ધરો ) એ દેશી.

**ઢાલ.** ॥ મિથ્યામત રે, કુમતિ કદાગ્રહ પરિહરો; સહિ પાલો રે, તે નર સમકિત મન ખરો. ॥ **ત્રુટક.** ॥ મન ખરે સમકિત શુદ્ધ પાલો, ટાલો દોષ દયા પરો; ધુર પંચ અણુવ્રત તીન ગુણવ્રત, ચાર શિક્ષાવ્રત ધરો. ॥ એમ દેશવિરતી ક્રિયાનીરતિ, સુણો ભવિયણ મન રૂલી; દાખવીયેં ગુણ પરહકેરા, દોષ મતકાઢો વલી. ॥ ૧ ॥ **ઢાલ.** ॥ મત કાઢો રે લોભી નર કૂડો કરો, થઈ સાવદ્ય રે અભક્ષ્ય બાવીશ પરિહરો; વડ પીંપલ રે પીંપર ને કચુંબરો, ઉંબર ફલ રે રખે તુમે ભક્ષણ કરો. ॥ **ત્રુટક.** ॥ રખે તુમે ભક્ષણ કરો માખણ, મદ્ય મધુ આમિષ તણું; વિષ હેમ કરહા થંડ પરહા, દોષ મૂલ માટી ઘણો. ॥ પરહરિય સજ્જન રયણી ભોજન, પ્રથમ દુર્ગતિ બારણું; મત કરો વાલૂ અતિ અસૂરં, રવિઉદય વિણ પારણુ. ॥ ૨ ॥ **ઢાલ.** ॥ અથાણૂં રે અનંતકાય સવિ નિમિયેં, કાચાં ગોરસ રે માંહી ક્ઠોલ નવિ જિમિયેં; વલી વેંગણ રે તુચ્છ ફલ સવિ છંડિયેં, આપણ પરેં રે વ્રત લીધું નવિ ખંડીયેં. ॥ **ત્રુટક.** ॥ નવિ ખંડીયેં સવિ નેમ લેઇ, છે એ ફલ વ્રત ભંગનું, અજ્ઞાનફલ બહુ બીજ ભોજન, ચલિત રસ હોએ જેહનો. ॥ સંવર આણી હૃદય જાણી, તજોને બાવીશ

એ; ગુરૂવયણ વિગતેં વલી પ્રીછો, અનંતકાય બત્રીશ એ. ॥ ॥ ૩ ॥ **ઢાલ.** ॥ અનંતી રે કંદજાતિ જાણો સહુ, જસ ભક્ષણ રે પાતક બોલ્યાં છે બહુ; કચૂરો રે હલદર નીલી આદુ વલી, વજ્રસૂરણ રે કંદ બહુ કુંઅલી ફલી. ॥ **ત્રુટક.** ॥ વલી ફલી કુંઅલી બીજ પાખેં, ન ચાખે ચતુરનર આંબલી; રતાલૂ પિંડાલૂ થેગ થોહરી, શતાવરી લશણ કલી. ॥ ગાજર મૂલા ગલો ગિરણી, વીરહાલી ટંકા વથ્થૂલો; પલંક સૂરણ બોલ બીલી, મોથનીલી સાંભલો. ॥ ૪ ॥ **ઢાલ.** ॥ વંશ કરેલાં રે કૂંપલ કુલાં તરૂ તણાં; અંકૂરા રે લોઢા ને જલ પોયણાં; કુંયારી રે અમરવૃક્ષની છાલડી, જે કહી રે લોકેં અમૃત વેલડી. ॥ ॥ **ત્રુટક.** ॥ વેલડી કેરા તંતુ તાજાં, ખિલોડાને ખરસુઆ; ભોમિફોડા છત્રાકારેં, જાણો સવિ એ જૂજૂઆ. ॥ બત્રીશ બોલ એ પ્રસિદ્ધ બોલ્યા, શ્રીલક્ષ્મીરત્ન સુરીંદ કહે; પરિહરે જે નર દોષ જાણી, પ્રાણી તે શિવ સુખ લહે. ॥ ૫ ॥ **ઈતિ.**

## અથ શીયલ વિષે સ્ત્રિનેં સીખામણ.

**ઢાલ.** ॥ એક અનોપમ રે સીખામણ ખરી; સમજી લેજો રે સઘલી સુંદરી. ॥ **ત્રુટક.** ॥ સુંદરી સહેજેં હૃદય હેજેં, પર સેજેં નવિ બેસીયેં; ચિતથકી ચૂકી લાજ મૂકી, પર મંદિર નવિ પેસીયેં. ॥ બહુ ઘરેં હીંડે નારી નિરલજ, શાસ્ત્રે પણ તજવી કહી; જિમ પ્રેત દૃષ્ટે પડયું ભોજન, જિમવું તે જુગતુ નહી ॥ ૧ ॥ **ઢાલ.** ॥ પરશું પ્રેમેં રે હસી નવિ બોલીયેં; દાંત દેખાડી રે ગુઝ નવિ ખોલીયેં. ॥ **ત્રુટક.** ॥ ગુજ્જઘરનુ પરને આગલ, કહો તે કેમ પ્રકાશીયેં; વલી વાત જે વિપરીત ભાંખે,

તેહથી દૂરે નાશીયેં. ॥ અસુર સવારે અને અગોચર, એકલા નવિ જાઈયેં; સહસાતકારેં કામ કરતાં, સહેજે શીયલ ગમાવીયે. ॥૨॥ **ચાલ.** ॥ નટવટ નરશું રે ન્યન ન જોડીયેં; મારગ જાતાં રે આઘુ ઓડીયેં. ॥ **ત્રુટક.** ॥ આઘું તે ઓડી વાત કરતાં, ઘણું રૂડા શોભીયેં; સાસુ અનેં માના જણ્યા વિંન, પલક પાશ ન થોભિયેં. ॥ સુખ દુઃખ સરજ્યું પામીએ પણ, કુલાચાર ન મુકીયેં; પરવસ્ય વશતાં પ્રાંણ તજતાં, શીયલથી નવિ ચૂકીયેં. ॥ ૩ ॥ **ચાલ.** ॥ વ્યશની સાથેં રે વાત ન કીજીયેં; હાથો હાથે રે તાલી ન લીજીયેં. ॥ **ત્રુટક.** ॥ તાલી ન લીજે નજર ન કીજે, ચંચલ ચાલ ન ચાલીયે; એક વિષય બુદ્ધેં વસ્તુ કેહની, હાથેં પણ નવી ઝાલીયેં. ॥ કોટીક કંદર્પ રૂપ સુંદર, પૂરૂષ પેખી ન મોહીયેં; તણખલા તોલે ગણી તેહનેં, ફરી સામું ન જોઈયે. ॥ ૪ ॥ **ચાલ** ॥ પુરષ પીયારો રે વલી ન વખાણીયેં, વૃદ્ધ તે પીતા રે સરિખો જાણીયેં. ॥ **ત્રુટક.** ॥ જાણીયેં પિયુવિન પુરુષ સઘલા, સહોદર સમોવડે; પતિવ્રતાનો ધર્મ જોતાં, નાવે કોઈ સમોવડે. ॥ કૂરૂપ કુષ્ટી કૂબડોને દુષ્ટ દુર્બલ નિર્ગુણો; ભરતાર પામો ભામિની તે, ઇંદ્રથી અધિકો ગણો. ॥ ૫ ॥ **ચાલ** ॥ અમરકુમારેં રે તજી સુરસુંદરી; પવનજીયેં રે અંજના પરિહરી. ॥ **ત્રુટક.** ॥ પરિહરી સીતા રાંમેં વનમાં, નલેં દમયંતી વલી; મહાસતી માથે કષ્ટ પડિયાં, પણ શીયલથી તે નવ-ચલી. ॥ કસોટીની પરેં કૃશીય જોતાં, કંતશું વહડે નહીં; તન મન વચનેં શીયલ રાખે, સતીતે જાણો સહી. ॥ ૬ ॥ **ચાલ** ॥ રૂપ દેખાડીરે પુરષ ન પાડીયેં;

વ્યાકુલ થઇનેં રે મન ન બિગાડીયેં. ॥ **ત્રુટક.** ॥ મન ન બિગાડીયેં પુરષ પરનું, જોગ જોતાં નવિ મલે; કલંક માથે ચડે કુડા, સગા સઉ દૂરેંટલે. ॥ અણુસરજયો ઉચાટ થાએ, પ્રાંણ ત્યાં લાગી રહે; ઇહ લોક પામે આપદા, પરલોક પીડા બહુ સહે. ॥ ૭ ॥ **ચાલ.** ॥ રામને રૂપે રે સુર્પનખા મોહી; કાજ ન સીધુંરે અને ઇજત ખોહી. ॥ **ત્રુટક.** ॥ ઇજત ખોહી દેખ અભયા, સેઠ સુદર્શન નવિ ચલ્યો; ભરતાર આગલ પડી ભોંઠી, અપવાદ સઘલે ઉછલ્યો .॥ કાંમની બુદ્ધે કાંમનીયેં, વંક ચૂડ વાહો ઘણું; પણ શીયલથી ચૂકા નહી, દ્રષ્ટાંત એમ કહેતાં ભણું. ॥ ૮ ॥ **ચાલ** ॥ શીયલ પ્રભાવેં રે જુઓ સોલે સતી; ત્રિભુવન માંહે રે તે થઈછે છતી.॥ **ત્રુટક.** ॥ છતી થઇતે શીયલ રાખ્યો, કલ્પના કીધી નહી; તો નાંમ તેહનાં જગત જાણે, વિશ્વમા ઉગી રહી.॥ વિવિધ રત્નેં જડિત ભૂષણ, રૂપ સુંદરિ કિંનરી, એક શીયલવિણ શોભે નહી, તે સત્ય ગણજો સુંદરી. ॥ ૯ ॥ **ચાલ** ॥ શીયલ પ્રભાવેં રે સહૂ સેવા કરે; નવવાડે રે જે નિરમલ ધરે. ॥ **ત્રુટક.** ॥ ધરે નિરમલ શીયલ ઉજ્વલ, તાસ કિરતી ઝલહલે; મનકામના સવિ સિદ્ધિ પામેં, અષ્ટ ભય દૂરેં ટલે. ॥ ધન ધન તે જાંણો ધરા, જે શીયલ ચોખું આદરે; આનંદના તે ઓધ પામેં, ઉદય મહાજસ વિસ્તરે. ॥૧૦॥ **ઇતિ.**

## અથ શીયલ વિષે પુરૂષને સીખામણ.

**ચાલ** ॥ સુંણ સુણ કંતરે શીખ સોહામણી, પ્રીત ન કીજેં રે પરનારી તણી. ॥ **ત્રુટક.** ॥ પરિનારી સાથેં પ્રીતડી કહો કેમ પિયુડા કીજિએ, ઊંઘ વેચી આપણી ઉજાગરો

કેમ લીજિએ; કાછડી છૂટો કહે લંપટ લોક માંહે લાજીએ, કુલ વિશે ખાંપણ રખે લાગે સગામાં કિમ ગાજીએ.॥ ૧ ॥ **ચાલ ॥** પ્રીત કરંતાંરે પહેલું બીજીએ, રખે કોઇ જાંણે રે, મનમાં ધૂજીએ. ॥ **ત્રુટક. ॥** ધૂજીએ મનશું ઝૂરીએ પણ જોગ મિલવો છે નહી, રાત દિવસ જાએ તલફતાં આવટી મરવું સહી; નિજનારીથી સંતોષ નવઙ્યો પરનારીમાં કહો શું હશે, જો ભરે ભાણે તૃપ્તિ નવલી તો એઠ ચાટે શું થશે. ॥ ૨ ॥ ॥ **ચાલ ॥** મૃગ તૃષ્ણાથી રે તરષા નવિ ટલે; વેલુ પીલે રે તેલ ન નીકલે. ॥ **ત્રુટક. ॥** નવિ નીકલે પાણી વિલોવતાં લવલેશ માખણનો વલી, બૂડતાં બાવક ભર્યા કેણે તર્યા વાત ન સાંભલી; તેમ નારી રમતાં પરતણી સંતોષ નવલે એક ધડી, ચટપટીનેં ઉચાટ થાયે આંખનાવે નીંદ્રડી. ॥ ૨ ॥ **ચાલ. ॥** જેહવો ખોટો રે રંગ પતંગનો; તેહવો લટકો રે પર સ્ત્રિ સંગનો. ॥ **ત્રુટક. ॥** પરનારી સાથેં પ્રેમ પિયુડા રખે તું જાંણે ખરો, દીન ચાર રંગ સુરંગ રૂડો પછી નહી રહે નિર્ધરો; જેહ ઘણા સાથેં નેહ માંડે છાંડ તેહશું વાતડી, એમ જાંણી મ મ કર કંત મોરા પરનારી સાથેં પ્રીતડી. ॥ ॥ ૪ ॥ **ચાલ. ॥** જેહ પતી વાહલો રે વંચે પાપણી; પરશું પ્રેમે રે રાચે સાપણી. ॥ **ત્રુટક. ॥** સાપણી સરખી વેણ નિરખી રખે શીયલથકી ચલે, આંખને મટકે અંગ લટકે દેવ દાનવનેં છલે; મનમાંહે કાલી અતિ રસાલી વાંણી મીઠી સેલડી, સાંભલી ભોલા રખે ભૂલો જાંણજો વિષ વેલડી. ॥૫॥ **ચાલ. ॥** સંગ ન કીજે રે પર રામા તણો; શોક ન કીજે રે

મન મલવા તણો. ॥ ત્રુટક. ॥ શોક શાને કરે ફોગટ દેખવું પણ દોહિલું, ક્ષિણ મેડીયેં ક્ષિણ સેરીયેં ભમતાં ન લાગે સોહિલું; ઉશ્વાસને નીશ્વાસ આવે અંગ ભાંજે મન ભમે, વલી કાંમની દેખી દેહદાઝે અન્ન દીઠું નવી ગમે. ॥૬॥ ચાલ. ॥ જાયે કલામી રે મનશું કલમલે, ઉન્મદ થઈને રે અલલ પલલ લવે. ॥ ત્રુટક. ॥ લવે અલલ ફલલ જાણો મોહઘેલો મન રડે, મહા મદન વેદન કઠિણ જાંણી મરણ વારુ ત્રેવડે; એ દશે અવસ્થા કામ કેરી કંત કાયાને દહે, એમ ચિત્ત જાંણી તજે પ્રાંણી પારકી, તે સુખ લહે. ॥૭॥ ચાલ ॥ પરનારીનાંરે પ્રાભવ સાંભલો; કંતા કીજે રે ભાવ તે નિરમલો. ॥ ત્રુટક. ॥ નિરમલે ભાવેં નાહ સમજો પરવધૂ રસ પરિહરો, ચાંપીઓ કીચક ભીમસેનેં શિલા હેઠેં સાંભલો; રણ પડયાં રાવણ દશે મસ્તક રડવડયાં ગ્રંથે કહ્યા, તેમ મૂંજપતિ દુખ પુંજ પાંમ્યો અપયશ જગ માંહિ લહ્યો. ॥ ૮ ॥ ॥ ચાલ. ॥ શીયલ શલૂણા રે માણસ શોહીયેં; વિણ આભરણેં રે જગ મન મોહીયેં. ॥ ત્રુટક. ॥ મોહીયેં સુર નર કરે સેવા વિષ અમીય થઈ સંચરે, કેસરી સિંહ સીયાલ થાએ અનલ અતિ શીતલ કરે; સાપ થાએ ફૂલમાલા લચ્છિ ઘર પાંણી ભરે, પરનારી પરિહરી શીયલ મનધરિ મુક્તિ વધૂ હેલા વરે. ॥ ૯ ॥ ચાલ. ॥ તેમાટે રે હું સ્વાંમિ વીનવું; પાંય લાગી રે મધુર વચન ચવું ॥ ત્રુટક. ॥ વચન માહરૂં માની પિયુડા પરનારીથી રહો વેગલા, અપવાદ માથે ચડે મોટા નરકે થાશો દોહિલા; ધન ધન તે નરનારી જે જગ શીયલ પાલે કુલ

તિલો, તે પાંમશે યશ જગત માંહિં કુંમુદ ચંદ્ર સમ ઉજલો. ॥ ૧૦ ॥ **ઈતિ.**

**અથ નિંદા વારક સઝાય પ્રારંભઃ**

નિંદા મકરજો કોઇની પારકી રે, નિંદાના બોલ્યાં મહા પાપ રે; વયર વિરોધ વાધે ઘણો રે, નિંદા કરતો નધણે માય બાપ રે. ॥ નિંદા૦ ॥ ૧ ॥ દૂર બલંતી કાં દેખો તમે રે, પગમાં બલતી દેખો સહુકોય રે; પરના મલમાં ધોયાં લૂગડાં રે, કહો કેમ ઊજલા હોય રે. ॥ નિં૦ ॥ ૨ ॥ આપ સંભાલો સહુકો આપણો રે, નિંદાની મૂકો પડી ટેવ રે; થોડે ઘણે અવગુણે સહુ ભર્યા રે, કેહના નલીયાં ચુએ કેહના નેવ રે. ॥ નિં૦ ॥ ૩ ॥ નિંદા કરે તે થાયે નારકી રે, તપ જપ કીધું સહુ જાય રે; નિંદા કરો તો કરજો આપણી રે, જેમ છુટક બારો થાય રે. ॥ નિં૦ ॥ ૪ ॥ ગુણ ગ્રહજો સહુકો તણાં રે, જેહમાં દેખો એક વિચાર રે; કૃષ્ણ પરે સુખ પામશોરે, સમય સુંદર સુખકાર રે. ॥ નિંદા૦ ॥ ૫ ॥

**અથ પરસ્ત્ર ત્યાગવા વિષે સઝાય.**

સુણ ચતુર સુજાણ, પર નારીશું પ્રીત કબુ નવ કીજીયે. ॥ એ આંકણી. ॥ જેણે પરનારીશું પ્રીત કરી, તેને હૈયડે રૂંધણ થાય ઘણી, તેણે કુલ મરજાદા કાંઈ નગણી. ॥ સુ૦ ॥ ૧ ॥ તાહારી લાજ જાશે ન્યાત જાતમાં, તું તો હલુઓ પડીસ સહુ સાથમાં, એ ધુંઆડો ન આવે હાથમાં. ॥ સુ૦ ॥ ॥ ૨ ॥ હાંરે સાંજ પડે રવી આથમે, તાહારો જીવ ભમરાની પરેં ભમે, તુને ઘરનો ધંધો કાંઇ નગમે. ॥ સુ૦

॥ ૩ ॥ હાંરે તું જઈને મલીશ કૂતીને, તાહારૂં ધન લેશે સર્વ ધૂતીને, પછે રહીશ હૈયડું કૂટીને. ॥ સુ૦ ॥ ૪ ॥ તું તો બેઠો મૂછો મરડીને, તાહારૂં કાલજું ખાશે કરડીને, તાહારૂં માંસ લેશે ઉજરડીને. ॥ સુ૦ ॥ ૫ ॥ તુંને પ્રેમના પ્યાલાં પાઈને, તાહારા વસતર લેશે વાઈને, તુંને કરશે ખોખો ખાઇને. ॥ સુ૦ ॥ ૬ ॥ હાંરે તેં પર મંદીરમાં પેશીને, ત્યાં પારકી સેજેં બેશીને, તેં ભોગ કર્યાં ઘણું હંશીને. ॥ સુ૦ ॥ ॥ ૭ ॥ હાંરે જેમ ભુયંગ થકી દરતાં રહેવું, તેમ પરનારીને પરિહરવું, તો ભવસાયર ફેરો નવિ ફરવું. ॥ સુ૦ ॥ ૮ ॥ વાલા પરણીનારીથી પ્રીત સારી, એ માથું વઢાવે પરનારી, તમે નિશ્ચેં જાણો નિરધારી. ॥ સુ૦ ॥ ૯ ॥ એ સદગુરૂ કહે તે સાચું છે, તાહારી કાયાનુ સરવ કાચું છે, એક નામ પ્રભુનું સાચું છે. ॥ સુ૦ ॥ ૧૦ ॥ **ઈતિ.**

### અથ અફીણ ન ખાવા વિષે ઉપદેશ.

( કંત તમાકુ પરિહરો ) એ દેશી.

શ્રીજિન વાણી મન ધરી, સગુરૂ દીયે ઉપદેશ. ॥ મેરે લાલ. ॥ બાવીશ અભક્ષ્યમાં કહયું, અમલ અભક્ષ્ય- વિશેષ. ॥ મે૦ ॥ અમલ મખાજો સાજના. ॥ એ આંકણીં ॥ ૧ ॥ અમલ વિગોવે તન, ॥ મે૦ ॥ ઉંઘ બગાસા ઘેરણી, આવે આખોદિન. ॥ મે૦ ॥ અ૦ ॥ ૨ ॥ અમલી અમલને સારખો, આવે આનંદ થાય ॥ મે૦ ॥ ઉતરતાં આરતી ઘણી, ધીરજ જીવ ન ધરાય. ॥ મે૦ ॥ અ૦ ॥ ૩ ॥ આલસને ઉજાગરો, બેઠે ઢબકા ખાય ॥ મે૦ ॥ અકલ ન કાંઈ ઉપજે, ધર્મકથા

ન સુણાય. ॥ મે૦ ॥ અ૦ ॥ ૪ ॥ કાલા અહિથી ઉપનું, નામે જે અહિફીણ ॥ મે૦ ॥ સંગ કરે કોણ એહનું, પંડિત લોક પ્રવીણ. ॥ મે૦ ॥ અ૦ ॥ ૫ ॥ પહેલું મુખ કડવું હુએ, વલી ઘાંટો ઘેહેરાય ॥ મે૦ ॥ ઉદર વ્યથાદિક આફરો, ઈણથી અવગુણ થાય. ॥ મે૦ ॥ અ૦ ॥ ૬ ॥ નાક બંધાયે બોલતાં, આધું વચન બોલાય ॥ મે૦ ॥ અમીય સુકાયે જીભનું, એહને ખાય બલાય. ॥ મે૦ ॥ અ૦ ॥ ૭ ॥ દાઢીને મૂંછાં દિસિ, ઉગે નહી અંકૂર ॥ મે૦ ॥ કાયાકાલી મિસી હુએ, ગાબડી ગાલે નૂર. ॥ મે૦ ॥ અ૦ ॥ ૮ ॥ પલક અવેરૂં જો લીએ, તો આતમ અકુલાય ॥ મે૦ ॥ નાક ચૂએ નયણા જરે, કામ કરી નશકાય ॥ મે૦ ॥ અ૦ ॥ ॥ ૯ અધવિચ મારગમાં પડે, જીવન મૃત્ય સમાન. ॥ મે૦॥ હાથ પગાની નસ ગલે, અમલિ આવી શાન. ॥ મે૦ ॥અ૦॥ ॥ ૧૦ ॥ આગરાઇ આછો કહ્યો, માલવી માંહી ભેલ ॥મે૦॥ આપ ઈશું સખરૂં નહી, મિસરીશું મન મેલ. ॥ મે૦ ॥ ॥ અ૦ ॥ ૧૧ ॥ નવટાંક જે નર જીરવે, તસુ અહિવિષ ન જણાય ॥ મે૦ ॥ અમલ ઘણું ખાધા થકી, કંદર્પ બલ મિટ જાય. ॥ મે૦ ॥ અ૦ ॥ ૧૨ ॥ અમલીને ઉન્હું રૂચે, ટાઢુ નાવે દાય ॥ મે૦ ॥ ખોબી રોટી ખાંડ ઘી, ઉપર દૂધ સુ હાય. ॥ મે૦ ॥ અ૦ ॥ ૧૩ ॥ કુલવંતી જે કામની, જાણે યુક્તિ સુજાણ ॥ મે૦ ॥ વસ્તુ વેંચી રૂણ કરી, અમલીને દીયે આણ. ॥ મે૦ ॥ અ૦ ॥ ૧૪ ॥ પ્રીતમ આશા પૂરતી, નકરે રીશ લગાર. ॥ મે૦ ॥ કથન ન લોપે કંતનુ,તે વિરલી

સંસાર. ॥ મે૦ ॥ અ૦ ॥ ૧૫ ॥ દૂર્ભાગણી નારીજીકા, બોલે કર્કશ વાણ ॥ મે૦ ॥ રેરે અધમ અફીણીયાં, આલસવંત અજાણ. ॥ મે૦ ॥ અ૦ ॥ ૧૬ ॥ પરણી જાઈ પારકી, શું કીધું તેં ધીઠ ॥ મે૦ ॥ પોતાનુ પણ પેટ એ, નિઠુર ભરાય ન નિઠ. ॥ મે૦ ॥ અ૦ ॥ ૧૭ ॥ કાન કોટ ભૂષણ સહુ, વેંચી ખાધું તેહ. ॥ મે૦ ॥ નિર્લજ તુજ ઘરવાસમાં, કહે સુખ પામ્યું જેહ. ॥ મે૦ ॥ અ૦ ॥ ૧૮ ॥ અમલ સમો અસગો નહી, માનો એ મુજ સીખ. ॥ મે૦ ॥ બાલે સુંદર દેહડી, અંતે મગાવે ભીખ. ॥ મે૦ ॥ અ૦ ॥ ૧૯ ॥ દાલિદ્રીને દોહેલું, સૂર ઉગ્યાનુ શાલ ॥ મે૦ ॥ શ્રીમંતને પણ નહી ભલું, જોતાં એ જંજાલ. ॥ મે૦ ॥ અ૦ ॥ ૨૦ ॥ સાસુવહુ વઢતાં છતાં, રીશેં અમલ ભખંત ॥ મે૦ ॥ બાલક ખાય અજાણતાં, જો ઘર અમલ હુવંત. ॥ મે૦ ॥ ૨૧ ॥ પ્રાણી વધ જેહશું હુવે, તે તો તજીયેં દૂર ॥ મે૦ ॥ કર્માદાન દશમું કહ્યું, વિષવ્યાપાર પડૂર. ॥ મે૦ ॥ અ૦ ॥ ૨૨ ॥ ચતુર વિચાર એ ચિત્ત ધરી, કીજેં અમલ પરિહાર ॥મે૦॥ ક્ષેમવિજય પંડિત તણું, કહે માણિક મનોહાર. ॥ મે૦ ॥ ॥ અમલમ ખાજો સાજના. ॥ ૨૩ ॥ **ઈતિ.**



## અથ શ્રી ચોવીશ તિર્થંકરના ચૈત્ય વંદન તથા સ્તવન.

### શ્રી રૂષભજિન ચૈત્યવંદન.

પ્રથમ પ્રભુ વિનિતા ધણિ, નાભી નંદ નરેશ;
મારૂદેવિ માત કુખે, જનમ્યા રૂષભ જિનેશ. ॥ ૧ ॥

લંછન વૃષભ સોહામણું, કાયા કંચન વાન;
ધનુષ પાંચશેં શોભતિ, પ્રણમું ધરિ શુભ ધ્યાન. ॥૨॥
લક્ષ ચોરાશિ પૂર્વનું, ભોગવિ આયુ વિશાલ;
અષ્ટાપદ ગિરિ ઊપરેં, અષ્ટ કરમ મદ ટાલ. ॥ ૩ ॥
કહે શ્યામજી સિદ્ધ થયા, નમો નમો જિનરાજ;
પ્રભુ પદ પંકજ સેવતાં, સિજે વંચ્છિત કાજ. ॥ ૪ ॥

## શ્રી રૂષભજિન સ્તવન.

(અજિત જિણંદશું પ્રીતડી.) એદેશી.

રૂષભ જિનેશ્વર સાંભલો, સેવકની હો અરદાશ માહારાજ કે; તરણ તારણ જગદીશ્વરૂ, મુજ તારો હો પ્રભુ ગરીબ નિવાજ કે. ॥ રૂષભ૦ ॥૧॥ એ આંકણી. ॥ બહુમત ગત કરી પેખતાં, શિવ બ્રહ્મા હો પ્રભુ તુંમહી મહેશ કે; ભ્રમ ભૂલ્યો ભવ ભવ ભમ્યો, નવિ જાણ્યુંહો તુંમ પદ લવ લેશકે. ॥ રૂષભ૦ ॥ ૨ ॥ આદિ અનાદિ પુરૂષ તમેં, મન માની હો હવે તુંમતણી સેવકે; કહે ટોકરસિં સુકૃત ફલ્યા, મુજ મલિયા હો દેવાધી દેવકે. ॥ રૂષભ૦ ॥ ૩ ॥ **ઈતિ.**

## શ્રી અજિત જિન ચૈત્ય વંદન.

બીજા અજિત જિણંદજી, નગર અયોધ્યા નાથ;
જિતશત્રૂ નંદન નમો, વિજ્યારાણી માત. ॥ ૧ ॥
ગજ લંછન ગિરૂઓ ઘણું, કંચન વરણી કાય;
ધનુષ સાડા ચારસે, સુરનર પ્રણમે પાય. ॥ ૨ ॥

બહુતેર લક્ષ પુરવ પ્રભુ, ભોગવિ આયુ સિધાય;
કહે શ્યામજી શિવપુરે, સમત સિખર ગિરિરાય. ॥૩॥

## શ્રી અજિત જિન સ્તવન.

(ઋષભ જિનેશ્વર પ્રીતમ માહરા રે) એ દેશી.

અજિત અજિત જિન અરજી સાંભલો જી, કરજોડી કહું નાથ; કાલ અનાદિ હું ભવ ભવમાં ભમ્યો જી, રમ્યો રમણીની સાથ. ॥ અજિત૦ ॥ ૧ ॥ એ આંકણી. ॥ નીજ અનુભવ હિત કારણ નવિ લ્યું જી, મોહ માયા વશ સાર; પૂરવ પૂન્ય ઉદયેં પ્રભુ પામેયો જી, તુંમ દરિશણ સુખકાર. ॥ અજિત૦ ॥ ૨ ॥ અંતરજામી અંતર ટાલીયેં જી, મુજ આવરણ અપાર; કહે ટોકરસિં હવે જિન તારીયેં જી, તારક બિરૂદ વિચાર. ॥ અજિત૦ ॥ ૩ ॥ **ઇતિ.**

## શ્રી સંભવજિન ચૈત્ય વંદન.

ત્રીજા સંભવ સુખકરૂ, સાવત્થી પુર નાથ;
જીતારી ઘર જનમિયા, સેના રાણી માત. ॥ ૧ ॥
અશ્વ લંછન અતિ ઓપતું, સોવનવાન સરીર;
ધનુષ ચારસેં પ્રભુ તણું, પામ્યા ભવજળ તીર. ॥ ૨ ॥
સાઠ લક્ષ પૂરવ ભલું, આયુ નમો જિનરાય;
કહે શ્યામજી ભાવથી, સમતસિખર શિવ પાય. ॥૩॥

## શ્રી સંભવજિન સ્તવન.

( શ્રી દર્શન પદ પૂજો પ્રાણી. ) એ દેશી.

શ્રી સંભવ જિનરાજ સમરતાં, સુખસંપત વિસ્તાર રે; પ્રભુ નામે નવનિધિ રિદ્ધિ રાજે, ભાજે ભવ દુઃખ ભાર રે. ॥

॥ શ્રી સંભવ૦ ॥ ૧ ॥ એ આંકણી. ॥ ધર મન ભાવ દાવ નહિં આવે, જાવે મનુષ અવતાર રે; ચેત ચેત ચિત્ત દોહેલું પામ્યો, દશ દ્રષ્ટાંત વિચાર રે. ॥ શ્રી સંભવ૦ ॥ ૨ ॥ કહે ટોકરસિંહ હરખીને હૈયે, જિન સમરણ મન ધાર રે; એ જિન ભજતાં ભવી બહુ પામ્યા, ભવ જળ નિધિનું પાર રે. ॥ શ્રી સંભવ જિનરાજ૦ ॥ ૩ ॥ ઇતિ.

## શ્રી અભિનંદનજિન ચૈત્યવંદન.

ચોથા અભિનંદન પ્રભુ, સંવર નૃપ કુલ ચંદ;
વિનિતા નગરી જનમિયા, માત સિદ્ધારથ નંદ. ॥ ૧ ॥
કપિ લંછન કરૂણાં નિધિ, કંચન વરણી કાય;
સાડા ત્રણસેં ધનુષનિ, પ્રભુ સેવા સુખદાય. ॥ ૨ ॥
લક્ષ પચાસ પૂરવ તણું, ભોગવિ આયુ મહંત;
કહે શ્યામજી શિવવર્યા, સમત શિખર ભગવંત. ॥ ૩ ॥

## શ્રી અભિનંદનજિન સ્તવન.

(પાસ સંખેશ્વરા સાર કર સેવકા) એ દેશી.

તાર તુંતાર જિન સરણ તારો ગ્રહ્યો, ભવ અનંતા ભમી દર્શ પાયો; જાણીઉં બિરૂદ તારક પ્રભુ તાહરૂં, તુંહી શિવ-સુખકર જગ કહાયો. ॥ તાર૦ ॥ ૧ ॥ એ આંકણી. ॥ નાથ નીરંજનં ભવ ભય ભજનં, માની મન ભેટવા ભાવ ધારૂં; કર કૃપા મુજ પરે દાસ જાણી ખરે, તો સરે કાજ જિનરાજ મારૂં. ॥ તાર૦ ॥ ૨ ॥ કહેત ટોકરસિં અભિનંદન નાથજી, દેખી તુજ રૂપ ઉર આસ લાયો, તે કરો પૂર્ણ

પ્રભુ પ્રગટ પરમાતમા, આતમા આજ આનંદ પાયો. ॥ તાર તું તાર જિન૦ ॥ ૩ ॥ **ઇતિ.**

## શ્રી સુમતિ જિન ચૈત્યવંદન.

સુમતિ જિનેશ્વર પંચમા, પ્રણમું ધરિ આનંદ;
સુમંગલા દેવી તણા, નંદન શિવ સુખ કંદ. ॥ ૧ ॥
કૌશલ્યા પુર રાજિયો, મેગરથ્થ કુલ ચંદ;
કૌચ લંછન જિનવર તણુ, સેવે સુરિનર વૃંદ. ॥ ૨ ॥
સોવન વરણે સોભતી, ત્રણસેં ધનુષનિ કાય;
લક્ષ-પુરવ ચાલીશનો, આયુ અચલ પદ પાય. ॥ ૩ ॥
સમતં સિખ્ખર ગિરિ ઊપરે, પરમાતમ જગદીશ;
કહે શ્યામજી પ્રભુ તણી, સેવ કરૂં નિશ દીશ. ॥ ૪ ॥

## શ્રી સુમતિ જિન સ્તવન.

(પંથડો નિહાલું રે બીજા જિન તણું રે) એ દેશી.

સુમતિ સુધારશ સમ ગુણ તુંમ તણા જી, લેવા મુજ મન ટેવ; પણ પ્રભુ મોહની કર્મને વશ પડયો જી, નવિ પામ્યો તુંમ સેવ. ॥ સુમતિ૦ ॥ ૧ ॥ એ આંકણી. ॥ જ્ઞાનવિચારેં હો સુમતિ પામતાં જી, જ્ઞાના વર્ણ હટાય; અંતરાય આડા પ્રભુ અતિ ઘણા જી, સુજે ન કાંઈ ઉપાય. ॥ સુમ૦ ॥ ૨ ॥ કુમતી કુટીલ હો મુજ મન ભોલવે જી; નાખી ભ્રમ ભરી ઝાલ; કહે ટોકરસિં સુમતિ કૃપા કરી જી, સમતારશ સુખ આલ. ॥ સુમતિ૦ ॥ ૩ ॥ **ઇતિ.**

## શ્રી પદ્મજિન ચૈત્યવંદન.

છઠા પદ્મ પ્રભુ નમો, રક્ત પલ્લવ સમ દેહ;
રાય શ્રીધર સુસિમા તણા, નંદન ગુણમણિ ગેહ.॥૧॥
લંછન પદ્મ બિરાજતો, ધનુષ અડીસેં કાય;
કૌસંબી નગરી ધણી, સમતસિખર શિવ પાય.॥૨॥
લક્ષ પુરવ પ્રભુ ત્રીશનું, ભોગવિ આયુ જગીશ;
કહે શ્યામજી તારસો, બિરૂદ તમારૂં ઈશ. ॥ ૩ ॥

## શ્રી પદ્મ જિન સ્તવન.

( કુંવર ગંભારો નજરેં દેખતાં જી ) એ દેશી.

પદ્મ જિનેશ્વર પેખતાં જી, નાશે કર્મ નિઠૂર રે; સાંત રસેં સાતા થતાં જી, પ્રગટે પ્રેમ અંકુર રે. ॥ પદ્મ૦ ॥ ૧ ॥ એ આંકણી. ॥ નિજ આતમ નિરમલ પણે જી, પરમાતમ પદ પાય રે; સુદ્ધ સ્વરૂપ વિચારતાં જી, આનંદ અંગ ન માય રે. ॥ પદ્મ૦ ॥ ૨ ॥ સમ્યક દ્રષ્ટે સોહામણા જી, જોતાં જિન વિતરાગ રે; કહે ટોકરસિં નિશ્ચયેં જી, જન્મ મરણ જાયે ભાગ રે. ॥ પદ્મ૦ ॥ ૩ ॥ **ઈતિ.**

## શ્રી સુપાસજિન ચૈત્યવંદન.

સપ્તમ દેવ સુપાસજી, જન્મ વણારસિ ગામ;
રાય પ્રતિષ્ટ પિતા પ્રભુ, પૃથ્વી માતા નામ. ॥ ૧ ॥
શ્વસ્તિક લંછન શોભતું, સોવન વરણી કાય;
ધનુષ બસેં જિનવર તણી, લક્ષ પુરવવિશ આય. ॥૨॥
ભોગવિ પરમાતમ હુવા, સમત સિખર નિરવાણ.
કહે શ્યામજી સેવતાં, શુભ ગતિ હોય નિધાન. ॥ ૩ ॥

## શ્રી સુપાસજિન સ્તવન.

(પંચ પરમેષ્ટિ નવકાર જપ જીવડા) એ દેશી.

પૂર મન આસ જિન પાસ બોલાવીને, કરગરી કહું પ્રભુ દાસ તારી; દૈવ મુજ કેલવી, સાથ તુજ મેલવ્યું, નવ તજૂં હો હવે સેવ તારી. ॥ પૂર૦ ॥ ૧ ॥ એ આંકણી. ॥ નામ તારક ધર્યું શું નહીં તારશો, વારશો તોયે નહિં જઈશ વારી; શિવવધૂ સાથ મુજ મેળવી હાથ ને, રાખશો સમ કરી સૈ તમારી. ॥ પૂર૦ ॥ ૨ ॥ આતમા એમ પરમાતમા મેલવા, પાસસુપાસ જાવા જો સૂરી; કહેત ટોકરસિં તો કર્મ ચકચૂર કર, ધાર સમ ભાવ જાશે જરૂરી. ॥ પૂર૦ ॥ ૩ ॥ **ઇતિ.**

## શ્રી ચંદ્ર જિન ચૈત્યવંદન.

ચંદ્રપ્રભુ ચંદ્રાપુરી, મહાસેન નૃપ નંદ;<br>
માત લક્ષ્મણ સુત તણું, ચંદ્ર લંછન સુખકંદ. ॥૧॥<br>
શ્વેત વર્ણ શુભ શોભતી, ધનુષ દોડસેં કાય;<br>
લક્ષ પુરવ દશ આઉખો, સમત સિખર શિવપાય.॥૨॥<br>
કહે શ્યામજી કરગરી, અષ્ટમ જિન અરદાસ;<br>
દીનદયાલ દયાકરી, દીજો મુક્તિ અવાસ. ॥ ૩ ॥

## શ્રી ચંદ્ર જિન સ્તવન.

ચંદ્રા પ્રભુજીસેં લાલસેં મોરી લાગી લગનવા. ॥ ચંદ્રા૦ ॥ એ આંકણી. ॥ લાગી લગનવા છોડી ન છૂટે; જબ લગ ગટમેં શ્વાસ રે. ॥ મોરી૦ ॥ ૧ ॥ દાન શીયલ તપ ભાવના ભાવો; જૈન ધર્મ પ્રતિપાલ રે. ॥ મોરી૦ ॥ ૨ ॥ હાથ જોડ-કર અરજ કરત હયે; વંદત સેઠ ખુશાલ રે. ॥ મોરી૦ ॥૩॥

## શ્રી સુવધિજીન ચૈત્યવંદન.

સુવિધ સુવધિ સેવીયેં, કાંકદી પૂર નાથ;
સુગ્રિવ નૃપ નંદન પ્રભુ, રામા રાણી માત. ॥ ૧ ॥
લંછન મગર મનોહર, લાખ પુરવ બે આય;
સ્વેત વર્ણ સો ધનુષનું, સરિર સુ કોમલ પાય. ॥ ૨ ॥
સમત સિખર શિવ પદ લહ્યું, નવમ જિનેશ્વર રાય;
નમતાં નીશ્ચેં નવનિધિ, કહે શ્યામજી થાય. ॥ ૩ ॥

## શ્રી સુવધિજિન સ્તવન.

લાગો લાગો રે પ્રભુશું નેહ; વસીયો હઈડામાં; મ્હારો સાહેબ અતિહિ સનેહ. ॥ વસી૦ ॥ એ આંકણી. ॥ દર્શન પ્રભુજીનું દેખતાં રે, જોતાં મુખની જ્યોત રે; દુરિત પડલ દૂરેં કર્યાં રે, પ્રગટ્યો જ્ઞાન ઉદ્યોત. ॥ વ૦ ॥ ૧ ॥ સૂરત મનડામાં વશી રે, કાગલ જેમ ચિત્રામ રે; રાત દિવસ સુતાં જાગતાં રે હું તો, નિત સમરૂં પ્રભુ નામ. ॥ વ૦ ॥ ૨ ॥ જેહના મનમાં જે વશ્યા રે, તેહને તેહશું નેહ રે; મધુકરને મન માલતી રે જેમ, મોર તણે મન મેહ. ॥ વ૦ ॥ ૩ ॥ દેવ અવર દેખી ઘણા રે, ક્યાં ન માને મન્ન રે; પ્રભુગુણ સાંકલેં સાંકલ્યો રે એતો, આલોચે નહી અન્ય. ॥ વ૦ ॥ ૪ ॥ સાહેબ સુવધિ જિણંદની રે, હું ચાહું ભવો ભવ સેવ રે; હંસ રતન કહે માહરે રે કાંઇ, લાગી એહિજ ટેવ. ॥ વ૦ ॥ ૫ ॥

## શ્રી શીતળજિન ચૈત્યવંદન.

શ્રી શીતળ દશમાં પ્રભુ, ભદ્દિલ પુર અવતાર;
દ્રઢરથ રાજા સુત સુગુણ, નંદામાત મલાર. ॥ ૧ ॥

શ્રી વછ લંછન જિન તણું, લક્ષ પુરવનું આય;
સોવન વરણે સોભતી, નેવુ ધનુષની કાય. ॥ ૨ ॥
સમતસિખરગિરિ શિવવર્યા, મુજને પણ પ્રભુ આસ;
પૂર્ણ કરો પરમાતમાં, કહે શ્યામજી દાસ. ॥ ૩ ॥

## શ્રી શીતળજિન સ્તવન.

શીતળ જિનવર સાંભલો રે, ગુણ નિધિ ગરીબ નિવાજ; દેખી દરિશણ તાહેરો રે, સફલ થયો દિન આજ. ॥શીતલ૦॥ ॥ ૧ ॥ સુરત તાહારી સોહામણી રે, લાલ અમૂલક નંગ, જાણીયેં કલ્પદ્રુમ સારખી રે, કીધી પ્રીત અભંગ. ॥શી૦ ॥ ॥ ૨ ॥ હેજાલે નયણે કરી રે, મલજો મુજને સ્વામ, અંતર જામી છો માહેરા રે, ભવ દુઃખ ભંજણ ઠામ. ॥શી૦॥ ॥ ૩ ॥ સાચો સાજન તું મલ્યો રે, પ્રીત કીધી પરમાણ; હૈયડે ભીતર તું વસ્યો રે; ભાવે જાણ મ જાણ. ॥ શી૦ ॥ ॥ ૪ ॥ ધરણી તલમાં જોવતાં રે, અવર મલ્યાં મુજ લાખ; પણ તે હું નહીં આદરૂં રે, શ્રી પરમેશ્વર સાખ. ॥ શી૦ ॥ ॥ ૫ ॥ સીતાને મન રામજી રે, રાધાને મન કાન; ભમરો માલતી ફૂલડે રે, તેમ પ્રભુશું મુજ તાન. ॥ શી૦ ॥ ૬ ॥ રોયણીને મન ચંદલો રે, જેમ મોરા મન મેહ; ઈંદ્રાંણીને મન ઇંદલો રે, તેમ પ્રભુશું મુજ નેહ. ॥ શી૦ ॥ ૭ ॥ અમને તમારો છે આસરો રે, નહીં કોઇ બીજાશું વાદ; સાચો સેવક જાણસો રે, તો સવિ પૂરસો લાડ. ॥ શી૦ ॥ ૮ ॥ અચલ ગચ્છને દેહરે રે, મુંદરા નગર મઝાર; મહીમાવંત મયા કરો રે, ભવ દુઃખ ભંજણ હાર. ॥ શી૦ ॥૯॥ સાનિધ

કારી છો સાહેબા રે, પ્રણમે પાતિક જાય; સેહેજસુંદર ગુરૂ શાય- નો રે, નિત્યલાભ પ્રભુ ગુણ ગાય. ॥ શી૦ ॥૧૦॥ **ઈતિ.**

## શ્રી શ્રેયાંસજિન ચૈત્યવંદન.

શ્રેયાંસજિન અગિયારમાં, નૃપ વિશનુ જશ તાત;
ખડગી લંછન સિંહપુર, જનમ્યા વીશનુ માત.॥૧॥
એંસી ધનુષની દેહડી, કંચન વર્ણ સુહાય;
લાખ ચોરાશી વર્ષનું, આયુ પરમપદ પાય. ॥ ૨ ॥
સમત સિખર ગિરિવર પ્રભુ, શિવસુખ દાતા દેવ;
કહે શ્યામજી આપજો, ભવભવ મુજને સેવ. ॥ ૩ ॥

## શ્રી શ્રેયાંસજિન સ્તવન.

(આજ આનંદ અપાર) એ દેશી.

મહેર કરો મહારાય, હમપર મહેર કરો માહારાય. ॥ એ આંકણી. ॥ તુમબિન સુખદુખ અંતર ગતકી, કીશ આગેં કહી જાય. ॥ હમ૦ ॥ ૧ ॥ અપને સેવકકો સબ ચાહે, તુંમ ક્યું રહે હો ભુલાય. ॥ હમ૦ ॥ ૨ ॥ જો કુછ ચુક પડી હોય હમમેં, તો દીજે બકસાય. ॥ હમ૦ ॥ ૩ ॥ તુંમ હો સબલ નિબલ હમ સ્વાંમી, જોર કછુ નવ થાય. ॥ હમ૦ ॥ ॥ ૪ ॥ સોઈ બાત કરો તુંમ સાહેબ, જો કછુ આવે દાય. ॥ હમ૦ ॥ ૫ ॥ એસો કૌન સંદેશો શિવપુર, જો આવે પોહોચાય. ॥ હમ૦ ॥ ૬ ॥ ગુનબિલાસ શ્રેયાંસ કૃપા કરી, લીજેં પાસ બુલાય. ॥ હમ૦ ॥ ૭ ॥ **ઈતિ.**

## શ્રીવાસુ પૂજ્યજિન ચૈત્યવંદન.

વાસુપૂજ્ય જિન બારમા, ચંપા પુર પતિ નાથ;
વાસુપુજ્ય સુત સુંદરૂ, જયો જયા જિન માત. ॥ ૧ ॥
લંછન મહેશ મનોહરૂ, લાલવરણ સુભ દેહ;
ધનુષ સિતેર સોહામણિ, પ્રણમુ પ્રભુ ગુણ ગેહ. ॥૨॥
લાખ બહુંતેર આઉખો, વરષ વરયા શિવનાર;
ચંપા પુર પરમેશ્વરૂ, કહે શ્યામજી સાર. ॥ ૩ ॥

## શ્રી વાસુપૂજ્ય જિન સ્તવન.

( સાહેબા મોતીડો હમારો, ) એ દેશી.

સ્વામી તુમે કાંઈ કામણ કીધું, ચિતડું અમારૂં ચોરી ને લીધું; અમે પણ તુમસૂં કામણ કરશું, ભક્તિ ગ્રહી મન ઘરમાં ધરશૂં; ॥ સાહેબા વાસપૂજ્ય જિણંદા ॥ મોહના વાસ પૂજ્ય. ॥ એ આંકણી. ॥ મન ઘરમાં રહિઆં ઘર શોભા, દેખત નિત્ય રહેશું થિર થોભા; મન વૈકુંઠ અકુંચિત ભક્તેં, યોગી ભાખે અનુભવ યુક્તેં. ॥ સા૦ ॥ ૨ ॥ ક્લેશે વાસિત મન સંસાર, કલેશ રહિત મન તે ભવપાર; જો વિશુદ્ધ મન ધર તુમે આવ્યા, પ્રભુ તો અમે નવ નિધ રિધિ પાવ્યા. ॥ સા૦ ॥ ૩ ॥ સાત રાજ અલગા જઈ બેઠા, પણ ભક્તેં અમ મનમાં પેઠા; અળગાંને વળગ્યા જે રહેવું, તે ભાણા ખડ ભડ દુઃખ સહેવું. ॥ સા૦ ॥ ૪ ॥ ધ્યાયક ધ્યેય ધ્યાન ગુણ એકેં, ભેદ છેદ કરશું હવે ટેકેં; ખીર નીર પરેં તુમશૂં મળશું, વાચક યશ કહે હેજે હલશું. ॥ સા૦ ॥ ૫ ॥

## શ્રી વિમલજિન ચૈત્યવંદન.

વિમલ જિનેશ્વર તેરમા, વિમલ હેમ સમ દેહ;
કપિલપુરેં પ્રભુ જનમિયા, કૃતવરમા નૃપ ગેહ. ॥ ૧ ॥
શ્યામા માત સુઅર લંછન, સાઠ ધનુષની કાય;
સાઠ લાખનું આંઉખો, સમત સિખર શિવપાય. ॥ ૨ ॥

## શ્રી વિમલ જિન સ્તવન.

( નમો રે નમો શ્રી સેત્રુંજા ગિરિવર,, ) એ દેશી.

સેવો ભવિઆ વિમલ જિણેશર, દુલહા સજ્જન સંગાજી; એહવા પ્રભુનું દર્શન કરવું; તે આળશ માંહે ગંગાજી. ॥ સેવો૦ ॥ ૧ ॥ અવસર પામી આળશ કરશે, તે મૂરખમાં પહેલો જી; ભૂખ્યાને જેમ ઘેવર દેતાં, હાથ ન માંડે ઘેલો જી. ॥સેવો૦ ॥ ૨ ॥ ભવ અનંતમાં દર્શન દીઠું, પ્રભુ એહવા દેખાડે જી; વિકટ પંથજે પાલે પોલિઓ, કર્મ વિવર ઉઘાડે જી. ॥સેવો૦ ॥ ૩ ॥ તત્વ પ્રીતિ કરિ પાણી પાએ, વિમળા લોક આંજી જી; લોયણ ગુરૂ પરમાત્મ દિએ તવ, ભર્મ નાખે સવિ ભાંજી જી ॥ સેવો૦ ॥ ૪ ॥ ભર્મ ભાગો તવ પ્રભુસૂં પ્રેમે, વાત કરૂં મન ખોલી જી; શરળ પણે જે હઇડે આવે, તેહ જણાવું બોલી જી ॥ સેવો૦ ॥ ૫ ॥ શ્રી નયવિજય વિબુધ પય શેવક, વાચક યંશ કહે સાચું જી; કોડ કપટ જો કોઇ દેખાવે, તો નહિં પ્રભુ વિન રાચું જી ॥ સેવો૦ ॥ ૬ ॥ **ઇતિ.**

## શ્રી અનંતજિન ચૈત્ય વંદન.

સિંહસેન સુત અનંતજિન, નગર અયોધ્યા નાથ;
સીચાણો લંછન પ્રભુ, સુજસા રાણી માત. ॥ ૧ ॥

હેમ વર્ણની દેહડી, ધનુષ પચાસ પ્રમાણ;
વરશ ત્રીશ લખ આંઉખો, ચૌદમ જિનવર જાણ. ॥ ૨ ॥
સમત સિખર કહે શ્યામજી, સિદ્ધ થયા ભગવંત;
પ્રહ ઉઠી નિત્ય સમરતાં, પામે ભવજલ અંત. ॥ ૩ ॥

## શ્રી અનંતજિન સ્તવન.

ચિત્ત લાગો અનંતજિન ચરનનસેં, ચરનનસેં પ્રભુ ચરનનસેં. ॥ ચિત્ત૦ ॥ ૧ ॥ એ આંકણી. ॥ અનંત નાથજીકો દરિશન કરકે, મગ્ન ભયો હુમ મનનનસેં. ॥ ચિ૦ ॥ ૨ ॥ પ્રભુ દરિશનસેં પાપ કટત હુયે, તિમર કટત જ્યું અરૂણનસેં. ॥ ચિ૦ ॥ ૩ ॥ આસ કરી દાશ સરણે આયો, ઘેલચંદ પાયે પરનનસેં. ॥ ચિ૦ ॥ ૪ ॥ઇતિ.

## શ્રી ધર્મજિન ચૈત્ય વંદન.

રત્નપુરે પ્રભુ પનરમાં, જનમ્યા ધર્મ જિણંદ;
ભાનુનૃપ સુત ભાનુ સમ, માત સુવૃતા નંદ. ॥ ૧ ॥
વજર લંછન તન હેમ મય, ધનુષ પીસતાલીશ;
આયુ વરશ દશ લાખનું, ભોગવિ પરમ જગીશ. ॥ ૨ ॥
સમત સિખર શિવપુર ગયા, અષ્ટ કરમ કરિ ચૂર,
કહે શ્યામનિત સમરતાં, શુભગતિ હોય જરૂર ॥ ૩ ॥

## શ્રી ધર્મજિન સ્તવન.

રાગ સારંગ.

મન ધ્યાન સદા જિનકો ધરૂં, પ્રીતિ પ્રત્તીતિ ધરી ચિત્ત અંતર; એક તુંહી તૂંહી કરૂં. ॥ મન૦ ॥ ૧ ॥ જગકે મૂલ ભૂલ ચેતનકી, રાગાદિક અરિ પરિહરૂં; રત્નત્રય ગુણ

નિરમલ કરકે, દુરગતિ દુખમે નાપડું. ॥ મન૦ ॥ ૨ ॥ જિનવર નામ ધ્યાન નાવા ચઢિ, અગમ અતટ ભવજલ તરૂં; ગુનવિલાસ ધર્મનાથ કૃપાકરી, શિવકમલા હેલાં વરૂં. ॥ મન ધ્યાન૦ ॥ ૩ ॥ **ઇતિ.**

## શ્રી શાંતિજિન ચૈત્યવંદન.

શ્રી શાંતિ પ્રભુ સોલમાં, વિશ્વશેન નૃપ નંદ;
અચિરા માતા ગજપુરેં, મૃગ લંછન સુખકંદ. ॥૧॥
ચાલિશ ધનુષનિ દેહડી, લાખ વરષ જિન આય;
કહે શ્યામજી હેમ તન, સમત સિખર શિવપાય. ॥૨॥

## શ્રી શાંતિ જિન સ્તવન.

(રચો રે આવાશ દુઆર) એ દેશી.

ધન દિન વેલા ધન ઘડિ તેહ, અચિરાશે નંદન જિન યદિ ભેટશું જી; લહિશું રે સુખ દેખી મુખ ચંદ, વિરહ વ્યથાના દુઃખ સવિ મેટશું જી. ॥૧॥ જાણ્યો રે જેણે તુજ ગુણ લેશ, બીજા રે રસ તેહને મન નવિ ગમે જી; ચાખ્યો રે જેણે અમિ લવલેશ, બાટશ બુકશ તસ નરૂચે કિમે જી. ॥ ૨ ॥ તુજ સમકિત રસ સ્વાદનો જાણ, પાપ કુંભ રસ બહુ દિન ચખ્યું જી; સેવે તે કરે કર્મનો ત્યાગ; વાંછે તેણે સમકિત અમૃત ભખ્યું જી. ॥ ૩ ॥ તાહારૂં ધ્યાન તે સમકિત રૂપ, તેહજ જ્ઞાનને ચારિત્ર તેહછે જી; તેહથી રે જાએ સઘલાં પાપ, ધ્યાતા રે ધ્યેય સ્વરૂપ હોયે પછે જી. ॥ ૪ ॥ દેખી રે અદ્ભૂત તાહરૂં રૂપ, અચરજ ભવિક અરૂપી પદ વરેજી,

તાહરી ગત તૂં જાણે દેવ, સ્મરણ ભજન તે વાચક યશ કરે જી. ॥ ૫ ॥ ઇતિ.

## શ્રી કુંથુજિન ચૈત્ય વંદન.

સોવન રંગે સતરમા, કુંથુ જિનેશ્વર રાય;
હથિણા પુર પ્રભુ જનમિયા, પાત્રિશ ધનુષનિ કાય. ॥૧॥
શ્રીદેવી સુર રાયના, નંદન લંછન છાગ;
સહસ્ર પચાણુ વરશનું, આયુ કર્મ કરિ ત્યાગ. ॥૨॥
સમત સિખર ગિરિ ઊપરે, શાસય સુખ પ્રભુ પાય;
કહે શ્યામજી સમરતાં, દુરગતિ દૂર પલાય. ॥૩॥

## શ્રી કુંથુજિન સ્તવનં.

મનડું કેમહીં ન બાજે હો કુંથુજિન, મનડું કેમહીં ન બાજે; જેમ જેમ જતન કરીને રાખું, તેમ તેમ અલગું ભાજે. ॥ હો કુંથુ૦ ॥ એ આંકણી. ॥ રજની વાસર વસતિ ઉજડ, ગયણ પાયાલેં જાઈ; સાપ ખાઇને મુખડું થોથું, એહ ઉખાણુ ન્યાય હો. ॥ કુંથુ૦ ॥ ॥ ૨ ॥ મુક્તિ તણા અભિલાષી તપીયા, જ્ઞાનને ધ્યાન અભ્યાસેં; વયરીડું કાંઈ એહવું ચિંતે, નાખે અવલે પાસે હો. ॥ કું૦ ॥ ૩ ॥ આગમ આગમ ધરને હાથેં, નાવે કિણવિધ આંકું; કિહાં કણે જો હઠ કરી હટકૂં, તો વ્યાલ તણીપરેં વાંકું હો. ॥ કું૦ ॥ ૪ ॥ જો ઠગ કહું તો ઠગ ન દેખું, સાહુકાર પણ નાહી; સર્વ માંહે અને સહુથી અલગું, અચરિજ એ મનમાંહી હો. ॥ કું૦॥૫॥ જે જે કહું તે કાન ન ધારે, આપ મતેં રહે કાલો; સુરનર પંડિતજન સમજાવે, સમજે ન માહરો સાલો હો. ॥ કું૦

॥ ૬ ॥ મેં જાણ્યું એ લિંગ નપૂસક, સકલ મરદને ઠેલે; બીજી વાતેં સમરથ છે નર, એહને કોઈન જેલે હો. ॥ કું૦ ॥ ૭ ॥ મન સાધ્યું તેણે સઘલું સાધ્યું, એહ વાત નહીં ખોટી; એમ કહે સાધ્યું તે નવી માનું, એ વાત છે બહુ મોટી હો. ॥ કુંથુ૦ ॥ ૮ ॥ મનડું દુરા રાધ્ય વશિ આણું, તે આગમથી જાણું; આનંદઘન પ્રભુ માહરૂં આણો, તો સાચું કરી જાણું હો. ॥ કુંથુજિન૦ ॥ ૯ ॥ **ઇતિ.**

## શ્રી અરજિન ચૈત્ય વંદન.

આઢારમાં અરજિનવરૂ, જનમ્યા ગજપુર ગામ;
નંદાવૃત ચિન હેમતન, તાત સુદરશન નામ. ॥ ૧ ॥
દેવી સુતની દેહડી, ત્રીશ ધનુષ પ્રમાણ;
વરશ ચોરાસિ સહસ્રનુ, આયુ પરમ ગુણખાણ. ॥ ૨ ॥
કહે શ્યામજી ભોગવી, સમત સિખર ગિરિ સિદ્ધ;
પ્રભુ દરિશણથી પામિયેં, સુખસંપત બહુ રિદ્ધ. ॥ ૩ ॥

## શ્રી અરનાથ જિન સ્તવનં.

અશણુરા જોગી,—એ દેશી.

શ્રી અરજિન ભવ જલનો તારૂ, મુજમન લાગે વારૂ રે; ॥ મન મોહન સ્વાંમી. ॥ બાંહિ ગ્રહી ભવ જલને તારે, આણે શિવ પુર આરે રે; ॥ મન મોહન સ્વાંમી. ॥ ૧ ॥ એ આંકણી. ॥ તપ જપ મોહ મહા તોફાને, નાવ ન ચાલે માને રે; ॥ મન૦ ॥ પણ નવિ ભવે મુજ હાથો હાથેં, તારે તે છે સાથેં રે; ॥ મન૦ ॥ ૨ ॥ ભક્તિ ને સ્વર્ગ સ્વર્ગથી અધિકું, જ્ઞાનીને ફલ દેઈ રે; ॥ મન૦ ॥ કાયા કષ્ટ વિના ફળ

લહિયેં, મનમાં ધ્યાન તે ધરિયેં રે. ॥ મન૦ ॥ ૩ ॥ જે ઉપાય બહુ વિધની રચના, યોગમાયા તે જાણો રે; ॥મન૦॥ શુદ્ધ ગુણ દ્રવ્ય પર્યાય ને ધ્યાને, શિવ દિયે પ્રભુ સપરાણો રે. ॥ મન૦ ॥ ૪ ॥ પ્રભુ પદ વલગ્યા તેહ રહ્યા તાજા, અળગા અંગ ન સાજા રે; ॥ મન૦ ॥ વાચક યશ કહે અવર ન ધ્યાવું, એ પ્રભુના ગુણ ગાવું રે. ॥ મન૦ ॥ ૫ ॥ **ઈતિ.**

## શ્રી મલ્લિજિન ચૈત્યવંદન.

મથુરાપુર ઓગણીશમાં, મલ્લિ જિનેશ્વર નાથ;
કુંભ નૃપતિ સુત કુંભ ચિન, પ્રભાવતિ પ્રભુ માત. ॥૧॥
નીલવર્ણ તનુ તેજમય, ધનુષ પચાસ પ્રમાણ;
વરષ પચાવન સહસ્રનું, ભોગવિ આયુ સુજાણ. ॥ ૨ ॥
શ્યામ કહે શિવ વધુ વર્યા, સમત સિખ્ખર પરમેશ;
પ્રહ ઉઠી નિત પ્રણમિયે, મનધરિ ભાવ વિશેશ. ॥ ૩ ॥

## શ્રી મલ્લિજિન સ્તવન.

મોહે કૈસે તારોગે દીન દયાલ. ॥ મોહે૦ ॥ એ આંકણી ॥ તારક તો પ્રભુ નિત તુંમે તારો; બીન તરવેકી લ્યો સંભાલ. ॥ મોહે૦ ॥ ૧ ॥ કંચનકો ક્યા કંચન કરના, મલિન કંચન પરજાલ; ॥મો૦ ॥ કામ ક્રોધ મદ લપટ રહ્યો હે, માયા મોહ જંજાલ. ॥ મો૦ ॥ ૨ ॥ મોહે પાપીકુ પાવન કરના, બહોત કઠિન હે કૃપાલ; ॥ મો૦ ॥ મલ્લિનાથ પ્રભુ મોહની મૂરત રૂપચંદ ગુણ માલ. ॥ મોહે કૈસે૦ ॥ ૩ ॥ **ઈતિ.**

## શ્રી મુનિસુવૃતજિન ચૈત્ય વંદન.

મુનિ સુવૃતજિન વીસમાં, વીસ ધનુષ તન શ્યામ;
પદ્માવતી માતા કુખેં, જન્મ રાજગ્રહિ ગામ. ॥ ૧ ॥
સુમિત્ર નૃપ સુત કૌચ ચિન, વરશ સહસ્ત્ર ત્રિશ આય;
સમત સિખર કહે શ્યામજી, શિવરમણી સુખપાય. ॥ ૨ ॥

## શ્રી મુનિસુવૃતજિન સ્તવનં.

( પાંડવ પાંચે વાંદતા ) એ દેશી.

મુનિ સુવૃતજિન વંદતાં, અતિ ઉલસિત તન મન થાય રે; વદન અનોપમ નિરખતાં, માહરા ભવ ભવના દુઃખ જાય રે. ॥ માહરાં ભવ ભવના દુઃખ જાય, જગત ગુરૂ જાગતો; ॥ સુખ કંદરે સુખકંધ અમંદ, આણંદ પરમ ગુરૂ જાગતો. ॥ સુ૦ ॥ એ આંકણી. ॥ ૧ ॥ નિશિદિન સૂતાં જાગતાં, હઇડાથી નરહે દૂર રે; જવ ઉપકાર સંભારીયેં, તવ ઉપજે આનંદ પૂર રે—તવ૦ ॥ જ૦ ॥ સુ૦ ॥ ૨ ॥ પ્રભુ ઉપકાર ગુણે ભર્યો, મન અવગુણ એક ન સમાય રે; ગુણ ગણ અનુબંધી હુઆ, તે તો અક્ષય ભાવ કહાય રે—તે તો૦ ॥ જ૦ ॥ સુ૦ ॥ ૩ ॥ અક્ષય પદ દિયે પ્રેમજે, પ્રભુનો તે અનુભવ રૂપ રે; અક્ષર સ્વર ગોચર નહીં, એ તો અકલ અમાત્ર અરૂપ રે—એતો૦ ॥ જ૦ ॥ સુ૦ ॥ ૪ ॥ અક્ષર થોડા ગુણ ઘણા, સજ્જનને તે ન લખાય રે; વાચક યશ કહે પ્રેમથી, પણ મનમાંહે પરખાય રે—પણ૦ ॥ જ૦ ॥ સુ૦ ॥ ૫ ॥

## શ્રી નમિજિન ચૈત્ય વંદન.

મથુરા નગરી નમિપ્રભુ, એકવિસમા અરિહંત;
રાય વિજય વિપ્રા તણા, નંદન શ્રી ભગવંત. ॥૧॥
નીલ કમલ ચિન હેમ મય, ધનુષ પનર તન પામ;
વરશ સહસ્ર દસ આઉખો, સમત સિખર સિદ્ધશ્યામ. ॥૨॥

## શ્રી નમિજિન સ્તવનં.

શ્રી નમિ જિનની સેવા કરતાં, અલિય વિઘન સવિ દૂરે નાસે જી; અષ્ટ મહાસિદ્ધિ નવનિદ્ધિ લીલા, આવે બહુપરે પાસે જી. ॥ શ્રી નમિ૦ ॥ એ આંકણી. ॥ મયમંતા આંગણ ગજ ગાજે, રાજે તેજી તુખાર તે ચંગા જી; બેટા બેટી બંધવ જોડી, લહિયેં બહુ અધિકા સંગા જી. ॥ શ્રી૦ ॥ ૨ ॥ વલ્લભ સંગમ રંગ લહીજે, અણવાહલા હોય દુર સહેજેં જી; વાંછા તણો વિલંબ ન હુજો, કારજ સીજે ભૂરિ લહે હેજેં જી. ॥ શ્રી૦ ॥ ૩ ॥ ચંદ્ર કિરણ ઉજ્વલ યશ ઉલશે, સૂરજ તુલ્ય પ્રતાપ દીપે જી; જે પ્રભુ ભક્તિ કરે નિત વિનયેં, તે અરિથણ બહુતાપી જીપે જી. ॥ શ્રી૦ ॥ ૪ ॥ મંગલ માલા લચ્છી વિશાલા, બાલા બહુ તે પામે રંગે જી; શ્રી જય વિજય વિબુદ્ધ પય શેવક, કહે લહિયેં સુખ એમ અંગે જી.॥ શ્રી૦ ॥ ૫ ॥

## શ્રી નેમજિન ચૈત્ય વંદન.

નેમ પ્રભુ બાવીસમાં, બ્રહ્મચારી ભગવન્;
સુરિપુર નગરે જનમિયા, માત શિવાદેવિ તન. ॥૧॥
સમુદ્ર વિજય નૃપ નંદનિ, શ્યામ ધનુષ દશકાય,
વરશ સહસ્ર એક આઉખો, સંખ લંછન સુખદાય. ॥૨॥

રાજુલ રાણી પરહરી, સંજમ લઇ સિદ્ધથાય;
ગિરિ રેવંતે ગુણ નિધિ, શ્યામ નમે નિત પાય. ॥૩॥

## શ્રી નેમજિન સ્તવનં.

રાગ—કાફી.

દેખતહી ચિત્ત ચોર લીયો હયેં ॥ દેખતહી૦ ॥ શ્યામકો નામ રૂચે મોહે અહોનિશ, શ્યામબિના કહા કાજ જિયો. ॥ દેખ૦ ॥ ૧ ॥ એ આંકણી. ॥ સિદ્ધિ વધૂકે લિયે મુજ છોડી, પશુઅનકે શિર દોષ દીયો; પરકી પીર ન જાને તાંશું, બેર બસાયો જો નેહ કીયો. ॥ દે૦ ॥ ૨ ॥ પ્રાન ધરૂં ક્યેં પ્રાન પિયા બિન, વજરહયેં મોરો કઠિન હૈયો; જસ પ્રભુ નેમિ મિલે દુઃખ ટાલ્યો, રાજુલ શિવસુખ અમૃત પીયો. ॥ દેખત૦ ॥ ૩ ॥ **ઈતિ.**

## શ્રી પાર્શ્વજિન ચૈત્ય વંદન.

ત્રેવીસમાં તિર્થંકરૂં, વણારસી પુર નાથ;
અશ્વસેન સુત પાર્શ્વજિન, વામારાણી માત. ॥૧॥
અહિ લંછન કહે શ્યામજિ, નીલ વર્ણ નવ હાથ;
સરિર વરશ સો આઉખો, સમત સિખર શિવ સાથ. ॥૨॥

## શ્રી પાર્શ્વ જિન સ્તવનં.

રાગ વેલાઉલ.

અરજ એક ગોડીચા સ્વામી; સુણહો કૃપાનિધિ અંતરજામી. ॥ અરજ૦ ॥ એ આંકણી. ॥ અતિ આનંદ ભયો-મન મેરો; ચંદ્રવદન તુંમ દરિશન પામી. ॥ અર૦ ॥ ૧ ॥ હું સંસાર અસાર ઉદધી પડયો, તુંમ પ્રભુ ભયે પંચમ

ગત ગામી; કળહુ ઉચિત નહીં સ્વામીકૂં, ચિત્ત ધરે વિન સેવક સ્વામી. ॥ અ૦ ॥ ૨ ॥ હું રાગી તૂં નિપટ નિરાગી તુંમહો નિરહિ નિરમમ નિકામી; પણ તોહે કારણ રૂપ નિરખ મમ, આતમ ભયો આતમ ગુણરામી. ॥ અ૦ ॥૩॥ ગોપબિરૂદ નિરજામક માહણ, પ્રગટ ધરયો તુંમ ત્રિભુવન નામી; તાતે અવસ્ય તારિહો મોકુ, ઇમ વિલોક ધિરજ ચિત્ત ઠાંમી. ॥ અ૦ ॥૪॥ જૂગ પૂરણ નિધાન સશિ સંવત, ભાવનગર ભેટે ગુણધામી; ચિદાનંદ પ્રભુ તૂમારી કૃપાથી, અનુભવ સાયર સૂખ વિશ્રામી. ॥ અરજ૦ ॥ ૫ ॥ **ઇતિ.**

## શ્રી વીરજિન ચૈત્ય વંદન.

સીદ્ધારથ સુત વીરજિન, ત્રીસલા કુખેં રતન;
ક્ષત્રીય કુંડે જનમિયા, ચોવીસમાં ભગવન. ॥ ૧ ॥
સાત હાથ કંચન સરિર, બહુતેર વરશનુ આય;
સિંહ લંછન કહે શામજિ; પાવાપુર શિવ પાય. ॥ ૨ ॥

## શ્રી વીરજિન સ્તવનં.

રાગ ધન્યાશ્રી.

ગિરૂયારે ગુણ તુંમ તણા, શ્રી વૃધમાન જિનરાયા રે; સુણતાં શ્રવણે અમી જરે, નિર્મલ થાયે કાયા રે. ॥ગી૦॥૧॥ એ આંકણી. ॥ તુમ ગુણ ગણ ગંગા જલેં, હું ઝીલી નિર્મલ થાઊં રે; અવર ન ધંધો આદરૂં, નિશિ દિન તુમ ગુણ ગાઉં રે. ॥ ગી૦ ॥ ૨ ॥ ઝીલ્યા જે ગંગા જલેં, તે છિલ્લર જલ નવિ પેશે રે; માલતિ ફુલેં મોહીયા, તે બાવર જઇ નવિ બેશે રે. ॥ ગી૦ ॥ ૩ ॥ એમ અમે તુંમ ગુણ ગોઠશું, રંગે

રાચ્યા ને વળી માચ્યા રે; તે હેમ પર સુર આદરૂં, જે પર-નારી વશ રાચ્યા રે. ॥ ગી૦ ॥ ૪ ॥ તું ગતિ તું મતિ આસરો, તૂં આલંબન મુજ પ્યારો રે; વાચક યશ કહે માહરે, તું જીવન જીવ આધારો રે. ॥ ગી૦ ॥ ૫ ॥

**ઇતિ શ્રીચોવીશજિન ચૈત્યવંદન તથા સ્તવન સમાપ્ત.**



## અથ શ્રી દશ પચ્ચખ્ખાણ પ્રારંભઃ

### પ્રથમ નવકારસીનું પચ્ચખ્ખાણ.

સૂરે ઉગ્ગએ નમુક્કાર સહિઅં પચ્ચખ્ખામિ ચઉવ્વિહંપિ આહારં અસણં પાણં ખાઇમં સાઇમં અન્નથ્થણા ભોગેણં સહસાગારેણં વોસિરઇ. **ઇતિ.**

### દ્વિતીય પોરસિ સાઢપોરસિનું પચ્ચખાણ.

સૂરે ઉગ્ગએ પોરસિયં સાઢપોરસિયં પચ્ચખ્ખામિ ચઉવ્વિહંપિ આહારં અસણં પાણં ખાઇમં સાઇમં અન્નથ્થણા ભોગેણં સહસાગારેણં પચ્છન્ન કાલેણં દિસા મોહેણં સાહુ વયણેણં સવ્વ સમાહિવત્તિઆગારેણં વોસિરઇ. **ઇતિ.**

### અથ તૃતીય પુરીમડ્ઢનું પચ્ચખ્ખાણ.

સૂરે ઉગ્ગએ પુરિમડ્ઢં પચ્ચખ્ખામિ ચઉવિહંપિ આહારં અસણં પાણં ખાઇમં સાઇમં અન્નથ્થણા ભોગેણં સહસાગારેણં પચ્છન્નકાલેણં દિસામોહેણં સાહુવયણેણં મહત્તરાગારેણં સવ્વસમાહિવત્તિઆગારેણં વોસિરઈ ॥ **ઇતિ.**

## અથ ચતુર્થ એકાસણનું પચ્ચખ્ખાણ.

સૂરે ઉગ્ગએ નમુક્કારસહિયં પોરસહિયં સાઢપોરસહિયં પુરિમડ્ઢં પચ્ચખ્ખામિ ચઉવ્વિહંપિ આહારં અસણં પાણં ખાઇમં સાઇમં અન્નથ્થણાભોગેણં સહસાગારેણં પચ્છન્નકાલેણં દિસામોહેણં સાહુવયણેણં મહત્તરાગારેણં સવ્વસમાહિવત્તિઆગારેણં એકાસણં પચ્ચખ્ખાઈ તિવિહંપિ આહારં અન્નથ્થણાભોગેણં સહસાગારેણં સાગારિઆગારેણં આઉટ્ટણપસારેણં ગુરૂઅબ્ભુઠાણેણં પારિઠાવણિયાગારેણં મહત્તરાગારેણં સવ્વસમાહિવત્તિઆગારેણં પાણસ્સ લેવેણવા અલેવેણવા અચ્છેણવા બહુલેણવા સસિચ્છેણવા અસિછેણવા વોસિરઈ. ॥ **ઇતિ.**

## અથ પંચમ એકલઠાણનું પચ્ચખ્ખાણ.

સૂરે ઉગ્ગએ નમુક્કારસહિયં પોરસહિયં સાઢપોરસહિયં પુરિમડ્ઢં પચ્ચખ્ખામિ ચઉવ્વિહંપિ આહારં અસણં પાણં ખાઇમં સાઇમં અન્નથ્થણા ભોગેણં સહસાગારેણં પચ્છન્ન કાલેણં દિસામોહેણં સાહુ વયણેણં મહત્તરાગારેણં સવ્વસમાહિવાતઆગારેણં એકલ ઠાણં પચ્ચખ્ખામિ તિવિહંપિ આહારં અન્નથ્થણા ભોગેણં સહસાગારેણં સાગારિઆગારેણં ગુરુ અબ્ભુ ઠાણેણં પારિઠાવણિઆગારેણં મહત્તરાગારેણં પાણસ્સ લેવેણવા અલેવેણવા અછેણવા બહુલેણવા સસિછેણવા અસિછેણવા વોસિરઇ. ॥ **ઇતિ.**

## અથ ષષ્ટમઆયંબિલનું પચ્ચખ્ખાણ.

સૂરે ઉગ્ગએ નમુક્કારસહિઅં પોરસિયં સાઢપોરસિયં પુરિમઢં પચ્ચખ્ખામિ ચઉવ્વિહંપિ આહારં અસણં પાણં ખાઇમં સાઇમં અન્નથ્થણા ભોગેણં સહસાગારેણં પચ્છન્નકાલેણં દિસામોહેણં સાહુવયણેણં મહત્તરાગારેણં સવ્વસમાહિવત્તિઆગારેણં આયંબિલં પચ્ચખ્ખામિ તિવિહંપિ આહારં અન્નથ્થણાભોગેણં સહસાગારેણં લેવાલેવેણં ગિહથ્થસંસઠેણં ઉખ્ખિત્તવિવગેણં પારિઠાવણિઆગારેણં મહત્તરાગારેણં સવ્વસમાહિવત્તિયાગારેણં પાણસ્સ લેવેણવા અલેવેણવા અચ્છેણવા બહુલેણવા સસિચ્છેણવા અસિચછેણવા વોસિરઈ. ॥ ઈતિ.

## અથ સસ્તમ તિવિહારનું પચ્ચખ્ખાણ.

સૂરે ઉગ્ગએ અભ્ભતુઠં પચ્ચખ્ખામિ તિવિહંપિ આહારં અસણં ખાઇમં સાઇમં અન્નથ્થણાભોગેણં સહસાગારંણં- પારિઠાવણિઆગરેણં મહત્તરાગારેણં સવ્વસમાહિવત્તિયાગા રેણં પાણહારનમુક્કારસહિયં પોરસિયં સાઢપોરસિયં પચ્ચખ્ખામિ ચઉવ્વિહંપિ આહારંઅસણં પાણં ખાઇમં સાઇમં અન્નથ્થણાભોગેણં સહસાગારેણં પચ્છન્નકાલેણં દિસામોહેણં સાહુવયણેણં સવ્વસમાહિવત્તિયાગારેણં પાણસ્સ લેવેણવા અલેવેણવા અચ્છેણવા બહુલેણવા સસિચ્છેણવા વોસિરઈ.

## અથ અષ્ટમ ચઉવ્વિહાર ઉપવાસનું પચ્ચખ્ખાણ.

સૂરે ઉગ્ગએ અભ્ભત્તઠં પચ્ચખ્ખામિ ચઉવિહંપિ આહારં અસણં પાણં ખાઇમં સાઈમંઅન્નથ્થણા ભોગેણં

સહસાગારેણં પારિઠાવણિયાગારેણં મહત્તરાગારેણં સવ્વ-સમાહિવત્તિયાગારેણં વોસિરઇ. ॥ઈતિ.

### અથ નવમ નિવિગઇનું પચ્ચખ્ખાણ.

સૂરે ઉગ્ગએ નમુક્કાર સહિયં પોરસિયં સાઢપોરસિયં પુરિમઢ્ઢં પચ્ચખ્ખામિ ચઉવ્વિહંપિ આહારં અસણં પાણં ખાઇમં સાઈમં અન્નથ્થણાભોગેણં સહસાગારેણં પછન્નકાલેણં દિસામોહેણં સાહુવયણેણં મહત્તરાગારેણં સવ્વસમાહિવત્તિઆગારેણં નિવિગઈ એકાસણં પચ્ચખ્ખામિ તિવિહંપિ આહારં અન્નથ્થણાભોગેણં સહસાગારેણં લેવાલેવેણં ગિહથ્થ સંસઠેણં પડુચ્ચમખ્ખેણં પારિઠાવણિયાગારેણં મહત્તરાગારેણં સવ્વસમાહિવત્તિયાગારેણં ઉખ્ખિત્તવિવેગેણં પાણસ્સ લેવેણવા અલેવેણવા અછેણવા બહુલેણવા સસિછેણવા અસિછેણવા વોસિરઈ. ॥ ઈતિ.

### અથ ગંઠસહિય મુઠહિયનું પચ્ચખાણ.

સૂરે ઉગ્ગએ ગંઠસહિયં મુઠસહિયં પચ્ચખ્ખામિ ચઉવિહંપિ આહારં અસણં પાણં ખાઇમં સાઇમં અન્નથ્થણાભોગેણં સહસાગારેણં મહત્તરાગારેણં સવ્વસમાહિવત્તિયાગારેણં વોસિરઈ ॥ ઈતિ.

### અથ દશમ રાત્રિ ચઉવ્વિહારનું પચ્ચખ્ખાણ.

દિવસચરિમં પચ્ચખ્ખામિ ચઉવિહંપિ આહારં અસણં પાણં ખાઇમં સાઈમં અન્નથ્થણા ભોગેણં સહસાગરેણં મહત્તરાગારેણં સવ્સમાહિવત્તિયાગારેણં વોસિરઇ. ॥ ઈતિ.

**ઇતિ દશપચ્ચખ્ખાણ સમાસ.**

## અથ જીવરાસ લિખ્યતે.

હવે રાંણી પદ્માવતી, જીવરાસ ખમાંવે; જાણપણું જગ દોહેલું, ઇણિવેલાયેં આવે. ॥ ૧ ॥ તે મુઝ મિછામિ દુક્કડં ॥ અરીહંતની સાંખે, જે મેં જીવ વિરાધીઆ; યોની-ચોરાસિ લાખ. ॥ તેમુઝ૦ ॥ ૨ ॥ સાત લાખ પ્રથ્વી તણાં, સાતે અપકાય; સાત લાખ તેઉકાયનાં, સાતે વલી-વાય. ॥ તે૦ ॥ ૩ ॥ દશ લાખ પ્રત્યેક વનસ્પતી, ચઉદ લાખ સાધારણ; બીતી ચૌરંદ્રી જીવનાં, બેબે લાખ વખાંણ. ॥ તે૦ ॥ ૪ ॥ દેવતા તિર્યંચ નારકી, ચ્યાર ચ્યાર પ્રકાશી; ચૌદલાખ મનુષ્યનાં, એહ લાખચોરાસી. ॥ તે૦ ॥ ૫ ॥ ઇણભવેં પરભવેં સેવીયા, જેમે પાપ અઢાર; ત્રિવિધ ત્રિવિધ કરી પરિહરું, દૂરગતિ દાતાર. ॥ તે૦ ॥ ૬ ॥ હિંસાકીધી જીવની, બોલ્યા મૃષાવાદ; દોષ અદતા દાંનનાં, મૈથુન ઉન્મામાદ. ॥ તે૦ ॥ ૭ ॥ પરીગ્રહ મેલી કારમો, કીધો ક્રોધ વિશેષ; માંન માયા લોભ મેં કીયા, વલી રાગને દ્વેષ. ॥ તે૦ ॥ ૮ ॥ કલહકરી જીવ દૂહવ્યા, દીધા કૂડા કલંક; નિંધા કીધી પારકી, રતિ અરતિ નિશંક. ॥ તે૦ ॥ ૯ ॥ ચાડી ખાધી ચોવટે, કીધો થાપણ મોસો; કુગુરૂ કુદેવ કુધર્મનો, ભલો આંણ્યો ભરોસો. ॥ તે૦ ॥ ૧૦ ॥ ખાટકીને ભવે મેં કીયા, જીવ નાંનાંવિધ ઘાત; ચિડીમારને ભવે ચરકલાં, માર્યા દિનને રાત. ॥ તે૦ ॥ ૧૧ ॥ કાજી મુલાંનેં ભવે, પડી મંત્ર કઠોર; જીવ અનેક જબે કીયા, કીધા પાપ અઘોર. ॥ તે૦ ॥ ૧૨ ॥ મછીમારને ભવેંમાછલા,

જાલ્યા જલ નિવાસેં; ધીવર ભીલ કોલી ભવેં, મૃગ પાડયા પાસેં. ॥ તે૦ ॥ ॥ ૧૩ ॥ કોટવાલને ભવેં જે કીયા, આકરા કરદંડ; બંધીવાંન મરાવીયા, કોરડા છડીદંડ. ॥ તે૦ ॥ ૧૪ ॥ પરમાંધાંમીને ભવેં, દીધાં નારકી દુઃખ; છેદન ભેદન વેદના, તાડન અતિ તીખ. ॥ તે૦ ॥ ૧૫ ॥ કુંભારને ભવેં મેં કીયા, નીમાંહ પચાવ્યા; તેલી ભવે તિલ પીલીયા, પાપે પિંઢ ભરાવ્યા ॥ તે૦ ॥ ૧૬ હારી ભવેં હલ ખેડીયા, ફાડયા પૃથ્વીના પેટ; સૂડને દાંણ ઘણા કીયા, દિધા બલદ ચપેટ. ॥ તે૦ ॥ માલીને ભવેં રોપીયા, નાનાવિધ વૃક્ષ; મૂલ પત્ર ફલ ફૂલનાં, લાગા પાપ તે લક્ષ. ॥ તે૦ ॥ ૧૮ ॥ અદ્ધો વાઈયાને ભવેં, ભરયા અધિકા ભાર; પોઠી પૂઠેં કીડા પડયાં, દયા નાણી લગાર. ॥ તે૦ ॥ ૧૯ ॥ છીપાને ભવે છેતરયા, કીધા રંગણ પાસ; આરંભ કીધા અતિ ઘણાં ધાતુર્વાદ અભ્યાસ. ॥ તે૦ ॥ ૨૦ ॥ સૂરપણેં રણ ઝૂંઝતાં, મારયાં માણસ વૃંદ; મદિરા માંસ માખણ ભખ્યા, ખાધા મૂલને કંદ. ॥ તે૦ ॥ ૨૧ ॥ ખાંણ ખણાવી ધાતુની, પાંણી ઉલંચ્યા; આરંભ કીધા અતિઘણાં, પોતે પાપજ સંચ્યા. ॥ તે૦ ॥ ૨૨ ॥ કરમ અંગાર કીયા વલી, ઘરને દવ દીધા; સમ ખાધા વીતરાગના, કુડા કોલજ કીધા. ॥ તે૦ ॥૨૩॥ બિલ્લી ભવેં ઉંદર લીયા, ગિરોલી હત્યારી; મૂઢ ગમાર તણે ભવેં, મેં જું લીખ મારી. ॥ તે૦ ॥ ૨૪ ॥ ભાડભુંજા તણે ભવેં, એકેંદ્રી જીવ; જુઆરી ચણાં ઘઊં સેકીઆ, પાડંતા રીવ. ॥ તે૦ ॥ ૨૫ ॥ ખાંડણ પીસણ ગારનાં,

આરંભ અનેક; રાંધણ ઈંધણ અગ્નીનાં, કીધાં પાપ અનેક. ।।તે૦।। ૨૬ ।। વીકથા ચાર કીધી વલી, સેવ્યા પંચ પ્રમાદ; અષ્ટ વિયોગ પમાડીયા, રૂદન વિષવાદ. ।। તે૦ ।। ૨૭ ।। સાધુ અનેં શ્રાવક તણા, વ્રત લહીનેં ભાંગ્યા; મૂલ અને ઉત્તર તણાં, મુઝ દૂષણ લગ્યા. ।। તે૦ ।। ૨૮ ।। સાપ વીછી સિંહ ચિતરા, સકરાનેં સમલિ; હિંસક જીવ તણે ભવેં, હિંસા કીધી સબલી. ।। તે૦ ।।૨૯ ।। સૂઆવડી દૂષણ ઘણાં, વલી ગરભ ગલાવ્યાં; જીવાજોણિ ઢોલ્યા ઘણાં, શીલવૃત ભંગાવ્યાં. ।। તે૦ ।। ૩૦ ।। ભવ અંનત ભમતાં થકાં, કીધા પ્રરિગ્રહબંધ; ત્રિવિધ ત્રિવિધ કરી વોસરું, દૂરગતિનુ બંધ. ।। તે૦ ।।૩૧।। ભવ અનંત ભમતાં થકાં, કીધાં દેહ સંબંધ, ત્રિવિધ ત્રિવિધ કરી વોસરું, તિણશું પ્રતિબંધ. ।।તે૦।। ૩૨ ।। ભવ અનંત ભમતા થકા, કીધા પાપ અક્ષત્ર, ત્રિવિધ ત્રિવિધ કરી પરીહરું, કરૂં જન્મ પવત્રિ, ।। તે૦ ।। ૩૩ ।। એણી વિધ એ આરાધના, કરસે જે જીવ; સમયસુંદર કહે પાપથી, છુટસે તેહ. ।।તે૦ ।।૩૪।। રાગ વેરાડી જે સુણેં, એહ ત્રીજી ઢાલ; સમય સુંદર કહે પાપથી, છૂટે તતકાલ. ।।તે૦।। ૩૫ ।।



## श्री पंचपरमेष्टी भ्योनमः

### શ્રીઅરિહંત સ્તુતિ.

( અજિત જિણંદશું પ્રતડી. ) એ દેશી.

શ્રીઅરિહંત સુભાવથી, હુંતો પ્રણમું હો જિનરાજ મહા-રાજ કે; ક્રોધ માન મદ પરહરી, કરૂં ભક્તિ હો આતમ હિત

કાજ કે. ॥ શ્રી અરિહંત૦ ॥ એ આંકણી. ॥ ચોત્રીશ અતિસય શોભતા, પ્રભુ બારગુણે ગુણવંત કૃપાલ કે; અડહિ સહસ લક્ષણ ભલા, ઉપગારી હો જિન દીન દયાલ કે. ॥ શ્રી૦ ॥ ૨ ॥ સમોવસરણમાં ત્રિજગ ગુરૂ, ત્રિગડે ગઢ હો બેશી ગુણવંત કે; પાંત્રીશ વાણી ગુણેભરી, દઈ દેશના હો પ્રતિબોધ કરંત કે. ॥ શ્રી૦ ॥ ૩ ॥ જે સાંભળતાં નીરમલી, મતિ થાયે હો સદ્ગતિ સુખકાર કે; તુંમ પદપંકજ સેવતાં, ભવી પામે હો ભવજળનિધિ પાર કે. ॥ શ્રી૦ ॥ ૪ ॥ તરણ તારણ જગદીશ્વરૂ, સેવકની હો પ્રભુ સુણી અરદાસ કે, કરૂણાવંત કૃપા કરી, મુજ આપો હો શિવપુર સુખવાસ કે. ॥ શ્રી૦ ॥ ૫ ॥ દોષ અઢાર રહીત પ્રભુ, મુજ મનમાં હો વસિયા જિન આજ કે; કહે ટોકરસિંહ સહુ ફલ્યા, મન માન્યા હો વંછીત શુભ કાજ કે. ॥ શ્રી૦ ॥ ૬ ॥ **ઈતિ.**

## શ્રી સિધ્ધ સ્તુતિ.

( પ્રવચન પદને સેવીયેં રે ) એ દેશી.

અષ્ટગુણે જે સોભતાં રે, શ્રીસિધ્ધ રાજ મહારાજ; પ્રણમું તેહને ભાવથી રે, નિજ આતમ હિત કાજ. ॥ મેં કીનો સહી શ્રીસિધ્ધ પદશું રાગ. ॥ શ્રીસિધ્ધ પદશું રાગ; મેં કીનો સહી, શ્રીસિદ્ધપદ૦ ॥ એ આંકણી. ॥ અરિહંતે પણ માનીયા જી થિતિ તુંમ સાડી અનંત; નિરમલ આત્મ સ્વરૂપમાં જી, જોયણ એક લોગંત. ॥ મેં કીનો૦ ॥ ૨ ॥ અષ્ટ અરિદળ જીતીને જી, વસિયા શિવપુર ઠામ; પરમાતમ પરમેશ્વરા જી, અલખ નિરંજન નામ. ॥ મેં કીનો૦ ॥ ૩ ॥ દરશન જ્ઞાન

ચારિત્રનો જી, અનંત ગુણે જશુ ભાસ; અવ્યાબાધ મહિ ભલી જી, આતમ પ્રભુતા તાસ. ॥ મેં કીનો૦ ॥ ૪ ॥ સુખ સાગરમાં જીલી રહયાં જી, અવિચલ અધર અવાસ; જ્યોતમાં જ્યોત મલી રહી જી, સુદ્ધ સ્વરૂપ ઉજાશ. ॥ મેં કીનો૦ ॥ ૫ ॥ કહે ટોકરસિંહ એહવા રે, શ્રીસિદ્ધને ધરી પ્યાર; કર જોડી પ્રતિ દિન નમુ જી, ભવ ભય ભંજન હાર. ॥ મેં કીનો૦ ॥ ૬ ॥ **ઇતિ.**

## શ્રી આચાર્ય સ્તુતિ.

(વીર જિણંદ વખાણ્યો). એ દેશી.

આચારજ ગુરૂ ગ્યાની; પ્રણમું ધરી ભાવ સુધ્યાની હો. ॥ ગુરૂ ગુણવંતા જી. ॥ એ આંકણી.॥૧॥ યુગપરધાન મુણિંદા; ગુણ છત્રીશ ગીરૂઆ સુરિંદા હો. ॥ ગુરૂ ગુણવંતા જી. ॥ ૨ ॥ પંચ મહાવૃત ધારી; સુભ ચઉ અનુયોગ સંભારી હો. ॥ ગુરૂ ગુણવંતા જી. ॥ ૩ ॥ વિકથા સાતને વારી; વલી શીખ ચતુર મન ધારી હો. ॥ ગુરૂ ગુણવંતા જી. ॥ ૪ ॥ પ્રતિબોધો ભવિ પ્રાણી; કરી આઠ પ્રમાદની હાણી હો. ॥ ગુરૂ ગુણવંતા જી. ॥ ૫ ॥ કહે ટોકરસિં આરાધું; જેથી સયલ પદારથ સાધું હો. ॥ ગુરૂ ગુણવંતા જી. ॥ ૬ ॥ **ઇતિ.**

## શ્રી ઉવજ્ઝાય સ્તુતિ.

(સીતા તો રૂપે રૂઅડી). એ દેશી.

શ્રી ઉવજ્ઝાય મુણિંદા; નમું ભાવેં ભાણાવે જે સૂરિંદા હો. ॥ પાઠક પદધરા. ॥ એ આંકણી. ॥ ૧ ॥ સુત્ર અરથ ગુણ ખાણી; સહુ અંગ ઉપાંગના જાણી હો. ॥ પાઠક૦॥૨॥

બહુ શ્રુતવંત કહાયાં, નીલે તનુવાન સુહાયા હો.।। પા૦ ।।૩।। પચવીશ ગુણ શુભ શોભે; તુંમ સેવ કરણ મન લોભે હો. ।। ।। પા૦ ।। ૪ ।। ક્રોધ કષાયને વારી; ત્રીજે ભવેં શિવગતિ ધારી હો. ।। પાઠક૦ ।। ૫ ।। કહે ટોકરસિંહ ભાવે; તુંમ ભક્ત કરે સુખ પાવે હો. ।। પાઠક૦ ।। ૬ ।। **ઈતિ.**

## શ્રી સાધુ સ્તુતિ.

( પંચમી તપ તમે કરો રે પ્રાણી ) એ દેશી.

શ્રી અણગાર નમું નિત્ય ભાવેં, પંચ મહાવૃત ધાર રે; ઈંદ્રિય પંચનો નિગ્રહ કરીને, પંચ સુમતિ ધરનાર રે. ।। ।। શ્રી અણગાર૦ ।। એ આંકણી. ।। ૧ ।। મન વચ કાય ત્રીગુપ્તિ પાલે, સંવરશું ધરી પ્યાર રે; સમતા રશ સાગર માંહી ઝીલે, છાંડી વિષય વિકાર રે. ।। શ્રી અણ૦ ।। ૨ ।। બાહ્ય અભ્યંતર બાર વિધેં તપ; તપતાં ક્ષમ્યા ભંડાર રે; પરિસહ અગોર સહે નવિ ધારે, લોભ લલુતા લગાર રે. ।। શ્રી અ૦ ।। ૩ ।। ચારિત્રશું ચડતે પરિણામેં, દિન દિન અધિકા પ્યાર રે; શુદ્ધ કરે પાડિલેહણા પ્રીતેં, રક્ષક કાય છ સાર રે. ।। શ્રી અ૦ ।। ૪ ।। ધન ધન મુનીવર તુંમ ગુણ ગાવે, ભાવેં જે નર નાર રે; મનનકરે મનમાંહી અહોનિશ, તે પામે ભવ પાર રે. ।। શ્રી અ૦ ।। ૫ ।। કહે ટોકરસિંહ સાધુ આરાધું, જિન શાસન શણગાર રે; તુંમ પદ સેવા શિવ સુખ મેવા, લેવા મુજ મન પ્યાર રે. ।। શ્રી અ૦ ।। ૬ ।।

**ઈતિ શ્રીઅસિઆઉસા એ પંચપરમેષ્ટિ સ્તુતિ.**



## અથ સીમંધરજિન સ્તુતિ.

ચિત્તડું સંદેશો મોકલે, મ્હારા વાલ્હા જીરે ॥ મનડા સાથેં રે નેહ, જઇને કહેજો મ્હારા સ્વામી જીરે ॥ સીમંધર નિત્ય હું જપું, મ્હારા સ્વામી જીરે ॥ જેમ બાપઈડા રે મેહ ॥ જ૦ ॥ મ૦ ॥ ૧ ॥ દૂર દેશાંતર જઇ રહ્યા ॥ મ૦ ॥ માયા લગાડીને હેવ ॥ જ૦ ॥ મ૦ ॥ પાંખડી જો મ્હારે હોવે ॥ મ૦ ॥ ઊડી આવું તતખેવ ॥ જ૦ ॥ મ૦ ॥ ૨ ॥ પ્રીત તે અધિકી હોઇ ગઇ ॥ મ૦ ॥ હવે કેમ છાંડી રે જાય ॥ જ૦॥ મ૦ ॥ ઉત્તમ જનશું પ્રીતડી ॥ મ૦ ॥ કદીય ન ઓછી રે થાય ॥ જ૦ ॥ મ૦ ॥ ૩ ॥ નિઃસ્નેહી તુમ સારખા ॥ મ૦ મેંતો કોઈ ન દીઠ ॥ જ૦ ॥ મ૦ ॥ હઇડામાં ચાહે નહિં ॥ મ૦ ॥ મોઢે બોલે તે મીઠ ॥ જ૦ ॥ મ૦ ॥ ૪ ॥ આશા તો તમ ઉપરેં ॥ મ૦ ॥ મેરુ સમાન મેં કીધ ॥ જ૦ ॥ મ૦ ॥ જો ક્ષણ એક કૃપા કરો ॥મ૦ ॥ તો સહુ હોવે રે સિદ્ધ ॥ જ૦ ॥ મ૦ ॥ ૫ ॥ જે અક્ષય સુખ શાશ્વતાં ॥ મ૦ ॥ જે સહુ ચાહે રે લોક ॥ જ૦ ॥ મ૦ ॥ નહિં આપો માગ્યું થકું ॥ મ૦ ॥ જાણપણું સહુ ફોક ॥ જ૦ ॥ મ૦ ॥ ૬ ॥ ઘણું શું કહિયેં જાણને ॥ મ૦ ॥ દેજો સ્વામીરે સેવ ॥ જ૦ ॥ મ૦ ॥ કવિ તે રૂપ પસાયથી ॥ મ૦ ॥ રિદ્ધ કહે નિત્ય-મેવ ॥ જ૦ ॥ મ૦ ॥ ૭ ॥ ઇતિ.

# અથ શ્રી ચંદરાજાયેં લખેલો ગુણાવલી રાણીને પત્ર.

સ્વસ્તિ શ્રી મરૂદેવીના જી; પુત્રને કરૂં રે પ્રણામ; જેહથી મનવંછિત ફલ્યાં જી, ઊપગારી ગુણધામ ॥ ગુણવંતી રાણી વાંચજો લેખ ઉદાર. ॥ ૧ ॥ સ્વસ્તિ શ્રી આભાપુરેં જી, સર્વે ઊપમા ધીર; પટરાણીય ગુણાવલી જી, સજ્જન ગુણે ગંભીર. ॥ ગુ૦ ॥ ૨ ॥ શ્રી વિમલાપુર નયરથી જી, લખિતં ચંદ નરિંદ; હિત આશિરવાદ વાંચજો જી, મનમાં ધરીય આનંદ. ॥ ગુ૦ ॥ ૩ ॥ આહીં કુશલ ક્ષેમ છે જી, નાભી-નંદન સુપસાય; જગમાં જસ કિરતી ઘણી જી, સુર નર સેવેછે પાય. ॥ ગુ૦ ॥૪॥ તુમચા ક્ષેમ કુશલ તણા જી, કાગલ લખજો સદાય; મલવું જે પરદેશમાં જી, તે તો કાગલથી રે થાય. ॥ ગુ૦ ॥ ૫ ॥ સમાચાર એક પ્રીછજો જી, મોહન ગુણ મણિમાલ; ઈહાં તો સૂરજકુંડથી જી, પ્રગટી છે મંગલમાલ. ॥ગુ૦ ॥ ૬ ॥ તેહની હર્ષે વધાઈનો જી, રાણી એ જાણજો લેખ; જો મનમાં કાંહીં પ્રેમ હોય તો, હર્ષજો કાગલ દેખ. ॥ ગુ૦ ॥ ૭ ॥ તુમ સજ્જન ગુણ સાંભરે જી, ક્ષિણ ક્ષિણમાં સોવાર; પણ તે દિન નવિ વીસરે જી, કણેરની કાંબ બે ચાર. ॥ ગુ૦ ॥ ૮ ॥ જાણી નહીં મુઝ પ્રીતડી જી, થઈ તું સાસૂને આધીન; તે વાતું સંભારતાં જી, મન પામ્યુંછે રે દીન. ॥ ગુ૦ ॥ ૯ ॥ પણ શું તૂં કરે કામિની જી, શું કહિયેં તુઝને નાર; સ્ત્રી હોવે નહિં કોઈની જી, એમ બોલેછે સંસાર. ॥ ગુ૦ ॥ ૧૦ ॥ સૂતા વેચે કંતને જી, હણે વાઘ ને ઢોર; બિયે બિલાડીની આંખથી જી, એહવી નારી નિઠોર.

॥ ગુ૦ ॥ ૧૧ ॥ ચાલે વાંકી દ્રષ્ટિથી જી, મનમાંહિ નવ નવા સંચ; એ લક્ષણ વ્યભિચારીનાં જી, પંડિત બોલે પ્રપંચ. ॥ ગુ૦ ॥ ૧૨ ॥ એક સમજાવે નયણથી જી, એક સમજાવે રે હાથ; એ ચરિત્ર નારી તણા જી, જાણેછે શ્રીજગનાથ. ॥ ગુ૦ ॥ ૧૩ ॥ આકાશેં તારા ગણે જી, તોલે સાયર નીર; પણ સ્રિચરિત્ર નાકહિશકે જી; સુરગુરૂ સરખો ધીર. ॥ ગુ૦ ॥ ૪ ॥ કપટી નિસ્નેહીં કહી જી, વલી નારીયેં સર્વ; ઈંદ્ર ચંદ્રને ભોલવ્યા જી; આપણ કરીયેં સ્યો ગર્વ. ॥ ગુ૦ ॥ ૧૫ ॥ નદી નીર ભુજબલેં તરે જી, કહેવાયછે અનાથ; એક વિષયને કારણેં જી, હણે કંતને નિજ હાથ. ॥ ગુ૦ ॥ ૧૬ ॥ ગામમાં બીયે શ્વાનથી જી; વનમાં ઝાલેછે વાધ; નાસે દોરડું દેખિને જી, પકડે ફણીધર નાગ. ॥ ગુ૦ ॥ ૧૭ ॥ ભર્તૃહરિ રાજા વલી જી, વિક્રમ રાય મહાભાગ; તે સરખા નારી તણા જી, કદિઅ ન પામ્યા તાગ. ॥ ગુ૦ ॥ ૧૮ ॥ તો રાણી તુઝ શું કહૂં જી, એ છે સંસારની રીત; પણ હું એમ નવિ જાણતો જી, તુઝને એહવી અવિનીત. ॥ ગુ૦ ॥ ૧૯ ॥ તુઝને નઘટે કામિની જી, કરવો અંતર એમ; માહરી પ્રીત ખરી હતી જી, તૂં પલટાણી કેમ. ॥ ગુ૦ ॥ ૨૦ ॥ મુઝથી છાની ગોઠડી જી, સાસૂથી કરી જેહ; જેમ વાવ્યાં તેમ તેં લણ્યાં જી, ફલ પામી તૂં એહ. ॥ તે વાતો સંભારતાં જી, મન પામેછે છેહ. ॥ગુ૦॥ ૨૧ ॥ હૂં વાહાલો નહિં તાહરે જી, વાલી સાસૂ છે એક; તો વહૂ ને સાસૂ મલી જી, મોકલેં માહ્હજયો છેક.

॥ ગુ૦ ॥ ૨૨ ॥ દોષ કિસ્યો તુઝ દીજિયેં જી, જોતાં હિયડે વિમાસ; ભાવી ભાવ મટે નહીં જી, લખિયા જે કર્મ તમાસ. ॥ ગુ૦ ॥ ૨૩ ॥ તુઝ અવગુણ સંભારતાં જી, મનમાં આવે રોષ, પ્રીતિ દશા સંભારતાં જી, બહુ ઊપજે છે સંતોષ. ॥ગુ૦ ॥ ૨૪ ॥ કાગલ થોડો ને હિત ઘણું જી, મોસેં લિખિયું ન જાય; સાગરમાં પાણી ઘણુંજી, ગાગરમાં ન સમાય. ॥ગુ૦ ॥ ૨૫ ॥ ( **સમસ્યા** )—ગહૂંની પહેલા નીપજે જી, પીલું તરૂવર તાસ; પહેલે ચોથી માતરા જી, તે છે તુમારી પાસ. (ઊત્તર જીવ) ॥ ગુ૦ ॥૨૬॥ દોનારી અતિ શામલી જી, પાણીમાંહે વસંત; તે તુમ સજ્જન દેખાવા જી, અલજો અતિયે ધરંત. (ઊત્તર આંખની કીકી) ॥ ગુ૦ ॥ ૨૭ ॥ મઠમાંહે તાપસ વસે જી, વિચ દીજેં જીકાર; તુમ અમ એવી પ્રીતડી જી, જાણેછે કિરતાર. (ઊત્તરમજીઠ) ॥ ગુ૦ ॥ ૨૮ ॥ સાત પાંચ ને તેરમાંજી, મેલવજો દોઈ ચાર; તેની પાસેં તમેં વશ્યાંજી, સનેહ નહીં લગાર. ॥ ગુ૦ ॥ ૨૯ ॥ એ ચારે સમસ્યા તણો જી, કરજો અર્થ વિચાર; પ્રીતિ દશા જિમ ઊલ્લસે જી, પ્રગટે હર્ષ અપાર. ॥ ગુ૦ ॥ ૩૦ ॥ કાગલ વાંચી એહનો જી, લખજો તુરત જબાપ; સાસૂને ન જણાવશો જી, જો હોએ ડાપણ આપ. ॥ ગુ૦ ॥ ૩૧ ॥ વલી હલકારા મુખથકી જી, સહુ સુણજો અવદાત; કાગલથી અધિકી ઘણી જી, કહેશે મુખથી વાત. ॥ ગુ૦ ॥ ૩૨ ॥ એણિપરે ચંદ નરેસરેં જી, લખિઓ લેખ શ્રીકાર; દીપ વિજય કહે સાંભલો જી, આગલ વાત રસાલ. ॥ ગુ૦ ॥ ૩૩ ॥

## અથ ગુણાવલી રાણીયેં ચંદરાજાને લખેલો ઊત્તર.

દોહરા.

શ્રીવરદા જયદંબિકા, શારદમાત દયાલ; સુર નર જસ સેવા કરે, વાણી જાસ રસાલ. ॥ ૧ ॥ ત્રિભુવનમેં કીરતિ સદા, વાહન હંસ સુહાય; જડબુદ્ધિ પલ્લવ કિયા, બહુ પંડિત કવિરાય. ॥ ૨ ॥ પુસ્તક વીણા કર ધરે, શ્રી અંબારી ખાસ; કાસમીર ભરૂઅચ્ચમેં, તહનો ઠામ નિવાસ ॥ ૩ ॥ એ જગદંબા પદ નમી, વરણવું બીજો લેખ; શ્રોતાને સુણતાં થકાં, પ્રગટે હર્ષ વિશેષ. ॥૪॥ ચંદ લેખ વાંચી કરી, ગુણાવલી નિજ નાર; ઊત્તર પાછો કંતને, લેખ લખે શ્રીકાર. ॥ ૫ ॥

### ઢાલ. ॥ ધવલ શેઠ લઇ ભેટણું. ॥ એ દેશી.

સ્વસ્તિશ્રી વિમલા પુરેં, વીરસેન કુલ ચંદ રે; રાજ રાજેશ્વર રાજિયા, સાહેબ ચંદ નરિંદ રે. ॥ વાંચજો લેખ મુજ વાલહા. ॥ ૧ ॥ શ્રીઆભાપુરી નયરથી, હુકમી દાસી સકામ રે; લખિતં રાણી ગુણાવલી, વાંચજો મારી સલામ રે. ॥ વાં૦ ॥ ૨ ॥ સાહિબ પુણ્ય પસાયથી, ઈહાં છે કુશલ કલ્યાણ રે; વાલાના ક્ષેમ કુશલ તણા, કાગલ લખજો સુજાણ રે. ॥ વાં૦ ॥ ૩ ॥ સમસ્યા ચારેક પ્રીછજો, ક્ષત્રીવંશ વજીર રે; મુઝ દાસીની ઊપરેં, કૃપા કરી વડધીર રે. ॥ વાં૦ ॥ ૪ ॥ વાહલાએં લેખજ મોકલ્યો, સેવક ગિરધર સાથેં રે; ક્ષેમેં કુશલેં આવિયો, પહોતોછે હાથો હાથે રે. ॥ વાં૦ ॥ ૫ ॥ વાહલાનો કાગલ દેખીને, ટલિયા દુઃખના વૃંદ રે; પીઊને મલીઆ જેટલો, ઊપનો છે આનંદ રે. ॥ વાં૦ ॥૬॥

સૂરજ કુંડની મહેરથી, સફલ થયો અવતાર રે; તે સહુ કુશલ કલ્યાણના, આવ્યા છે સમાચાર રે. ॥ વાં૦ ॥ ૭ ॥ શોલ વરષના વિયોગનું, પ્રગટયું દુઃખ અપાર રે; કાગલ વાંચતાં વાંચતાં, ચાલી છે આંસુની ધાર રે. ॥ વાં૦ ॥ ૮ ॥ જે વાલા એ લેખમાં, લખિયા ઓલંભા જેહ રે; મુઝ અવગુણ જોતાં થકાં, થોડા લખિયા છે એહ રે. ॥ વાં૦ ॥ ૯ ॥ સાહિબ લખવા જોગછો, હૂં સાંભાલવા જોગ રે; જેહવા દેવ તેહવી પાતરી, સાચી કહેવત લોગ રે. ॥ વાં૦ ॥ ૧૦ ॥ સમસ્યા ચાર લખી તુમેં, તે સમજી છું સ્વામ રે; મનમાં અર્થ વિચારતાં, હરષે છે આતમરામ રે. ॥ વાં૦ ॥ હું તો અવગુણની ભરી, અવગુણ ગાડાં લાખ રે; જિમ કોઈ વાયુ જોગથી, બિગડી આંબા સાખ રે. ॥ વા૦ ॥ ૧૨ ॥ મુઝ અવગુણ જોતાં થકાં, નાવે તમને મહેર રે; પણ ગિરૂઆ ગંભીર છો, જેહવી સાયર લહેર રે. ॥ વાં૦ ॥ ૧૩ ॥ ગિરૂઆ સહેજેં ગુણ કરે, કંત મ કારણ જાણ રે; જલ સીંચી સરોવર ભરે, મેઘ ન માગે દાણ રે. ॥ વાં૦ ॥ ૧૪ ॥ પથ્થર મારે તેહને, ફલ આપે છે અંબ રે; ॥ તેમ તુમ સરખા સાહેબા, ગિરૂઆ ગુણની લુંબ રે. ॥ વા૦ ॥ ૧૫ ॥ કાપે ચંદન તેહને, આપે છે સુગંધ અપાર રે; મુઝ અવગુણ નાણ્યા હૈયે ધન્ય ધન્ય તુમ અવતારરે. ॥ વાં૦ ॥ ૧૬ ॥ મુઝ સરખી કોઇ પાપણી, દિસે નહીં સંસાર રે; માન્યું સાસૂનું કહ્યું, છેતરિયો ભરતાર રે. ॥ વાં૦ ॥ ૧૭ ॥ મેં જાણ્યું નહિં એહવું, હું તો ભોલી નાર રે; સાસૂને કાને ચઢી, સમઝી

નહીં લગાર રે. ।। વાં૦ ।। ૧૮ ।। મેં આગલથી લહી નહીં, સાસૂ એહવી નાથ રે; ખાવી ગાંઠની ખીચડી, જાવું ઘેહેલાની સાથ રે. ।। વાં૦ ।। ૧૯ ।। કાંઈક કાચા પુણ્યથી, સદ્બુદ્ધિ પણ પલટાય રે; જેમ રાણીને ખોલનું, ખાધાનું મન થાય રે. ।। વા૦ ।। ૨૦ ।। કરી પ્રપંચ એણ સાસુએં, દેખાડયો બહુ રાગ રે; પછેં તો વાત વધી ગઈ, થયો પીછનો કાગ રે. ।। વાં૦ ।। ૨૧ ।। કિહાં આભા કિહાં વિમલાપુરી; જોયા જેહ તમાસ રે; હાંસીથી ખાંસી થઈ, કરવા પડિઆ વિમાસ રે. ।। વાં૦ ।। ૨૨ ।। પરણ્યાની સહુ વાતડી, મુઝને કહી પ્રભાત રે; જો તે ત્યાંહિંજ દાટતી, તો એવડું નવિ થાત રે. ।।વાં૦।। ।। ૨૩ ।। મિંઢલની સહુ વાતડી, મેં કહી સાસૂને કાન રે; પછેં તો ઝાલ્યું ના રહ્યું, પ્રગટ્યૂં ત્રીજું તાન રે. ।। વાં૦ ।। ૨૪ ।। માહરૂં કરયું મુઝને નડયું, આડું ન આવ્યું કોઈ રે; ચોરની માતા કોઠીમાં, મુખ ઘાલિ જેમ રોય રે. ।। વાં૦ ।। ૨૫ ।। પસ્તાવો શ્યો કરવો હવે, કહ્યું કાંહિં ન જાય રે; પાણી પી ઘર પૂછતાં, લોકમાં હાંસી થાય રે. ।। વાં૦ ।।૨૬।। જે કાંઈ ભાવી ભાવમાં, જે વિધિ લખિયા લેખ રે; તે સવિ ભોગવવા પડે, તિહાં નહીં મીન ને મેષ રે. ।। વાં૦ ।। ૨૭ ।। સાસૂના જાયા વિના, શોલ વરસ ગયાં જેહ રે; મુઝ મનડાની વાતડી, જાણે કેવલી તેહ રે. ।। વાં૦ ।। ૨૮ ।। પણ કુર્કુટથી જે નર થયા, તે વિસ્તરશે વાત રે; સાસૂ સાંભલશે કદા, વલી કરશે ઉતપાત રે. ।। વાં૦ ।। ૨૯ ।। તે માટે સાવધાનથી, રહેજો ધરિય ઊલ્લાસ રે; જેહવા તેહવા લોકમાં, કરશો નહિં

વિશ્વાસ રે. ॥ વાં૦ ॥ ૩૦ ॥ સાસૂને કહેવરાવજો, ઈહાં આવ્યાનો ભાવ રે; પછે જેહવા પાસા પડે, તેહવા દેજો દાવ રે. ॥ વાં૦ ॥ ૩૧ ॥ મુઝ અવગુણની ગાંઠડી, નાખજો બારે નીર રે; નિજ દાસી કરી જાણજો, મુઝ નણદીના વીર રે. ॥ વાં૦ ॥ ૩૨ ॥ કાગલ લખજો ફરિ ફરિ, કૃપા કરી એક મન્ન રે; વેહેલાં દરિશણ આપજો, શરીરનાં કરજો જતન્ન રે. ॥ વાં૦ ॥ ૩૩ ॥ મુઝ બેહેની વાહલી ઘણું, પ્રેમલાલચ્છી જેહ રે; તેહને બહુ હેતેં કરી, બોલાવજો ધરી નેહ રે. ॥ વાં૦ ॥૩૪॥ (**સમસ્યા**) રાધાપતિકે કરવસે, પંચજ અક્ષર લેજો રે; પ્રથમ અક્ષર દૂરેં કરી, વધે તે મુઝને દેજો રે. (ઊત્તરદર્શન.)॥ વાં૦ ॥૩૫॥ જો હવે સૂરજ કુંડથી, વિઘન થયાં વિસરાલ રે; તો સહુ પુણ્ય પસાયથી, ફલશે મંગલ માલ રે. ॥વાં૦॥૩૬॥ એમ લખી લેખ ગુણાવલી, પ્રેખ્યો પ્રીતમ પાસ રે; દીપવિજય કહે ચંદની, હવે સહુ ફલશે આશ રે. ॥ વાં૦ ॥૩૭॥ **ઇતિ.**



## અથ શ્રીછુટક લાવણી પ્રારંભઃ

રાગ (દીન રયન મૂજે નહીં ચયન કીશે દુઃખ કહેનાં)

દે ગયા દગાદલદાર સૂનો મેરી માઈ; લગ રહી નેમ દરશનકી સરસ આશનાહી. ॥ ટેક. ॥ અબ અજબ અલી જો નેમ મેરે શિર છાજે, જાદવકી દેખી જાન જગત સબ લાજે; એસો નેમ નવલએક બીંદ અનોંખો બાજે, સુર નર મીલ ગાવે ગીત ગગનમેં ગાજે; અબ દોડ દોડ સબ દુનિયાં દેખન આઈ. ॥ દે ગયા૦ ॥ ૧ ॥ અબ ચડયો નેમ તોરનકુ આનંદ દિલ ધર કર, સજ આયા સુરંગી સાજ કીલોલા કરકર;

મેં પાયો પરમ આનંદ હરખ હૈયો ભર કર, લૈ ગયો પતી નેમનાથ મેરો મન હરકર; સખી સંપત મુજ આંગણમેં આજ ચલ આઇ. ॥ દે ગયા૦ ॥ ૨ ॥ અબ એણી અવસરમેં સુરત શ્યામકી લાગી, પશુવનકી સુનિ પૂકાર દયા દિલ જાગી; જીણ લહી પરબતકી વાટ ત્રશના ત્યાગી, શિવ-રમણી કે શિર બીંદ બન્યો વૈરાગી; અબ તેલ ચડી રાજુલકુ ખડી છટકાઈ. ॥ દે ગયા૦ ॥ ૩ ॥ અબ રેતીકે સરવર મેં ટીકે નહીં પાની, જિન ગૂન ગાયા નહીં જાય અલપ જીંદગાની; અબ કઠણ જીવ દુરગતકો બન્યો મેં દાણી, જિન દાશ કરો ભવ પાર દયા દીલ આંણી; અબ સરન મતિકે બેઠ વિંનતી ગાઈ. ॥ દે ગયા દગા દિલદાર૦ ॥ ૪ ॥ **ઈતિ.**

## અથ લાવણી.

ચલ ચેતન અબ ઉઠકર અપનેં, જિનમંદિર જઇયેં. ॥ કિસિકી ભૂંડી નાકહીયેં, કિસિકી બુરી નાકહીઇં, ॥ચલ૦॥ ॥ એ ટેક. ॥ ચરન જિનરાજ તણાં ભેટો; ભવોભવ સંચિત પાપ કરમ સબ, તન મનસેં મેટો. ॥ શુકૃત કીજેં મોરી જાંન ॥ શુક૦ ॥ સમકિત અંમૃતરસ પીજેં, જિનવરજીકા ગુંણ ભજિ લીજેં, લાભ જિન ભગતિકા લહીએ, ॥ ચલ૦ ॥ ॥ ૧ ॥ કરોમત મુખસેં બડાઇ; તજ તાંમસ તંન મંનસેં સમજકર, ધર આના ભાઈ. ॥ રીતસેં બોલો મોરી જાંન ॥ ॥ રી૦ ॥ આતમ સમત્તામેં તોલો, મત ભરમ પારકા ખોલો, મૌન કર તંન મનસેં રહીએ, ॥ ચલ૦ ॥ ૨ ॥ જોબન દિન ચાર તણાં સંગી; અંત સમે ચેતન ઉઠ ચલે, કાયા પડી

નંગી. ॥ પ્રીત સબ તુટી, ॥મો૦॥ પ્રી૦ ॥ આયુષકી ખરચી ખૂટી, ચેતનસેં કાયા રૂઠી, સુખ દૂખ આપ કરયા સહીએ, ॥ ચલ૦ ॥ ૩ ॥ જગતસેં રહેનાં ઉદાસી; ફરસે મેં મહારાજ ખુલી મોરી દુરગતિકી ફાંસી. ॥ તજયા સબ ધંધા. ॥ ॥ મો૦ ॥ તજ્યા૦ ॥ જિનવર મુખ પૂંનમચંદા, જિનદાસ તુમારા બંદા, મેરે એક જિન દરશન ચૈયે, ॥ ચલ૦ ॥૪॥

## અથ લાવણી.

મન સુંનરે તોરી સુકૃલ ઘડી શ્રાવકકી, હાથસેં જાવે; સૂત્રોકી માંનિ નહિં સીખ, ફિર ક્યું પછટાવે. ॥ એ ટેક. ॥ તું પરભવકા ડર રાખ, પ્રાણ મત લૂંટે; કુગતિસેં કરે તું હેત, શુગતસું રૂઠે.॥ તોરે જોબનિયાંકા છોલ, છિનકમેં છૂટે; ઇંદ્રીસેં લગાયો હેત, કહો કિમ તૂટે. ॥ તોરે હૈયે વધી વિષ વેલ, નહી કમલાવે; ॥ સૂત્રોકી૦॥મન૦॥૧॥તોરી શિવ સીખ સુત્રુકી, હૈયે નહી આંણી; તારો ખરો ખજાનો ખાયે, ગુરુકી વાંણી. ॥ તોરિ કુમતિ કલેસણ નાર, લીઓ તુહિં તાંણી; દુરગતકી બિછાઇ સેજ, તણી પટરાંણી. ॥ તું સૂતો કુમતકી સેજ, પાર નહી પાવે; ॥સૂ૦॥ મ૦ ॥૨॥ તેરા ગફલતમેં દિન ગયા, ગર્વ તેં રાખ્યો; કીધી જિનવાંણી દૂર, વ્યશન રસ ચાખ્યો. ॥ તે ગ્યાન ગાંઠડો ખોલ, રત્ન ક્યું નાખ્યો; સત બચન દીયો તેં છોડ, જૂઠ મુખ ભાખ્યો. ॥ એશો વાર વાર નર ભવ, ફિરી નહિ આવે; ॥ સૂ૦ ॥ મન૦॥૩॥ પોસાંગ પાગકી ખેર, માંન તું ખૂબી; તારે મન મોતિનકી માલ શિસપર લૂબી. ॥ તેરે હરાંમ હજરત હસી, હજૂરી ઉભી; શિર ખડો મિથ્યાતકા

મુંડ, બાત તેરી ડૂબી. ॥ તોરો હંસ હિયાંકો હાર, ઔર ક્યું ખાવે; ॥ સૂ૦ ॥ મ૦ ॥ ૪ ॥ સુકૃત સ્વપ્નેંમેં ભાઇ, રતિ નહી સૂઝે; મોરે કોણ ગતિકો જીવ, દાઝ ક્યું બૂઝે. ॥ મેરો ઘર ખૂટે દુરગતકી, કામઘેંણુ દુજે; ઇસ બોલ ધુનામેં બોત, મુજે કોણ પૂજે. ॥ જિનદાસ કપટકી ખાંણુ, માંન નહિ માવે; ॥ સૂ૦ ॥ મન સૂન રે૦ ॥ ૫ ॥ **ઈતિ.**

## અથ લાવણી.

તું કુમતિ કલેસણુ નાર, લગી ક્યું કેડે; ચલ સરક ખડીરે દૂર, તુજે કોન છેડે. ॥ એ ટેક. ॥ તું શુમતિકો ભરમાયો, મુઝે ક્યું છોડી; મેરી સદા સાશ્વતી સોબત, છિનકમેં ત્રોડી. ॥ તુઝ બિના સૂની મેરી સેજાં, કહું કર જોડી; ઉઠ ચલે હમારે સંગ, સુખેં રહો પોડી. ॥ યું જુર જુર કુમતી આંસુ આંખશું રેડે; ॥ ચ૦ ॥ ૧ ॥ તોરી નરક નિગોદકી સેજાં સેત મેં રૂઠો; પકડયો સેટો જિનરાજ, સંગ તોરો છૂટો. ॥ તોરી મૂરખ માનેં બાત, હૈયાંકો ફૂટો; મેં સેજેં હુઓ દૂર, તાર તોરો ત્રુટો. ॥ તું કર દૂરાંસેં બાત, આવ મત નેડે; ॥ ચ૦ ॥ ૨ ॥ મેરી અંતકાલકી પ્રીત, પલક નહી પાલી; શુમતિસે લાગો સંગ, મુજે ક્યું ટાલી. ॥ તું શુંમતિકો સિલદાર, સુણાવે ગાલી; તેરી હમ દોનું હે નાર, ગોરી ઓર કાલી. ॥ તું હમકું ઠેલે દૂર, શુમતકું તેડે; ॥ ચ૦ ॥ ૩ ॥ અબ કુમતિકો લલચાયો, રતિ નહિં ડગીયો; સુણકર સૂત્રોંકી સીખ, સેંટ હોઇ લગીયો. ॥ ચેતન દૂરા કુંમતકી, સેજશું ભગીયો; જિનરાજ વચનકો

જ્ઞાન, હિયેમેં જગીયો. ॥ જિનદાસ કુમત તુ બાત, ખોટી મત ખેડે; ॥ ચલ સરક ખડી રહે૦ ॥ ૪ ॥ ઈતિ.

## અથ લાવણી.

ખબર નહિં આજુગમેં પલકી; શુકૃત કરનાં હોયે સો કરલે, કોંન જાને કલકી. ॥ એ આંકણી. ॥ આ ધોસ્તીહે જગ વાસકી, કાયા મંડલકી; શ્વાસ ઉશ્વાસ સમરલે સાહિબ, આયુ ધટે પલકી. ॥ ખબ૦ ॥૧॥ તારા મંડલ રવિ ચંદ્રમા, સબ હે ચલનેકી; દિવસ ચારકા ચમત્કાર જ્યું, વીજલીયાં જલકી. ॥ ખબ૦ ॥ ૨ ॥ કૂડ કપટકર માયા જોડી, કર બાતાં છલકી; પાપકી પોટલી બંધી શિરઉપર, કોન કરે હલકી. ॥ ખબ૦ ॥ ૩ ॥ આ જુગ હે સુપનેકી માયા, જયેશી બૂંદાં જલકી; વિણસંતા તો વાર નલાગે, દુનીયાં જાયે ખલકી. ॥ ખબ૦ ॥ ૪ ॥ માત તાત સુત બંધવ બાઇ, સબ જુગ મતલબકી; કાયા માયા નાર હવેલી, એ તેરી કબકી. ॥ ખબ૦ ॥ ૫ ॥ મન માતંગ મોહકા દારૂ, મસ્તિ હે દિલકી; સતગુરૂ અંકુશ ધરો શિસપર, ચલ મારગ સતકી. ॥ ખ૦ ॥ ૬ ॥ જબલગ હંસા રહે દેહિમાંહેં, ખુંસિયા મંડલકી; હંસા દેહિ છોડચલે તબ, માટી જંગલકી. ॥ખ૦॥ ॥ ૭ ॥ દયાધર્મ સમરણ સાહિબકો, કર બાતાં બલકી; રાગ દ્વેષ તજ વંછા રાખો, પદવી અવિચલકી. ॥ ખ૦ ॥૮॥

## શ્રી અજિત નાથ મહારાજની લાવણી.

શ્રી અજિતનાથ મહારાજ, ગરીબ નીવાજ, જરૂર જિનવરજી; સેવક શિરનામી, તને ઉચારે અરજી. ॥ એ

આંકણી. ॥ ૧ ॥ કર માફી મારા વાંક, રઝળીઓ રાંક, અનંતા ભવમેં; આવ્યો છું તાહારે સર્ણ, બલી દુઃખ દવમેં. ॥ ક્રોધાદિક ધુકતા ચાર, ખરેખર ખાર, લગ્યા મુજ કેડે; વલી પાપી માહારો નાથ, છેક છંછેડે. ॥ એ મુજરો મુજ ભગવાન, કરૂં ગુણગાન, ધ્યાનમાં ધરજી. ॥ સેવક૦ ॥૨॥ મેંપૂર્ણ કર્યાછે પાપ, સુણજો આપ, કહું કર જોડી; મુજ ભુંડામાં ભગવાન, ભૂલ નહીં થોડી. ॥ જીવહિંસા અપરંપાર, કરી કિરતાર, હવે શું કરવું; જૂઠું બહુબોલી, સાચને શું હરવું. ॥ તારા ખોળામાં મુજ શિશ, જાણ જગદીશ, ગમે તે કરજી; ॥ સેવક૦ ॥ ૩ ॥ મેં કર્યાં બહુ કુકર્મ, ધરી નહીં ધર્મ, પૂરણ હું પાપી; અવલો થઇ તહારી આંણ, મેંજ ઉત્થાપી. ॥ હું મૂરખ નિંદા ધણી, મુનિવર તણી, કરી હરખાયો; પરદારા દેખી લબાડ હું લલચાયો. ॥ કિંકર કહે કેશવ લાલ, આણીને વહાલ, દુઃખને હરજી; ॥ સેવક૦ ॥૪॥

## અથ લાવણી.

સદાનમુ જિનરાજ ચરણકુ, કિયો જગતમેં જાહાર; સફલ કરદિયો, મેરો અવતાર. ॥ એ ટેક. ॥ ઉડી ઉંગ મેરી અનંત કાલકી, હુવો જૈનકો જાન; જિનંદ તેરા બચન, બસ્યા મેરે કાન. ॥ સતવાદી મુખ સદા સોહાવે, ચડયો રંગબીન પાન; વસ્યો અનુભવપદ, હૃદે આન. ॥

દોહરો. { વીતરાગ રવિ ઉગીયો, મુજ હૃદહેમેં ભાણ;
અંધકાર અલગો ગયો, નીરખલીયો નિજજ્ઞાન. ॥ }

કુગુરૂ દલકુ દીયા સબ માર. ॥ સદા નમું જિનરાજ૦ ॥૧॥

નીસદીન ફરકે ન્યન હમારા, ભઇ દરશનકી આસ; ના ટિક નાચે કરે કીરતન, રચે કીસનકો રાસ; હીયાકી અકલ ગઈ સબ નાસ. ॥

દોહરો. { જગત પડયો જંજાલમેં, અરૂ જૈન ધર્મ દીયો છોડ;
કુગુરૂકા ઉપદેસસેં, કીની માથા ફોડ. ॥

ભૂલમેં પડયો જગત સંસાર. ॥ સદા નમુ જિન૦ ॥ ૨. ॥

ઉલજ રહ્યા સબ જીવ જગતકા, ચલે કુગુરૂકી ચાલ; શિશ પર કપટ રહ્યો તેરે કાલ. ॥ મુજ રૂચતી નીજ છબી જિણંદકી, તજો જગત જંજાલ; વસ્યો જિન નામ હૈયેમેં લાલ. ॥ વલ્લભ લાગે ચરણ તુમારા, એહી ખરો હે ખ્યાલ; કરોગે મેરી પ્રભુ પ્રતિપાલ. ॥

દોહરો. { દેવ જગતકા જોઈયા, નહીં સરણકો ઠામ;
રાજ આજ આંણદકો, પાયોમેં વિશરામ. ॥

ઉતારો જેમ તેમ મોહે ભવ પાર. ॥ સદા નમું જિન૦ ॥૩॥

ઔર ન સુજે દોડ દોડ, મ્યે તુંમ ચરણે આયો; ગ્યાનકો ભેદ ભલો પાયો. ॥ અધિક હુવો આનંદ આજ મેં, જિનવર જશ ગાયો; વચન તેરો રોમ રોમ છાયો. ॥ ખુશબક્તિમેં મૌજ કરે મન, અનુભવસેં ન્હાયો; કુગુર તજ વીતરાગ ધ્યાયો. ॥

દોહરો. { એહુજ મોકુ દીજીયે, જૈન ધર્મકી જોત;
ઓર ધર્મ રૂચત નહીં, કુગુર જોયા બોત. ॥

કીયો જિનદાસ જિણંદ કરતાર. ॥ સદા નમુંજિન૦ ॥ ૩ ॥

## અથ લાવણી.

તુંમ તજો જગતકા ખ્યાલ, ઇશ્કકા ગાના; તેરી અલ્પ ઉમર ખુટ જાય, નરક ઉઠ જાના. ॥ એ આંકણી. ॥ તે દિનો ચાર જુગ બીચ, લિયા હે બાસા; તેરે શિરપર બેઠાકાલ, કરે હે હાંસા. ॥ મેં બોલું સાચી બાત, જૂઠ નહીં માસા; તું સૂતા હે કિણ નિંદ, કયેસી કર આસા. ॥ અબ સેવ દેવ જિન-રાજ, ખલકમેં ખાસા; તેરા જોબન પતંગકા રંગ, જૂઠ સબ આસા. ॥ અબ હૈયે ધરો મેરી સીખ, સમજ રે દીવાના; ॥ તુમ૦ ॥૧॥ અબ બૂરી ભલી સબ બાત, સૂનકર રીજે; એ સુખ મીઠા સંસાર, ભેદ નહીં દીજે. ॥ કર વીતરાગ વિશ્વાસ, હીયે ધર લીજે; અબ નીચ નારકા સંગ, માંહે મત ભીજે. ॥ અબસાત વ્યશનકો સંગ, પ્રીત મત કીજે; તોહે દુરગતિ દે પહોંચાય, તેરો તન છીજે. ॥ તું સુખ દુઃખકા સિરદાર, રંક નહી રાંણા. ॥ તુંમ૦ ॥ ૨ ॥ તું બીસર ગયા જુગ બીચ, નામ જિનવરકા; પચ રહ્યા કુટુંબકે કાજ કીયા ફંદ ઘરકા. ॥ તેં દયા ધર્મ બિન ખોયા, જનમ સબ નરકા; તેં પલ્લે બાંધ્યા પાપ, કસાઇ સરખા. ॥ અબ લીયા નહીં તેં લાભ, બખત પર કરકા; તેરી બીતિ બાત સબ જાય, જનમ જ્યું ખરકા. ॥ અબ સુણો સીખ સુત્રકી સુલટ રે સાણા. ॥ તુંમ૦ ॥ ૩ ॥ તેરી ચરણ સેજ પર પોઢયા, આંનદ દીલ આયા; મેરી ભગી ભૂખ સબ પ્યાસ, સુધા રસ પાયા. ॥ મેરે શિરપર તુંમ સિરદાર, જિનેશ્વર રાયા; મેં ચાંહુ ચરણકી સેવ, સફલ કર કાયા. ॥ અબ-દો દોલત દરશનકી, મેરે એહી માયા; યું અરજ કરે જિન-

દાસ, અલપ ગુનગાયા. ।। અબ કુગુરૂકા ઉપદેશ, ધરો મત કાના; ।। તુંમ તજો જગતકા૦ ।। ૫ ।। **ઇતિ.**

## અથ શ્રી ગુંહલી પ્રારંભઃ

( ઘરે આવોજી આંબો મોહોરીઓ ) એ દેશી.

મહાવીરજી આવી સમોસર્યા, રાજગૃહી નગરી માંહિ; સમવસરણ દેવેં રચ્યું, તિહાં બેઠા શ્રી વર્દ્ધમાંન. ।। માહા૦ ।। ૧ ।। વનપાલકે દીધી વધામણી, હરખ્યો શ્રેણિક ભૂપાલ ગૌતમ આદે ગણધરુ, સાધવી છત્રીસ હજાર. ।। મા૦ ।। ૨।। રાજા ગજ સણગાર્યા મલપતા, તુરીયતણો નહીં પાર; રાજા બહુ સામગ્રી સંચર્યા, સાથે મંત્રી અભય કુમાર. ।।મા૦।।૩।। ઢોલદદામા ગડગડે, સરણાઈ અતિસેં રસાલ; રાજા ગજ-થકી હેઠા ઉતરી, પ્રિતેં વાંદે પ્રભુજીના પાય.।।મા૦।।૪।। રાજા ત્રણ પ્રદક્ષિણા દેઈકરી, રાજા બેઠો ભરી સભામાંહિ; રાંણિ ચેલણા લાવે ગુંહલી, સાથેં સખીઓનો પરીવાર. ।। મા૦ ।। ૫ ।। રાણિયેં ઘાટ ઉઢયો રે ઘુટાતણો, રાણિ ચેલણાનુ સણગાર; રાંણીયેં કંકુયોલાવી કુંકાવટી, રાંણીયેં લીધો શ્રીફલ શ્રીકાર. ।। મા૦ ।। ૬ ।। રાંણી ચેલણા પૂરે ગુંહલી, માહાવીરનેં પાંવલા હેઠ; રાંણી બહુ પરીવારેં પરવરી, રાંણી ગાવે ગીત રસાલ. ।।મા૦।।૭।। રાંણી લલી લલી લે રે લુંછણા, પ્રિતેં પૂજે પ્રભુજીના પાય; પ્રભુ દેશના સાંભલી હરખીયા, સમકિતપામ્યો નરેસ. ।। મા૦ ।।૮।। પ્રભુ તુમસરીખા મુજને મલ્યા, મારી દુરગતિ દૂર પલાય; પ્રભુ સેવક જાંણી તારજો, મુંને મુક્તિ તણાં સુખ થાય. ।। માહા૦ ।। ૯ ।। **ઇતિ.**

## અથ ગુંહલી.

સખી સરશ્વતી ભગવતી માતા રે, કાંઈ પ્રણમીજે સુખ સાતારે, કાંઇ વચન સુધારસ દાતા. ॥ ગુણવંતા સાંભલો વીર વાંણી રે. ॥ કાઈ મોક્ષતણી નીસાણી. ॥ ગુણ૦ ॥ ૧ ॥ સખી ચતુરંગ ફોજ સાથ રે, સખી આવ્યા શ્રેણીક નરનાથ રે, પ્રભુ વંદીને હુઆ સનાથ. ॥ ગું૦ ॥ કા૦ ॥ ૨ ॥ કાંઇ સખીયો સંયુગત રાણી રે, આવી ચેલણાં ગુણની ખાંણી રે, એતો ભાંમંડલમાં ઉજાંણી. ॥ ગુ૦ ॥ કા૦ ॥ ૩ ॥ કરે સાથીઓ મોહુન વેલરે, કાંઈ પ્રભુને વધાવે રંગરેલરે, કાંઇ ધોવા કરમના મેલ. ॥ ગું૦ ॥ કા૦ ॥ ૪ ॥ બારપરખદા નિસુણે વાંણી રે, કાંઇ અમૃત રસ સમ જાંણી રે, કાંઇ વરવા મુક્તિ પટ્ટરાંણિ. ॥ ગુણવંતા૦ ॥ કાઇ મોક્ષતણી૦ ॥ ૬ ॥ **ઈતિ.**

## અથ ગુંહલી.

બેની સંચરતાં રે સંસારમા રે; બેની સદ્દગુરૂ ધર્મસંજોગ. ॥ વધાવો ગુંહલી રે ॥ બેની સદ્દહણાં જિન શાસનની રે; બેની પુરણ પુણ્ય સંજોગ. ॥ વ૦ ॥ ૧ ॥ બેની સંમ સંતોષ સાડી બની રે, બેની નવગ્રહ્મ નવ રંગ ધાટ ॥વ૦॥ બેની તપ જપ ચોખા ઉજલા રે, બેની આણી તિલક અભંગ. ॥ વ૦ ॥ ૨ ॥ બેની સમકિત સોવન થાલમાં રેં, બેની કંનક કચોલે ચંગ ॥ વ૦ ॥ બેની સંવર કરો શુભ સાંથીઓ રે, બેની વિવેક વધાવો સાલ. ॥ વ૦ ॥ ૩ ॥ બેની સુમતિ ગુપતિ શ્રીફલ ધરો રે, બેની અનુભવ કુંકુંમ ઘોલ ॥ વ૦ ॥ બેની નવ તત્વ હિયેધરો રે, બેની સત્યવૃત વિન્ય

સુપાટ. ॥ વ૦ ॥ ૪ ॥ બેની ભવ જલ જેહથી મેટીયેં રે, બેની કીજીયેં ચંદન ઘોલ ॥ વ૦ ॥ બેની વીર કહે જિન શાસને રે, બેની રેહેતા મંગલા માલ ॥ વ૦ ॥૭॥ઈતિ.

## અથ ગુંહલી.

ગામ નગર પુર વિચરંતા ગુરુ આવે છે, મુનિ પંચસયાં પરીવાર સાથેં લાવે છે; સહસઆઢાર સિલાંગનાં જે ઘોરી છે, બ્રહ્મચર્ય ભેદ આઢર આપ વીચારી છે. ॥ ૧ ॥ જીવ ભેદ બત્રીસની દયા જાંણી છે, નિરુપાધિક દેશના સાર નાથ વખાણી છે; દીક્ષા દોષનીવારવા નર તારે છે, પાપસ્થાંનના દોષ અઢાર દુર નિવારે છે. ॥૨ ॥ રત્ન ત્રઈ આરાધતાં ગુરુ રાજે છે, ગુંણ ગુરુ ચૈત્ય ઉદ્યાંન આધક નિવાજે છે; કનક કમલ વીરાજતા ગુરુ ગાજે છે. પ્રભુ બાર પટોધર ધીર ભાવઠ ભાંજે છે. ॥ ૩ ॥ જંબુ કુંમર યુક્તે કરી ગુરુ ભેટયા છે, કહું માહારા મનથી એમ પાતિક મેટયા છે; સમુદ્રસિરી જંબુ તણી પટરાંણીછે, વલિ બીજી સાથેં નાર ગુંણની ખાણી છે. ॥ ૪ ॥ પહેરી કરુણા કાંચલિ વ્રત મોતી છે, ઓઢી સમકિત સાડી માંહે ગુરુ મુખ જોતી છે; થિરતા ભાવના થાલમાં વ્રત મોતી છેં, ભરી કુંકમ રાગ કચોલ પુણ્ય પનોતીછે. ॥ ૫ ॥ શ્રદ્ધા ભાવનો સાથીઓ જે પુરે છે, ઠવી પંચ ચાર રત્ન ચિહુંગતિ ચુરે છે; તે દેખી મોહરાયની માત ઝુરે છે, તે લેસે સંજમ ભાર ચડતે નુરે છે. ॥ ૬ ॥ ગુંહલી કરો ગુરુ આગલેં મન માચે છે, કહ્યું

જંબુ સોહમ પાસ સંજમ જાચે છે; પાંચસેં સત્તાવીસ સંગેં વ્રત લીધું છે, કહે મોહન માહારાજ કારજ સિધું છે. ॥૭॥ **ઇતિ.**

## અથ ગુંહલી.

બેની નરભવ પુણ્યે પાંમી રૂઅડાં રે; સુચિ રૂચિ કરો સણગાર રે. ॥ વધાવો ગુરૂને મોતીયેં રે. ॥ બેની દરિશણ કરો આદિ દેવનું રે, બેની વલી વલી વાંદો રે અણગાર રે. ॥ વ૦ ॥ ૧ ॥ બેની મયંગલ પરે મુનિ માલતાં રે, બેની મધુકર પરેં લીયે આહાર રે. ॥ વ૦ ॥ બેની આતમરાંમ રમે રંગશું રે, બેની સૂત્ર અર્થ રયણ ભંડાર રે. ॥વ૦॥ ॥ ૨॥ બેની ઈમ સોહાસણ પૂરે સાંથીઓ રે, બેની ગાવો મંગલ ગીત રે. ॥ વ૦ ॥ બેની વિધશું વધાવી કરો લૂંછણાં રે, બેની એ જિનશાસન રીત રે. ॥ વ૦ ॥ ૩ ॥ બેની પચ્ચખાંણ કરો પાય પૂજીને રે, બેની વીરવાંણી પીઓ રસાલ રે. ॥ વ૦ ॥ બેની સુદ્ધ હોએ આતમા આપણો રે, બેની શિવ સુખ લહીંએ રસાલ રે. ॥ વ૦ ॥ ૪ ॥ **ઈતિ.**

## અથ ગુંહલી.

( સમુદ્ર વિજય સુતચંદલો શામલિયાજી ) એ દેશી.

વિનિતા નગરી નિર્મલી ॥ જિનરાયા જી ॥ જિહાં સમોરસ્યા અદિનાથ ॥ સુર નમે પાયાજી ॥ સમવસરણ દેવેં રચ્યું ॥ જિ૦ ॥ તિહાં બેઠા ત્રિભુવનનાથ ॥ સુ૦ ॥ ૧ ॥ કંચન કાંતી તનુ દીપતું ॥ જિ૦ ॥ ગજ સરખી જસ ચાલ ॥સુ૦॥ દીર્ઘ ભુજા તંનુ દીપતી ॥ જિ૦ ॥ તસ રૂડા નયણ વિશાલ ॥ ॥ સુ૦ ॥૨॥ નરના અમરના ઇંદલા ॥ જિ૦ ॥ તેણે થુણિયા

ચરણ સરોજ ॥ સુ૦ ॥ મુખ સોભાએં લાજિઓ ॥ ॥ જિ૦ ॥ શશિ ગયણ વસે હર રોજ ॥ સુ૦ ॥ ૩ ॥ તપ તરવારેં વારિયા ॥ જિ૦ ॥ ભાવ રિપૂ જે આઠ ॥ સુ૦ ॥ ॥ ૪ ॥ ક્ષમા સુરા ભગવંતજી ॥ જિ૦ ॥ ચોત્રીશ અતી-સય ધાર ॥ સુ૦ ॥ પાંત્રીસ વાણી ગુણે કરી ॥ જિ૦ ॥ દેસના દે જલધાર ॥સુ૦ ॥ ૫ ॥ વનપાલકના મુખ થકી ॥ ॥ જિ૦ ॥ તાતજી આવ્યા ઉદ્યાન ॥ સુ૦ ॥ સાંભલી ભરત નરેશ્વરૂ ॥ જિ૦ ॥ આપે બહુલા દાન ॥ સુ૦ ॥ ૬ ॥ ચતુ-રંગી સેન્યા સજી ॥ જિ૦ ॥ વંધા શ્રીભગવાંન ॥ સુ૦ ॥ પ્રભુજીની વાણી સુણે ॥ જિ૦ ॥ ચક્રી ભરત સુજાંણ ॥સુ૦॥ ॥ ૭ ॥ વખાણ અવસર સાથિઓ ॥ જિ૦ ॥ લાવે ભરતની નાર ॥ સુ૦ ॥ શ્રદ્ધા સ્વસ્તિક પુરિઓ ॥ જિ૦ ॥ ગાયે ગોરી ગીત ઉદાર ॥ સુ૦ ॥ ૮ ॥ ગીતારથ ગુરુ આગલેં ॥જિ૦॥ જે કરે શ્રુત બહુ માન॥સુ૦॥ દર્શન સાગર એમ કહે॥જિ૦॥ તસ થાયે પરમ કલ્યાણ ॥ સુ૦ ॥ ૯ ॥ **ઇતિ સંપૂર્ણ.**

## અથ ગુંહલી.

( આજ હજારી ઢોલો પ્રાંહુણો. ) એ દેશી.

રત્નત્રયી આરાધવા, આણિ અધિક ઉમેદ ॥સહિઅર મોરી હે ॥ આગમ આગમધર સુણી, ગુણગુણી ભાવ અભેદ. ॥ સહીઅર મોરી હે ॥ ગુંહલી કરો ગુરૂ આગલેં. ॥ એ ટેક૦ ॥ ॥ ૧ ॥ પર પરીણામને ટાલવા, લેવા શિવપુર મર્મ. ॥સ૦॥ ॥ ગુ૦ ॥ ૨ ॥ દ્રવ્ય ભાવ સંજોગથી, જે રહે નિત્ય અલેપ, ॥ સ૦ ॥ સ્યાદ્વાદની દીયે દેશના, જાણંગ નય નીક્ષેપ. ॥

॥ સ૦ ॥ ગું૦ ॥ ૩ ॥ આત્મ ભાવ સ્વરૂપના, ભાસજ ભાનુ સમાંન. ॥ સ૦ ॥ સ્વ પર વિવેચન શ્રુત થકી, તેણેં ભક્તિ બહુમાન. ॥સ૦॥ ગું૦ ॥ ૪ ॥ રુચિવંતા સુશ્રાવિકા, કરવા શ્રુતની બહુ ભક્તિ. ॥સ૦॥ વિનયવંતી બહુ માનથી, ફેરવતી આત્મ શક્તિ. ॥ સ૦ ॥ ગુ૦ ॥ ૫ ॥ આત્મ બાજોટ ઉપરેં, સમકિત સાથીઓ પૂર. ॥ સ૦ ॥ લલી લલી કરતી લુંછણા, મિથ્યામતિ કરી દૂર. ॥ સ૦ ॥ ગું૦ ॥ ૬ ॥ જે સુણે આગમ એણિ વિધેં, જન્મ સફલ હોએ તાસ. ॥સ૦॥ માહરે ભવોભવ નિત્ય હોજો, જ્ઞાનમહોદય વાસ. ॥સ૦॥ ॥ ગુંહલી કરો ગુરૂ૦ ॥ ૭ ॥ **ઇતિ.**

## અથ ગુંહલી.

જીરે મારે દેશના દ્યો ગુરૂરાજ, ઉલટ આંણિ અતિઘણો. ॥ જીરે જી ॥ જીરે આવિઓહર્ષ ઉલ્લાસ, મૂક દેઈ સંસારને. ॥ જી૦ ॥ ૧ ॥ જીરે વિલંબ નકીજેં ગુરુ રાજ, દાસ ઉપર દયા કરો. ॥ જી૦ ॥ જીરે મહેર કરો મેહેરબાંન, અમૃત વચનેં સીંચિએં. ॥ જી૦ ॥ ૨ ॥ જીરે સુણવા સૂત્ર સિદ્ધાંત, હેજે હિયડું ગહગહે. ॥ જી૦ ॥ જીરે જીમ મોરા મન મેહ, સીતાને મનેં રામજી ॥ જી૦ ॥ ૩ ॥ જીરે કમલા મન ગોવિંદ, પારવતી ઈશ્વર જપે ॥ જી૦ ॥ જીરે તિમ મુઝ રૂદય મઝાર, જિનવાણી રૂચે ઘણી ॥ જી૦ ॥૪॥ જીરે નયગમ ભંગ નિખેપ, સુણતા સમકિત સંપજે ॥ જી૦॥ જીરે ઉત્પાદ વય ધ્રુવરૂપ, સ્યાદ વાદ રચના ઘણી ॥ જી૦ ॥૫॥ જીરે નવ તત્વને ષટ દ્રવ્ય, ચાર નિક્ષેપે સપ્ત નયેં

કરી ॥જી૦॥ જીરે નિશ્ચળ ને વ્યવહાર, એણિપરે મુઝ ઓલખાવિએં ॥ જી૦ ॥ ૬ ॥ જીરે કૃપા કરો ગુરુ રાજ, તે સુણવા ઈચ્છા ઘણી ॥ જી૦ ॥ જીરે નિજપર સત્તારૂપ, ભાસે તે સુણતાં થકાં ॥ જી૦ ॥ ૭॥ જીરે જિન ઉત્તમ માહારાજ, તસ પદ પદ્મ સેવે સદા ॥ જી૦ ॥ જીરે પ્રગટે આત્મ સ્વરૂપ, ઉમાય કુંઅર એણીપરેં ભણે. ॥ જીરે જી. ॥૮॥ **ઇતિ.**



**અથ શ્રી છૂટક વંસત પ્રારંભઃ**

શ્રી ચિંતામણ પાર્શ્વપ્રભુ; તારા મંદીરમાં બરશે રંગરે. ॥ હોમાહારાજ તારા૦ ॥ ટેક. ॥ જ્ઞાન ગુલાલ અબીર ઉડાવત; સમતા નીરશું રંગરે. ॥ શ્રી ચિંતા૦ ॥ ૧ ॥ અનુભવ લ્હેર ફુલી ફુલવાડી; ચમકીત નવનવા રંગરે. ॥ શ્રી ચિંતા૦॥૨॥ ઉપસમ બાગ અભંગ અનોપમ; શુકલ ગ્યાનશું ચંગ રે ॥ શ્રી ચિંતા૦ ॥ ૩ ॥ અમરચંદ ચિંતામણ ચિત્તધર; લાગો અવીહડ રંગરે. ॥ શ્રી ચિંતામણિ પાર્શ્વ૦ ॥ ૪ ॥ **ઇતિ.**

**વસંત.**

હાંરે નહીંરે નાર નવ રંગ બનો, અપને નેમજીકા દરરે; આંબો મહોર્યો, કેશર ફુલ્યો, ફુલ્યો સગલો વંન રે ॥ હાંરે નહીંરે૦ ॥ ૧ ॥ ઉપશમ રશકો રંગ ભયો હયે, અબીર અરગજા ભરરે; પંચ શુમતી ખેલે અબ રહીયો, શીહલ સદાકો ધરરે. ॥ હાંરે નહીંરે૦ ॥ ૨॥ રાસ મચ્યો હયે શુભ મતી સહીકો, કુંમતી સખીકો દરરે; ફગુવા દેયો જોલીભર અવીચલ , માહાનંદકો ઘરરે. ॥ હાંરે નહીંરે૦ ॥ **ઇતિ.**

### વસંત.

ખેલે પાશકુમર વનક્રીડા; ત્યાં પ્રગટી વસંતકી લીલા. ॥ ખેલે૦ ॥ ટેક. ॥ સમએ સમજ તીહાં આએ સુરા સુર; નર સબ રંગ રશીલા. ॥ ખેલ૦ ॥ સગલે ખેલ ખેલત પ્રભુ આગે; ગાવત રંગ રશીલા. ॥ ખેલે૦ ॥ ૨ ॥ રીંજ પુંજ સબહુંકી શક્ડી; કરત સ્વરૂપ વશીલા. ॥ ખેલે૦ ॥૩॥

### વસંત.

પાશ કુમરજી ફાગ રશીલા; ખેલે પહેરી પીતાંબર નીલા. ॥ ॥ પાશ૦ ॥ ટેક ॥ દેવ દેવી આગે નૃત્ય કરત હયે, વાજે વાજા નવીલા. ॥ પાશ૦ ॥ ૧ ॥ અપછરા મલી ગગરદીએ ફેરી; તાન માન સુંમતીલા. ॥ પાશ૦ ॥ ૨ ॥ તીંહાં ચીત્ર પટ ધારી એક નર; આવ્યો પંથ વસીલા. ॥ પાશ૦ ॥ ૩ ॥નેમી કુમાર બેહારકી રચંના; દેખત ગ્યાન ગહીલા. ॥ પાશ૦॥ ॥ ૪ ॥ જીવ દયા કરી વીષયકુ પરહરી; શીહલ ધરે શુભ-ધીલા. ॥ પાશ૦ ॥ ૫ ॥ મંનમેં બીચારત પાશ કુંમર રહ્યએ; આપ સ્વરૂપ લખીલા. ॥ પાશ૦ ॥ ૬ ॥ **ઇતિ.**

### ફાગ—રાગ હોરી.

કીન શંગ ખેલું મેં હોરી; સખી મોરે કંત રીશાયો. ॥ કીન૦ ॥ ટેક ॥ તોરન આએ ચલે રથ ફેરી: પશુપર દોશ ઠેરાયો. ॥ સખી૦ ॥ ૧ ॥ અષ્ટ ભવંતર નેહને પારી; નવમે નેહ ન આયો. ॥ સખી૦ ॥ ૨ ॥ યું વીલપતી ગહી પીયુ પાસે; સંજમ ચિત્ત ઠેરાયો. ॥ સખી૦ ॥ ૩ ॥ નેમ રાજુલ-મલા મુક્ત મંદીરમેં; ગેલચંદ સુખ પાયો. ॥ સખી૦ ॥૪॥

## હોરી.

શાંમરેસેં કહીયો હોરી,—હોરી રે શાંમ૦॥ટેક.॥ છાંડ ચલે ગીરનાર પિયાજી, પ્રીત પુરાતન તોડી; મેં શુગનીંકી નહી કયા તકશીર, રાજુલ કહે કરજોડી, પીયા મોહે કાયકુ છોડી. શામરે૦ ॥ ૧ ॥ તોરન આએ ચલે રથ ફેરી, જીવ દયા દીલ દોરી; પશુઆંપે કરૂંના પ્રભુ કીની, નારી—લાલા નારી છાંડ ચલેરી, પુરાતન પ્રીતકું તોડી.॥ શાંમરે૦ ॥ ૨ ॥ ફાગુન ફાગ રમીજે બાલમ, લાલ ગુલાલ ઉદેયોરી; કુશુંમ ચંદન ઔર અરગજા, કેશર—લાલા કેશર ગાગર ગોરી, પીયા મોશે ખેલોની હોરી. ॥ શામરે૦ ॥ ૩ ॥ સહેસા બનકી કુંજગલનમેં, સંજમ સુધ લહોરી; નેમ રાજુલ દોએ મુક્તિમે રમૈયા, ચતુર—લાલા ચતુર કહે કર જોડી, મોહ મદ માનકુ તોડી. ॥ શામરેસેં૦ ॥ ૪ ॥ **ઈતિ.**

## રાગ.

( લાલ બંશી બજ રહી જમુંનાકે તીર ) એ રાગ.

માહિ મેરો નંદન ચિત્ત હરે; હરે રે માહી ॥ માહી મેરો૦ ॥ ॥ ટેક. ॥ પૂરનચંદ કમલદલ લોચન, નીરખત ન્યન ઠરે; ઠરે રે માહી ॥ માહી૦ ॥ ૧ ॥ ઠમઠમ ઘુઘરી પાંએ ઠમકત અંગ ઊલ્લાશ ધરે; ધરે રે માહી ॥ માહી૦ ॥ ૨ ॥ ગેંદ લીયે સબ ખેલ ખેલાવત, દુઃખ સવી દૂર કરે; કરે રે માહી. ॥ માહી૦ ॥ ૩ ॥ અશ્વસેન કુલ નંદન નીકો, ભવ ભય ભિતી હરે; હરે રે માહી. ॥ માહી૦ ॥૪॥ વાંમાં નંદન જગ ચિરંજીવો, લક્ષમી સિખર ગુણ ગ્યાન કરે; કરે રે માહી. માહી મેરોનંદન૦ ॥ ૫ ॥ **ઈતિ.**

## વસંત.

બાત એ બિસર ગહી; કહી જો ગ્યાંની પુરૂસેં. ॥ બા૦ ॥ એ ટેક. ॥ ધન કારણ્ કરી જીવ હિંસ્યા બહુ, પરીગ્રહ મમતા ભઇ; તોલ માપ સબ ફૂડ કમાયા, પરધન આસ થઇ. ॥ કહી૦ ॥ ૧ ॥ ક્રોધ માન દોનું મુનિંમ બડે હૈં, ઉનકી હોત સહી; કેવલ પાપ કર્મ બંધાયે, આરત રોદ્ર મઇ. ॥ કહી૦ ॥ ૨ ॥ કૂડ કપટ બિન પૈસો નમિલે, એસી સમજ ભઇ; સત્ય કમાવે ઝૂઠ ન બોલે, સો નર ગિનતી નહીં. ॥કહી૦ ॥ ૩ ॥ ધૂરત ઠગકી કલા બહુ સીખી, બિસરત કબહુ નહીં; બહુ હુસીયારી કહાવે ઉનકી, બાજી બિગર ગહી. ॥ કહી૦ ॥ ૪ ॥ નહીં સમભાવ નરમ ગુંણ નાંહીં, સરલ સુભાવ નહીં; નહીં સંતોષ સત્ય બ્રહ્મચારી, તપ જપ ધ્યાંન નહીં. ॥ કહી૦ ॥ ૫ ॥ અસુભ કરમ ઉદયેથી ચેતન, જડતા બુદ્ધિ લહીં; દુરગતિ જાવે બહુ દુઃખ પાવે, જ્ઞાંનીયેં એસી કહી. ॥ કહી૦ ॥ ૬ ॥ ગ્યાંનકી બાતાં મુખમેં ભરી હે, પણરુદયેમેં નહીં; વિનય કહે કહો કેસેં પાવે, ભવકો પાર સહી. ॥ક૦॥૭॥

## વસંત.

બાતકી સમઝ પરી; કહી જો જ્ઞાંની પુરૂષે. ॥બાતકી૦॥ ॥ ટેક ॥ ક્રોધાદિક ષટ વેરી હમારા, ઉનકી કલન પરી; ધર્મ ખજાંનોં ખાલી કીયો સબ, કરજદાર કરી. ॥ કહી૦ ॥ ॥ ૧ ॥ જીવહિંસ્યાનેં જૂઠો બોલણ, ચોરી કુસીલકરી; પરીગ્રહકી ત્રસનાં એ પાંચે, આયા હોંસ ધરી. ॥ કહી૦ ॥ ૨ ॥ હમ જાંન્યો દુરગતિ ભેજેંગા, પાંચે દૂર કરી; તુમકું આદર

માંન મિલેસે, ઓઅબ નાંહીં ધરી. ॥ કહી० ॥ ૩ ॥ સમતા ગુણ નરમાસપણુ હે, સરલ સ્વભાવ વરી; સત્યશીલ સંતોષ એ આદિં, ઈનસેં કાજ સરી. ॥ કહી० ॥ ૪ ॥ ભરત આદિં બહુ ઘરમેં બેઠે,, કેવલજ્ઞાંન વરી; વિનય કહે ધન્ય ઉત્તમ પ્રાંણી, નમીયેં ભાવ ધરી. ॥ કહી० ॥ ૫ ॥ **ઈતિ.**

**બસંત.**

મોકું એસો ભેદ બતાયો. ॥ જ્ઞાન તો અબ મેં પાયો ॥ ॥ મોકું० ॥ ટેક ॥ એતા દિન દિલમેં હુ જાંનત, ભેદકો અરથ ન પાયો; પણ પ્રભુ મુખસેં અરથ સુન્યો જબ, સોઇ અરથ ઠેરાયો. ॥ જ્ઞાન તો અબ મેં પાયો. ॥ મોકુ० ॥ ॥ ૧ ॥ ઓઈ અરથ ઓહી અક્ષરમેં, પણ મેં કબહું ન પાયો; કેવલ જ્ઞાન વિન્યા સબ એસો, જૂંઠકુ સાચ ઠેરાયે. ॥ જ્ઞાન० ॥ ॥ મોકુ० ॥ ૨ ॥ ઇંદ્રભૂતી આદિં સબહીકો, સંસય તિમિર હરાયો; હાથ જોડ પ્રભુજીકે આગેં, વિનયશું શિસ નમાયો. ॥ જ્ઞાન તો० ॥ મોકુ० ॥ ૩ ॥ **ઇતિ.**

**વસંત.**

મેરો મન બસ કીયો રે જિનરાય. ॥ એ ટેક. ० ॥ કયા જાનુ કછુ કામણ કીનો; મંત્ર યંત્ર દિખલાય. ॥ મેરો० ॥ ॥ ૧ ॥ મેં નવિ દીઠો પ્રભુ રૂપ તિહારો; શ્રવણે સુણતાં સુખ થાય. ॥ મેરો० ॥ ૨ ॥ અબ મેં દીઠો પ્રભુ રૂપ તિહારો, ક્યુંકર દિલ ભરમાય. ॥ મેરો० ॥ ॥ ૩ ॥ તાંથે જ્ઞાન ઉદ્યોત પદ પાયો, પલકો ચિત્ત હર જાય. ॥ મેરો० ॥ ૪ ॥ **ઇતિ.**

### વસંત.

શાંવરેસેં મ્યેં ખેલુંગી હોરી; લઈ સખીઅનકી ટોરી. ॥ ॥ શ્યામરેસે૦ ॥ ટેક. ॥ નેમ પિયાકુ ચરચું અંગે, કેશરકો રશ ગોરી; સખી સુનો બાત હમેરી. ॥ શ્યામ૦ ॥ ૧ ॥ ખેલત શ્યામરા ઔર નીંદવા, ખેતલ રૂક્ષમણી ગૌરી; નેમ પિયા કોન કારન રેવત, જાવત હે હમે છોરી. ॥ સખી૦ ॥ ॥ શ્યામ૦ ॥ ૨ ॥ ચુઆ ચુઆ ચંદન ઔર અરગજા, અબીર ગુલાલકી જોરી; મેં જાનું પિયા આયે ખેલનકુ, લહેરી ગયે અધબિચ છોરી. ॥ સખી૦ ॥ શ્યા૦ ॥ ૩ ॥

### વસંત.

મત નિરખો નારી પીયારી, ભલા મત નિરખો૦ ॥ટેક૦॥ વેદ પુરાન કિતાબ કહતહયે, જાનત લોક લુગાઇ—અરિ અરિ લાલા જાન૦ ॥ રાજા ડંડે હુરમત જાવે, લોક માંહીં લગુતાઇ, હોવેંગી બહોત તુમારી. ॥ મત૦ ॥ ૧ ॥ કાજલ ઢાલે છબિકી શોભા, બિગડત દેખો બિચારી; તપ જપ દાન પુન્ય સબ કરની, સુધરત ક્યેશે ખુમારી; ખોયેંગે ઉલટી સારી. ॥ ॥ મત૦ ॥ ૨ ॥ પરનારી તજ, સત્ય શીયલ ભજ, જીવ દયા દિલધારી—અરિ૦ ॥ સતગુરૂસંગ ગુનિજન સેવા, વિનય કરો સુખકારી માનો એ અરજ હમારી. ॥ મત૦ ॥ ૩ ॥

### વસંત.

પાસ જિનસેં ખેલું મેં હોરી ॥ હોરી રે ॥ પાસ૦ ॥ટેક॥ સંજમકી કરૂં અબીલ ગુલાલ, કેવલકી પીચકારી—અરિ અરિ લાલા કેવલ૦ ॥ અષ્ટ કરમકી ખાક બનાકે, તો મુક્તિ

લાલા મુક્તિ બનાઇ નારી, પ્રભુ તું મપે વારી વારી. ॥ ॥ પાસ૦॥૧॥ દાસ શ્યામલા પ્રભુગુન ગાવે, પાસજીકા ફાગ રચાવે.—અરિ૦ ॥ આયે દીવસ ફાગન કે સખીરી—તો ખેલું—લાલા ખેલું પાસજીસેં હોરી; દાસકી આસ પુરોરી. ॥ પાસજિનસેં ખેલું૦ ॥ ૨ ॥ **ઇતિ. વસંત સમાસે.**



## અથ વૈરાગ્ય ઉપદેશ.

રાગ ( મુજે છોડ ચલા બંનજારા. ) બનજારા.

જગમેં નહીં તેરા કોઈ; નર દેખ તું નીશ્ચે જોઈ. ॥ ટેક. ॥ સુત માત તાત અરૂ નારી, સબ સ્વારથકે હીતકારી જી; બીન સ્વારથકે નહીં કોઈ. ॥ નર દેખ૦ ॥ ૧ ॥ તું ફીરત માહા મદમાતા, વિષયન સંગ મુરખ રાતા જી; નીજસંગ સુદ્ધબુદ્ધ ખોહી. ॥ નર૦ ॥ ૨ ॥ ગટ જ્ઞાન કલા નવી જાંકુ, પર નીજ માંનતસુન તાંકુ જી; આખર પસ્તાવા હોઈ. ॥ નર૦ ॥ ૩ ॥ નવિ અનુપમ નરભવ હારો, નીજ સુદ્ધ શ્વરૂપ નીહારોજી, અંતર મમતા મલ ધોઈ. ॥ નર૦ ॥ ૪ ॥ પ્રભુ ચીદાનંદકી વાણી, ધારતું નીશ્ચે જગ પ્રાણીજી; જેમ શફલ હોત ભવ દોઈ. ॥ નર દેખતું૦ ॥ ૫ ॥ **ઇતિ.**



રાગ ( ઉપરનુંજ ) બનજારા.

જૂઠીહયે જગતકી માયા; જીને જાની ભેદ તીને પાયા. ॥ ॥ ટેક૦ ॥ તન ધન જોબન સુખ જેતા, જાંણતું અથીર સુખ-તેતા જી; નર જ્યું બાદલકી છાયા. ॥ જૂઠી૦ ॥ ૧ ॥ જીમ

અનીત્યભાવ ચિત્ત આયા, દેખ ગલિત રૂષભકી કાયા જી; બુજે કરૂકડું રાયા. ॥ જૂઠી૦ ॥ ૨ ॥ એમ ચીદાનંદ મંન માંહી, કબુ કરીએ મમતા નાંહીં જી; સતગરૂએ ભેદ લીખાયા. ॥ જૂઠી૦ ॥ ૩ ॥ **ઇતિ.**

—:o:—

## અથ સિખામણ વિષે છુટક છંદો.

ભુજંગી છંદ.

છઉંકોણહું શક્તિકેવીજમારી,કયોદેશઆ એમજોવું વિચારિ;
શુંછેખર્ચપેદાસ કોમિત્રમારો, કયોકાળછે એમ નિત્યેવિચારો.
સુતાસુત બંધુ તજી મિત્રમોભી, રહેદૂર સૌકાળ સાધુ અલોભી;
ધરેધર્મ જેઆવસે સંગ૦હારે, વલીતેજ સુધર્મથી કુલતારે. ॥
નહિંયોગકો શાંતિની તુલ્યઆવે, નસંતોષનીતૂલ્યકો સુખકાવે;
નતૃષ્ણાસમી પીડવ્યાધીનીભુંડી, નકોધર્મઆવે દયાતુલ્યરૂડી.
ગ્રહાશક્તને પ્રાપ્તવિદ્યા નથાયે, દયા માંસભક્ષી રૂદે નાજરાય;
અતિદ્રવ્યનાલોભીનેસત્યકેવું, વસેસ્વચ્છતાકામીને કયાથીએવું.
પિતાજ્ઞાનને માતછેસત્યમારી, સતીશાંતિ નારી દયાબેન સારી;
ખરોધર્મભાઇ ક્ષમાપુત્રપ્યારો, ભલાં એછબંધુતણો સાથમારો.
જઈ વચ્છધેનુ હજારોનીમાંયે, ઠરે નિજમાતા ઉભીહોયત્યાંએ;
કિધાંકર્મ એવીરીતેં જાયદોડી, વદુંનક્કિ કરનારને તુર્તખોલી.॥
ભણેપુસ્તકોવાંચીવિદ્યાબધિયે, ગુરૂપાસબેસીનશિખ્યોકદીયે;
ધર્યોજારકર્મેંસ્ત્રિયેંગર્ભ જેમ, દીપેતે સભામાંનહિં પુરૂસ એમ.
પ્રબોધે ગુરૂશિષ્યને વર્ણ એક, ધરી અંતરે જેહ રૂડો વિવેક;
નથીદ્રવ્ય આભૂમિમાં યોગ્યતેવું,ફીટે આપતાંતે ગુરૂકેંરૂદેવું.॥

## ગીતિ છંદ.

મિત્ર વિદેશે વિદ્યા, મંદીરમાં માનુની મિત્રમાનો;
ધર્મમિત્ર પરલોકે, ઔષદ રોગીતણો સખા પ્રમાણો. ॥
તજીવી કામિનીક્રોધી,સ્વજનોતજવાં પ્રણયહીણાભાસી;
મૂઢ ગુરૂને તજવો, દયાવિનાનો મૂકો ધર્મ ટાલી. ॥

## હરિગીત છંદ.

ઉપજ નિજની ન ન્યાલતાં, કરનાર વ્યય જે આકરો;
સૌજાતીની સ્ત્રી સાથ છે, રતિ ભોગ કરવા બાવરો. ;
જે વિશ્વમા અનાથ ને વલી, કલેશ અતિ દેનાર છે;
સત માનવું તે નર તણો, તતકાળ નાશ થનાર છે. ॥
જે નાશ પામી વસ્તુ તેનો શોક રતિ, ધરતા નથી;
છે ભવિષપર મળવાનું, ચિંતન તેનું નથી કરતા મથી;
જે સમયપર આવીમલે, તે વસ્તુ ગ્રહી આદર થકી;
દિન નિર્ગમે છે જ્ઞાનીયો, સંતોષમાં સર્વે નકી. ॥
ગુણ હોય જેના જીવતા, આ જગતમાં, તે જીવતો;
છે ધર્મ સજીવન જે તણો, તેપણ જીવે મુઓ છતો;
ગુણ ધર્મ હિણ નર કલ્પ આયુ હોય તોયે, તે તણું;
જીવન વૃથા છે વિશ્વમધ્યે, ખચીત વાણી તે ભણું.॥
શાસ્ત્રો તણો નથી અંત ભણતાં, પાર નથી વિદ્યાતણો;
છે કાળ થોડો તે વિષે,ભય વિઘ્નનો પણ ચોગણો;
માટે કહું જે, સાર તેમાં હોય તે, ચુંટી ભણો ;
જેમ હંસ પયનો ભાગ ખેંચી, નીર ત્યાગે છે જનો. ॥

( વૃદ્ધચાણાક્યમાંથી )

## અથ કષાય જીતવા વિષે સદ્ ઉપદેશ.

( છંદ સવૈયા એકત્રીશા )

જોમન ચાહે કષાય જીતવા, તો કહું તે કર તરત ઉપાય;
ઘણા મહાત્મા મુક્તિ પોહતા, જેથી તે સુણજે ચિતલાય;
ક્રોધ કહાડવા ક્ષમ્યા ધરજે, હરજે માન ધરી નરમાઇ;
થશે સરળ તો માયા જાશે, લોભ જશે સંતોશે ભાઇ. ।।
રાગ જીત વૈરાગ્ય ધરીને, મિત્ર કરીને દ્રેશ નિવાર;
ટાળ વિવેકે મોહ, કામને સ્રીઅસૂચી મનમાં ધાર. ।।
દેખી અન્યને સુખી સર્વદા, ખુશીથતાં કહું મત્સર જાય;
સાધુપણે સંયમ જો પાલે, સકલવિષ્ય તો દૂર પલાય. ।।
મન તન વચન રહેવશી વાર્યાં, ધારે ગુપ્તિત્રણ ધરિધ્યાન;
આલસને ઉદ્યમથીકહાડી,વિરતીપણે નઅવિરતી આણ.।।
વદે ટોકરસિ તોસહુપામિશ, પરમતત્વ નિશ્ચે કરી જાણ;
સદગુરૂવાણી જોભવિપ્રાણી, માનિશમન અમૃતરશ ખાણ.।।

## અથ કુગુરૂ વિષે.

દોહરા.

**સ્યા**દ વાદ સહેલી થકી, **ક**થન ધર્મનું જેહ;
**મ**ર્મ ન જાણે છેતરે, **છ**ળ કરી કુગુરૂ તેહ. ।।૧।।
**જી**મવું જુગ્તે મિષ્ટને, **ગા**ન તાન ગુલતાન;
**ન**ય નિક્ષેપા શું લહે, **મ**નમાં રહે મસ્તાન. ।। ૨ ।।
**ન**થી જૈનની રીત એ, **વાં**ચો શાસ્ત્ર વિચાર;
**શી**ખ સુણાવે અવરને, કુમતી નિજધર સાર. ।।૩।।



## જીવ વિચારનું મંગલા ચરણ.

ભુવણ પઈવ વીરં, નમિઊણ ભણામિ અબુહબો હવં;
જીવ સરૂવં કિંચિવિ, જહભણિયં પુ૦વ સૂરીહિં.

## અથ શ્રી જીવવિચાર પ્રકરણ પ્રારંભઃ ( અર્થસુધાં.)

### હવે જીવના ભેદ કહી બતાવે છેઃ—

જીવ મુત્તા સંસા, રિણો અ તસ થાવરા અ સંસારી;
પુઢવિ જલ જલણ વાઉ, વણસ્સઈ થાવરા નેઆ. ૧

**અર્થઃ**— ( જીવા કે૦ ) જીવ તે એક મુક્તિના તથા બીજા સંસારી, એ બે પ્રકારના છે; તેઓમાંના (મુત્તા કે૦ ) જેઓ સકલ કર્મરુપ પટલોનો ક્ષય કરીને મુક્તિ પદને પામ્યા છે, તેઓ સિદ્ધ જીવો કહેવાય છે; (અ કે૦) તથા (સંસારિણો કે૦ ) જેમાં સંસૃતિને પમાય છે તે સંસાર કહેવાય છે, એવા સંસારની નરકાદિ ચાર ગતિઓમાં જેઓ ભ્રમણ કરે છે; તેઓ સંસારી જીવો કહેવાય છે; તે ( સંસારી કે૦) સંસારી જીવના એક ( તસ કે૦ ) ત્રસ ( અ કે૦ ) વલી બીજા ( થાવર કે૦ ) સ્થાવરા, એ બે પ્રકાર છે; તેઓમાંનાં સ્થાવર જીવોના પાંચ પ્રકાર છે, તે આ પ્રમાણેઃ—એક (પુઢવિ કે૦) પૃથ્વીકાય, બીજા ( જલ કે૦ ) પાણી તે અપ્કાય, ત્રીજા ( જલણ કે૦ ) જ્વલન તે અગ્નિકાય, ચોથા (વાઉ કે૦ ) વાયુકા, પાંચમા ( વણસ્સઇ કે૦ ) વનસ્પતિકાય, તે એવી રીતેં ( થાવરા કે૦ ) સ્થાવર જીવો (નેઆ કે૦ ) જાણવા.

### હવે એ સ્થાવર જીવોના ભેદમાં અનુક્રમેં પ્રાપ્ત થએલા પૃથ્વીકાય જીવોના ભેદ કહે છેઃ—

ફલિહ મણિ રયણ વિદ્દુમ, હિંગુલ હરિયાલ મણસિલરસિંદા;
કણગાઈ ધાઉ સેઢી, વન્નિ અ અરણેટ્ટય પલેવા. ૨.

અબ્ભય તૂરી ઊસં, મટ્ટી પાહાણ જાઓઊ ણેગા;
સોવીરં જણ લૂ, ણાઈ પુઢવિભેઆઈ ઈચ્ચાઈ. ૩

**અર્થઃ**—( ફલિહ કે૦ ) સ્ફટિક, ( મણિ કે૦ ) મણિ તથા ( રયણ કે૦ ) રત્ન ( વિદ્રુમ ) પરવાલાં અથવા વિદ્રુમ; ( હિંગુલ કે૦ ) હિંગલો, ( હરિયાલ કે૦ ) હડતાલ, ( મણ સિલ કે૦ ) મણસીલ, ( રસિંદા કે૦ ) પારો અથવા રસેંદ્ર; ( કણગાઇ ધાઉ કે૦ ) કનકાદિ ધાતુ સાત છેઃ—સોનું, રૂપું, ત્રાંબું, કથીર, જસત, શીસું, તથા લોહોઢું; એ અગ્નિ-સંયોગના અભાવેં પૃથ્વીકાય છે અને અગ્નિસંયોગેં તેઉકાય છે. ( સેઢી કે૦ ) ખડી માટી અથવા ચાક કહેવાય છે તે, ( વન્નિ કે૦ ) હરમજી અથવા લાલ રંગની માટી થાય છે તે, ( અરણેટ્ટય કે૦ ) પાષાણના કટકાની સાથેં મલેલી ધોલી માટી થાય છે તે તથા ( પલેવા કે૦ ) એક જાતિનો પાષાણ છે. ૩ ( અબ્ભય કે૦ ) પાંચ વર્ણનો અભરખ ( તૂરી કે૦ ) એક જાતિની માટી છે, ( ઊસં કે૦ ) એ પણ એક જાતની માટીજ છે, પણ ક્ષાર ભૂમિમાં ઉત્પન્ન થયાથી ક્ષાર અથવા ખારો એ નામેં ઓલખાય છે, એવી રીતે ( મટ્ટી કે૦ ) માટી અને ( પાહાણ કે ) પાષાણ, એ બે પદાર્થોની કાલી, નીલી, રાતી, પીલી અને ધોલી એવી ( જાઇઓણેગા કે૦ ) અનેક જાતીયો છે તે બધી તથા ( સોવિરંજણ કે૦ ) સુરમો ( લૂણાઇ કે૦ ) સૈંધવ, સાજી, બિડલવણ, કાચલવણ, તથા સમુદ્રલવણ, ( ઈચ્ચાઇ કે૦ ) ઇત્યાદિ, ( પુઢવિભેઆઈ કે૦) પૃથિવી કાયસંસારી જીવોના ભેદ કહેવાય છે.

**હવે બાદર અપ્કાય જીવોનું વર્ણન કરે છેઃ-**

ભોમં તરિખ મુદગં, ઓસા હિમ કરગ હરિતણૂ મહિઆ;
હુંતિ ઘણોદહિ માઈ, ભેઆણેગા ય આઉસ્સ. ૪

**અર્થઃ**—( ભોમં કે૦ ) કૂપાદિનું પૃથવીમાં રહેલું, તથા શિરોપાનીય, એ બધું ભૂમિજલ કહેવાય છે; ( અંતરિખ મુદગં કે૦ ) સરોવરાદિકનેવિષે જે મેઘનું પાણી ભરાય છે, તે ( ઓસા કે૦ ) ઓસનું પાણી, ( હિમ કે૦ ) હિમ પડયાથી જે બંધાઈ જાય છે તે પાણી, ( કરગ કે૦ ) વર્ષા-ઋતુમાં મેઘ પડતાં વાયુના યોગેં પાણી બંધાઈ કઠણ થઈને ધોલા પાષાણના કટકા જેવા પૃથિવી ઉપર પડે છે, તે ( હરિતણૂ કે૦ ) ઉગેલા ઘાસ પ્રમુખ વનસ્પતિના મોર અથવા ડાભ પ્રમુખનાં પાંદડાને છેડે જે પાણીના બિંદુ થાય છે તે ( મહિઆ કે૦ ) આકાશનેવિષે કોઈ સમયેં વાદલાં થઈ આવે છે તેના યોગેં અતિસૂક્ષ્મ જીણી જીણી પાણીની બૂંદો પડે છે, તે એવી રીતેં ( આઉસ્સ કે૦ ) અપ્કાયના ( ઘણોદહિમાઈ કે૦ ) જેને આધારે પૃથ્વી રહીછે તે ઘણો દધિઆદિ દેઈને બીજા પણ ( ભેઆણેગા કે૦ ) અનેક ભેદો ( હુંતિ કે૦ ) થાય છે, એ અપ્કાય જીવોના ભેદ કહ્યા.

**હવે તેઉકાય જીવોના ભેદ કહે છેઃ—**

ઇંગાલ જાલ મુમ્મુર, ઉક્કા સણિ કણગ વિજ્જુમાઇઆ;
અગણિ જિઆણં ભેઆ, નાયવ્વા નિઉણબુદ્ધિએ. ૫

**અર્થઃ**—( ઇંગાલ કે૦ ) જવાલા વિનાનો અગ્નિ, તે અંગાર કહેવાય છે; ( જાલ કે૦ ) જવાલાનો અગ્નિ

( મુમ્મુર કે૦ ) અગ્નિની જ્વાલામાંથી જે સૂક્ષ્મ કણ નિકલે છે તે ( ઉક્કા કે૦ ) કોઈક કાલને વિષે આકાશ માંથી અગ્નિની વૃષ્ટિ થાય છે, અથવા નક્ષત્રો પડે છે તે ( અસણી કે૦ ) વજ્રનો માર મારતાં તેમાંથી અગ્નિ પડે છે તે ( કણગ કે૦ ) કોઈક કાલનેવિષે આકાશમાં અગ્નિના તણખા ઊડતા દેખાય છે તે ( વિજ્જુમાઇઆ કે૦) વિજલી આદિક તે વર્ષારુતુ પમુખ કોઇ પણ રુતુમાં જ્યારે માવઠું થાય છે, ત્યારેં કોઈ વખતેં આકાશથી વિજલી પૃથિવી ઉપર પડે છે, તે ઈત્યાદિક ( અગણિજિઆણં કે૦ ) અગ્નિ કાય સંસારી જીવોના ( ભેઆ કે૦ ) ભેદો તે ( નિઉણબુદ્ધીએ કે૦ ) નિપુણ એટલે સૂક્ષ્મ બુદ્ધિએં કરી ( નાયવ્વા કે૦ ) જાણવા યોગ્ય છે.

**હવે વાયુકાય જીવોના ભેદ કહે છેઃ—**

ઉબ્ભામગ ઉક્કલિઆ, મંડલિ મુહસુદ્ધ ગુંજવાયાય,
ઘણતણુ વાયાઇયા, ભેયા ખલુ વાઉકાયસ્સ. ૬

**અર્થઃ**—( ઉબ્ભામગ કે૦ ) આકાશનેવિષે જે વાયુ તૃણાદિકના છેડાને ભ્રમાવે છે, તે ( ઉક્કલિઆ કે૦ ) જે વાયુ, રહી રહીને વા તો હોય તે ( મંડલિ કે૦ ) વંટોલિઓ ( મુહસુદ્ધ કે૦ ) મુખમાંથી ફૂંક દીધાથી જે વાયુ નીકલે છે તે ( ગુંજવાયાય કે૦ ) જે ગુંજારવ કરે, તે ( ઘણતણુ કે૦ ) જે બે વાયુને આધારેં નરક રહેલાં છે, તે એક ઘનવાયુ બીજો તનવાયુ કહેવાય છે, એવી રીતેં એ ( ખલુ કે૦ ) નિશ્ચયેં કરી ( વાયાઇયા કે૦ ) વાતાદિક ( વાઉ-

કાયસ્સ કે૦ ) વાયુકાય સંસારી જીવોના ( ભેયા કે ) ભેદો જાણવા. એવી રીતેં છ ગાથાયેં કરી પૃથિવી, અપ્, તેજ તથા વાયુકાય ના ભેદ કહ્યા.

### હવે વનસ્પતિકાયના ભેદ કહે છેઃ—

સાહારણ પત્તેઆ, વણસઇ જીવા દુહ સુએ ભણિઆ;
જેસિમણંતાણં તણુ, એગા સાહારણા તેઊ. ૭

**અર્થઃ**—( વણસઇ જીવા કે૦ ) વનસ્પતિકાય જીવો તે એક ( સાહારણ કે૦ ) સાધારણ અને બીજા ( પત્તેઆ કે૦ ) પ્રત્યેક, એ ( દુહા કે૦ ) બે પ્રકારના ( સુએ કે૦ ) સિદ્ધાંતોને વિષે ( ભણિઆ કે૦ ) કહેલા છે. તેઓમાં ( જેસિમણંતાણં કે૦ ) જે અનંત જીવોનું ( તણુએગા કે૦ ) એક શરીર હોય ( તેઊ કે૦ ) તેઓ ( સાહારણા કે૦ ) સાધારણ વનસ્પતિકાય જીવો જાણવા.

### હવે બે ગાથાંએ કરી એ સાધારણ વનસ્પતિ કાય જીવોના ભેદ કહે છેઃ—

કંદા અંકુર કિસલગ, પણગા સેવાલ ભૂમિફોડા અ;
અલ્લગ તિય ગજ્જર મોથ વથુલા થેગ પલ્લંકા. ૮
કોમલ ફલં ચ સવ્વં, ગૂઢસિરાઇ સિણાઇ પત્તાઇં;
થોહરિ કુંઆરિ ગુગ્ગુલિ, ગલો ય પમુહાઇ છિન્નરુહા.૯

**અર્થઃ**—(કંદા કે૦) સૂરણાદિ સર્વ જાતનાં કંદ, ( અંકુર કે૦ ) બાહેર નીકલેલા અંકુર ( કિસલય કે૦ ) સર્વે જાતિનાં કુપલના નવા ટસા ફૂટે તે પાલરાં ( પણગા સેવાલ કે૦ ) પાંચ વર્ણની સેવાલ જે પાણીની ઉપર રંગ રંગની કલિઆ

થાય છે તે. ( ભૂમિ ફોડા કે૦ ) વર્ષાકાલમાં છત્રના આકારેં પૃથ્વીમાંથી નીકલે છે તે. ( અ કે૦ ) વલી ( અલ્લયતિય કે૦ ) લીલું આદ્રૂં, લીલી હલદર, તથા લીલો કચૂરો, ( ગજ્જર કે૦ ) ગાજર, ( મોથ કે૦ ) મોથ ( વથુલો) કે૦ ) વથુલો નામેં શાકવિશેષ, ( થેગ કે૦ ) ધામુરા, થેગી, ( પલ્લંકા કે૦ ) પલંક એ નામનું શાકવિશેષ છે એને લોકો પાલખું કહે છે. ૯ ( ચ કે૦ ) વલી ( કોમલ ફલં સ૦વં કે૦ ) સર્વ કોમલ ફલ એટલે જેમાં બીજ થયાં ન હોય તે, ( ગૂઢસિરાઇં કે૦ ) જેનો કણશલો અથવા પોંક છાનો હોય, એટલે જેના કણ પાધરા દેખાતા ન હોય. ત્યાં સૂધી તે અંનતકાય જાણવા ( સિણાઇ પત્તાઇં કે૦ ) સણાદિકનાં પાતરાં આદિ જારનાં પાતરાં ( થોહરિ કે૦ ) થોહરની સર્વ જાતિ, એમાં કાંટાલો તથા ખુરસાણી પણ જાણવો. ( કુંઆરિ કે૦ ) કુઆરિ થાય છે તે ( ગુગ્ગુલિ કે૦ ) ગૂગલ ( ગલોયપમુહા કે૦ ) ગડૂચી પ્રમુખ એને ગડૂ પણ કહે છે, એ વલ્લીને આકારેં થાય છે, એ જ્વરાદિક મટાડ વાની ઔષધિવિશેષ છે. ( આઇ કે૦ ) એ આદેં દેઇને સર્વે જે ( છિન્નરુહા ) છેદ્યાં થકાં પણ વાવ્યાથી ફરીને ઉગે, તે સર્વ સાધારણ વનસ્પતિ અથવા અનંતકાય કહીયેં.

ઇચ્ચાઈણો અણેગે, હવંતિ ભેયા અણંત કાયાણં;
તેસિ પરિજાણણંથ લખણમેયં સુએ ભણિયં. ૧૦

**અર્થઃ**—( ઇચ્ચાઇણો કે ) ઇત્યાદિક ( અણંતકાયાણં કે૦ ) અનંતકાય જીવોના પિંડ, કચૂર તથા ગિરિ કર્ણિકાદિક

( અણેગે કે૦ ) અનેક ( ભેયા કે૦ ) ભેદો ( હવંતિ કે૦ ) હોય છે; ( તેસિ કે૦ ) તે અનંતકાય જીવોને ( પરિજાણણથં કે૦ ) સારી રીતેં જાણવાને અર્થે ( એયં કે૦ ) જે આગલ કેહેશે તે ( લખ્ખણં કે૦ ) લક્ષણો ( સુએ કે૦ ) સૂત્રોનેવિષે ( ભણિયં કે૦ ) કહ્યાં છે.

**હવે અનંતકાય વનસ્પતિજીવોનાં લક્ષણ કહી બતાવે છે.**

ગૂઢ સિર સંધિ પવ્વં. સમભંગ મહીરુગં ચ છિન્નરુહં;
સાહારણં સરીરં, તવ્વિવરીઅં ચ પત્તેયં. ૧૧

**અર્થઃ**—( સિર કે૦ ) કણસલાં પ્રમુખ શિર, ( સંધિ કે૦ ) સાંધાઓ ( પવ્વ કે૦ ) ગાઠો; એ ત્રણે જે જાડનાં ( ગૂઢ કે૦ ) ગુપ્ત છાનાં હોય; એટલે દીઠામાં ન આવતાં હોય અને ( સમભંગ કે૦ ) ભાંગ્યાથી જેનાં સરખાં બે ફાડીયાં થઈ શકતાં હોય ( અહિરુગં કે૦ ) તંતુ રહિત જેમાં તાંતણા હોય નહી; ( ચ કે૦ ) વલી ( છિન્નરુહં કે૦ ) જે છેદીને ફરીવાવીએં તો ઊગે; એ સર્વ પ્રકારના વૃક્ષોને ( સાહારણં સરીરં કે ) સાધારણ વનસ્પતિ કાયનાં શરીર કહિયેં; અને એજ અનંતકાય પણ કહેવાય છે. ( તવ્વિવરીઅં કે૦ ) તે થકી વિપરીત લક્ષણ વાલી વનસ્પતિને ( પત્તેયં કે૦ ) પ્રત્યેક વનસ્પતિકાય કહિયેં.

**હવે તે પ્રત્યેક વનસ્પતિકાય દર્શાવે છેઃ—**

એગ સરીરે એગો, જીવો જેસિં તુ તે યપત્તેયા;
ફલ ફૂલ છલ્લિ કઠા, મૂલગ પત્તાણિ બીયાણિ. ૧૨

**અર્થઃ**--( એગ સરીરે કે૦ ) એક શરીરનેવિષે ( એગો જીવો કે૦ ) એક જીવ ( જેસિં તુ કે૦ ) જે વૃક્ષને વિષે હોય ( તેયપત્તેયા કે૦ ) તેને પ્રત્યેક વનસ્પતિ કાય કહિયેં. એ પ્રત્યેક વનસ્પતિકાયના સાત પ્રકાર છે તે આ પ્રમાણેઃ— ( ફલ કે૦ ) સર્વપ્રકારના ફલો; ( ફૂલ કે ) સર્વ પ્રકારના ફૂલ ( છલ્લિ કે૦ ) છાલ; (કઠા કે૦) સર્વ પ્રકારનું લાકડું (મૂલગ કે૦) ભુઇ તલીયાનું થડ; ( પત્તાણિ કે૦ ) સર્વ જાતિનાં પાંદડાં, ( બીયાણિ કે૦ ) સર્વ બીજ, એ સાતે સ્થાનક પ્રત્યેક ભિન્ન ભિન્ન જીવરૂપ હોવાથી એઓને પ્રત્યેક વનસ્પતિકાય કહિયેં. એવી રીતેં એ બાદર પૃથિવ્યાદિક પાંચ થાવરના ભેદ કહ્યા.

હવે પાંચ સ્થાવર સૂક્ષ્મનું વર્ણન કરે છેઃ—

પત્તેયં તરૂ મુત્તં, પંચવિ પુઢવાઇણો સ યલ લોએ;
સુહમા હવંતિ નિયામા, અંત મુહુત્તાઉ અદ્દિસ્સા. ૧૩

**અર્થઃ**—( પત્તેયંતરૂ મુત્તં કે૦ ) એ પૂર્વોક્ત પ્રત્યેક વનસ્પતિકાય મૂકીને ( પંચવિ પુઢવાઈણો કે૦ ) પાંચે પૃથિવ્યાદિક ( સયલ લોએ કે૦) સકલ ચૌદ રાજલોકનેવિષે ( સુહમા કે૦) સૂક્ષ્મ ( હવંતિ કે૦) હોય છે. ( નિયમા કે૦) નક્કી. એને પંચ સ્થાવર કહિયેં. તે ( અંતમુહુત્તાઉ કે૦) અંતરમુહૂર્ત્તના આયુષ્યવાલા હોય છે અને ( અદ્દિસ્સા કે૦) અદૃશ્ય હોય છે એટલે ચર્મદષ્ટિએ દેખાય નહી. તેથીજ એ સૂક્ષ્મ કહેવાય છે.

એ પાંચ સ્થાવર સૂક્ષ્મ અને પાંચ બાદર મલીને દશ ભેદ થયા. અને પ્રત્યેક વનસ્પતિકાય તે બાદરજ હોય છે,

પણ સૂક્ષ્મ હોય નહી. તેથી પ્રત્યેક વનસ્પતિ કાયનો એક જુદોજ ભેદ હોવાથી સર્વ અગ્યાર ભેદ થાય છે. તે અગ્યાર પર્યાપ્તા તથા અગ્યાર અપર્યાપ્તા મલીને બાવીશ ભેદ સ્થાવર સંસારી જીવના કહ્યા છે, અને બીજા સંસારી ત્રસ કહેવાય છે, તેના મૂલ ચાર ભેદ છે તે આઃ—બેંદ્રી, તેંદ્રી ચૌરિંદ્રી તથા પંચેંદ્રી તેઓમાંના પ્રથમ બેંદ્રી ત્રસ જીવના ભેદ કહે છેઃ—

સંખ કવડ્ડય ગંડુલ જલોય ચંદણગ અલસ લહગાઈ;
મેહરિ કિમિ પૂઅરગા, બેઇંદિય માઈ વાહાઈ ૧૪

**અર્થઃ**—( સંખ કે૦ ) મોટા તથા નાના શંખ ( કવડ્ડય કે૦ ) કોડીઓ અને કોડા થાય છે તે; ( ગંડુલ કે૦ ) ગંડોલા એને ગણુતા કહે છે, એનાં ઉદરમાં મહોટા ક્રિમિયા ઉત્પન્ન થાય છે તે, ( જલોય કે૦ ) જળો ( ચંદણગ કે૦ ) એને સિદ્ધાંતોમાં અક્ષ એવા નામથી પ્રતિપાદન કર્યું છે, એને આરિયા પણ કહે છે, તે સાધુ સ્થાપનામાં રાખે છે; ( અલસ કે૦ ) વર્ષાકાલમાં વૃષ્ટિ થાય છે તે વખતે પૃથિવીમાંથી સર્પના આકારેં લાલ રંગવાલા જે અતિ પાતલા જીવો ઉત્પન્ન થાય છે. તે ( લહગાઈ કે૦ ) રોટલી પ્રમુખ પકાવેલું અન્નવાસી કેરહી ગયાથી કેટલાક કાલેં તેમાં જે જીવ પડે છે, તે ( મેહરિ કે૦ ) કાષ્ઠમાં જે કીડા હોય છે, તે ( કિમિ કે૦ ) એ પણ એક જાતના કીડા હોય છે તે ઉદરમાં ઉત્પન્ન થાય છે; ( પૂઅરગા કે૦ ) એ જીવ પાણીમાં ઉત્પન્ન થાય છે, એ જીવોનો વર્ણ રાતો હોય છે અને મુખ

કાલું હોય છે. એને કચ્છી ભાષામાં પૂઅરા કહે છે. અને ( માઇવાહાઈ કે૦ ) મનુષ્યના અંગમાં જે વાળા થાયછે તે ( બે ઇંદિય કે૦ ) બેંદ્રિય જીવ જાણી લેવા, એ જલમાં તથા સ્થલમાં ઉત્પન્ન થાય છે. તે અનેક પ્રકારના છે એઓને સ્પર્શનેંદ્રિય તથા રસનેંદ્રિ એ બે ઇંદ્રિયો છે.

**હવે બે ગાથાવડે તેંદ્રી જીવોના ભેદ કહે છેઃ—**

ગોમિ મંકણ જૂઆ, પિપીલિ ઉદ્દેહિયા ય મક્કોડા;
ઇલ્લિય ઘયમિલ્લીઆ, સાવય ગોકીડ જાઈઆ. ૧૫
ગદ્દહય ચોરકીડા, ગોમયકીડા ય ધન્નકીડા ય;
કુંથુ ગુવાલિય ઇલિયા,તે ઇંદિય ઇંદગોવાઈ. ૧૬

**અર્થઃ**—( ગોમી કે૦ ) કાનખજૂરિઆ, ( મંકણ કે૦ ) માંકડ ( જૂઆ કે૦ ) યૂકા, એ જીવો માણસના માથાના વાલમાં ઉત્પન્ન થાય છે, તે ( પિપીલિ કે૦ ) એને પિપીલિકા, કહે છે, એની રાતી કાલી એવી ઘણી જાતિ હોય છે, તે ( ઉદ્દેહિયા કે૦ ) ઉદ્દેહિકા, એ જીવો વૃક્ષમાં, કાષ્ઠમાં કે ગૃહમાં જ્યાં જ્યાં પ્રવેશ કરે છે ત્યાં ત્યાં પોતાનું શરીર રહેવા પૂરતું ઘર બનાવીને તેમાંથી તે વૃક્ષાદિકને ખાતી ખાતી ચાલી જાય છે. ( ય કે૦ ) વલી ( મક્કોડા કે૦ ) મત્કોટિકા, એ જીવ ઘણું કરીને બાવલના ઝાડના થડમાં ઉત્પન્ન થાય છે, અથવા ગોલ પ્રમુખ મિષ્ટ પદાર્થ જ્યાં હોય ત્યાં થાય છે. ( ઈલ્લિયા કે૦ ) એ જીવ ધાન્યાદિકમાં ઉત્પન્ન થાય છે. ( ઘયમિલ્લીઆ કે૦ ) એ જીવ ઘૃતમાં ઉત્પન્ન થાય છે, ( સાવય કે૦ ) એ જીવ મનુષ્યના શરીરના માથા શિવાય

બીજા સર્વ અવયવમાંના કેશોના થડમાં ઉત્પન્ન થાય છે. તેમાં પણ વિશેષેં કરી આંખોની પાંપણમાં થાય છે. ( ગોકીડજાઈઓ કે૦ ) ગોકીટક જાતિ, એ જીવ ગાઈપ્રમુખ પશુના શરીરના અવયોમાં ઉત્પન્ન થાય છે, તે તેઓની ત્વચામાં ચોટી રહેલા હોય છે. ૧૬ ( ગદ્દહય કે૦ ) એ જીવ ગઉશાલા પ્રમુખમાં ઉત્પન્ન થાય છે એઓનો વર્ણ શ્વેત હોય છે, ( ચોરકીડા કે૦ ) એ જીવ વિષ્ટામાં ઉત્પન્ન થાય છે. ( ગોયમકીડા કે૦ ) એ જીવ છાણમાં ઉત્પન્ન થાય છે. ( ધન્નકીડા કે૦ ) એ જીવ ધાન્યમાં ઉત્પન્ન થાય છે. (ય કે૦) વલી ( કુંથુ કે૦ ) એ જીવ સૂક્ષ્મ છતાં પાંચ રંગના થાય છે, એને કુંથુઆ પણ કહે છે. ( ગોવાલિય કે૦ ) ગોપાલિક, એ એક જાતિના એવાજ જીવ થાય છે, તે અપ્રસિદ્ધ છે. ( ઈલિયા કે૦ ) ઇલિકા, એ જીવ ખાંડ અથવા ચોખામાં ઉત્પન્ન થાય છે. ( ઇંદગોવાઈ કે૦ ) ઈંદ્રગોપાદિ, એ જીવ વર્ષારુતુમાં વર્ષાત્ પડે ત્યારેં ઉત્પન્ન થાય છે, એનો અત્યંત રક્તવર્ણ હોય છે, ઇત્યાદિક ( તેઇંદિય કે૦ ) ત્રીંદ્રિય જીવો બીજા પણ ઘણા છે તે સર્વ જાણી લેવા. એ ત્રીંદ્રિય જીવોને સ્પર્શનેંદ્રિય અને રસનેંદ્રિય તથા ઘ્રાણેંદ્રિય એ ત્રણ ઈંદ્રિયો હોય છે. એમ એ તેંદ્રિય જીવના ભેદ કહ્યા.

**હવે ચતુરિંદ્રિય જીવોના ભેદ કહે છેઃ—**

ચતુરિંદિયા ય વિચ્છૂ, ઢિંકુણ ભમરા ય ભમરિયા તિડ્ડા;
મચ્છિય ડંસા મસગા, કંસારી કવિલ ડોલાઈ. ૧૭

**અર્થઃ**—( ચઉરિંદિયા કે૦ ) ચતુરિંદ્રિય જીવો આ છેઃ—

(વિચ્છૂ કે૦) વિંછિ એ જાતના જહેરી જીવો થાય છે. (ઢિંકુણ કે૦) એ જીવો કાંઇક મક્ષિકાને મલતા હોય છે, તેને લોકમાં બગાઈ કહે છે (ભમરા કે૦) ભ્રમર (ભમરિયા કે૦) ભ્રમરિકા, એ જીવો પીતાદિક ઘણા રંગવાલા હોય છે, તેમજ વિવિધ આકારવાલા હોયછે (તિડ્ડા કે૦) તીડ (મચ્છિય કે૦) મક્ષિકા, એટલે માખી ઉપલક્ષણથી મધુમક્ષિકા પણ જાણી લેવી. (ડંસા કે૦) ડાંસા એ જીવો સિંધુદેશમાં પ્રસિદ્ધ છે. એ ઘણું કરીને વર્ષાકાલમાં ચીકડની જમિનમાં ઉત્પન્ન થાય છે, (મસગા કે૦) મસક, એટલે મચ્છર (કંસારી કે૦) એ જીવો ઘણું કરીને ઓસાડ ઘર પ્રમુખને ઠેકાણે ઉત્પન્ન થાય છે, તે (કવિલડોલ કે૦) એ જીવો તીડના જેવાજ એક જાતિના થાય છે, તેને લોકમાં ખડમાંકડી કહે છે એ લોંકમાં બહુ પ્રસિદ્ધ નથી, (આઇ કે૦) આદિ શબ્દ થકી પતંગ તથા ઢિંઢણ પ્રમુખ બીજા જે ચઉરિંદ્રિય જીવો હોય તે સર્વ જાણી લેવા, એ જીવને સ્પર્શનેંદ્રિય, રસનેંદ્રિય, ઘ્રાણેંદ્રિય, તથા નેત્રેંદ્રિય એ ચાર ઇંદ્રિયો હોય છે.

**હવે પંચેંદ્રિય જીવોના ભેદ કહે છેઃ—**

પંચિંદિયા ય ચઉહા, નારય તિરિયા મણુસ્સ દેવા ય;
નેરઇયા સત્તવિહા, નાયવ્વા પુઢવિભેએણં. ૧૮

**અર્થઃ**—(પંચિંદિયા કે૦) જેને સ્પર્શનેંદ્રિય, રસનેંદ્રિય ઘ્રાણેંદ્રિય, ચક્ષુરિંદ્રિય, તથા શ્રોત્રેંદ્રિય એ પાંચ ઈંદ્રિયો હોય તે પંચેંદ્રિય જીવ કહેવાય છે, તે "ય" સમુચ્ચયાર્થમાં છે (ચઉહા કે૦) ચારપ્રકારના છે. એક (નારય કે૦

નારકી, બીજા (તિરિયા કે૦) તિર્યંચ, ત્રીજા (મણુસ્સ કે૦) મનુષ્ય, ચોથા (દેવા કે૦) દેવતા; તેઓમાં પ્રથમ (નેરઈયા કે૦) નારકી જીવ તે (પુઢવિભેએણં કે૦) રત્નપ્રભાદિ પૃથ્વીના ભેદેં કરી (સત્તવિહા કે૦) સાત પ્રકારના (નાયવ્વા કે૦) જાણી લેવા. તે સાત પૃથ્વીઓનાં નામ કહે છેઃ—રત્નપ્રભા, શર્કરાપ્રભા, વાલુકાપ્રભા, પંકપ્રભા, ધૂમપ્રભા, તમઃપ્રભા, તથા તમસ્તમપ્રભા, એ સાત ઠેકાણે ઉત્પન્ન થયેલા જીવોને નારકી કહીયેં. તથા બીજાં નામ કહે છે. ઘમા, વંશા, સેલા, અંજણ, રિઠા, મઘા, તથા માઘવતી, એ નામ પણ છે એ સાત પ્રકારને પર્યાપ્તા તથા અપર્યાપ્તાના ભેદેંગણતાં ચૌદ ભેદ નારકી જીવોના થાય છે.

**હવે પંચેંદ્રિય તિર્યંચના ભેદ કહે છેઃ—**

જલચર થલચર ખયરા, તિવિહા પંચેંદિયા તિરિખા ય;
સુસુમાર મચ્છ કચ્છવ, ગાહા મગરાઈ જલચારી. ૧૯

**અર્થઃ**—(તિરિખા પંચેંદિયા તિવિહા કે૦) તિર્યંચ પંચેંદ્રિય ત્રણ પ્રકારના છે, તે આઃ— એક (જલચર કે૦) જલચર એટલે જે જીવો પાણીમાં ઉત્પન્ન થાય, પાણીમાં રહે, તથા પાણીમાંજ નાશ પામે; તે બીજા (થલચર કે૦) સ્થલચર એટલે જે જીવોની ઉત્પત્તિ, સ્થિતિ તથા નાશનો સંભવ જલચરોની પેઠેં પૃથ્વિ ઉપર હોય તે; તથા ત્રીજા (ખયરા કે૦) ખેચર એટલે જે જીવોની ચાલવાની સ્થિતિ આકાશને વિષે હોયછે તેઓમાં પ્રથમ જલચર જીવના મુખ્ય પાંચ ભેદ છે તે આ

પ્રમાણે:—એક ( સુસુસાર કે૦ ) પાડાના જેવા મત્સ્ય હોય છે, તે બીજા ( મચ્છ કે૦ ) નાના પ્રકારના જે બીજાં માછલાં દીઠામાં આવે છે તે, ત્રીજા ( કચ્છવ કે૦ ) કચ્છપ એ જીવને લોકમાં કાચબાના નામેં ઓલખે છે; ચોથા ( ગાહા કે૦ ) એ જીવો સમુદ્રમાં તેમજ મીઠા પાણીના તલાવ પ્રમુખમાં પણ થાય છે; એ જીવ તંતુ આકારેં હોય છે, ને અતિ બલવાન્ હોય છે; પાણીમાં એનું એટલું જોર હોય છે કે, તે હાથીને પણ ઘસડી જાય છે; એને લોકમાં ગુડ એવે નામેં ઓલખે છે; ( મગર કે૦ ) મકર એટલે મગર મત્સ્ય એ ( આઇ કે૦ ) આદિ શબ્દેં કરી બીજા પણ ( જલચારી કે૦ ) જલચર જીવ ઘણા પ્રકારના છે. એ જલચર પંચેંદ્રી તિર્યંચ જીવના ભેદ કહ્યા.

**હવે સ્થલચર જીવોના ભેદ કહે છે:—**

ચઉપય ઉરપરિસપ્પા, ભુયપરિસપ્પા ય થલયરા તિવિહા;
ગો સપ્પ નઉલ પમુહા, બોધવ્વા તે સમાસેણં. ૨૦

**અર્થ:**—( થલયરા તિવિહા કે૦ ) સ્થલચર જીવો ત્રણ પ્રકરના છે; તે આ:—એક ( ચઉપય કે૦ ) ચતુષ્પદ એટલે ચાર પગવાલા સર્વ પ્રકારના પશુઓ જાણી લેવા; બીજા ( ઉરપરિસપ્પા કે૦ ) ઉરપરિસર્પ એ જીવો ઉદરથી ચાલે છે. એની નાગ પ્રમુખ ઘણી જાતિ હોય છે, ( ય કે૦ ) વલી ત્રીજા ( ભુયપરિસપ્પા કે૦ ) ભુજપરિ સર્પ એ જીવો ભુજાવડે ચાલે છે. તે નોલિયા પ્રમુખ જાણી લેવા, એ ઉપર કહ્યા જે ત્રણ પ્રકારના સ્થલ ચર જીવો તેઓ અનુક્રમેં ( ગો

કે૦ ) ગાઈપ્રમુખ તે ચતુષ્પદ, ( સપ્પ કે૦ ) સર્પપ્રમુખ તે ઉરઃપરિસર્પ તથા ( નઉલપમુહા કે૦ ) નોલિયાપ્રમુખ તે ભુજપરિસર્પ એ ( સમાસેણં કે૦ ) સંક્ષેપમાત્રે કરી ( બોધવ્વા કે૦ ) જાણી લેવા. એ સ્થલચર જીવોના ભેદ કહ્યા.

**હવે ખેચર જીવોના ભેદ કહે છેઃ—**

ખયરા રોમયપખ્ખી, ચમ્મયપખ્ખીય પાયડા ચેવ;
નરલોગાઓ બાહિં, સમુગ્ગપખ્ખી વિયય પખ્ખી. ૨૧

**અર્થઃ**—( ખયરા કે૦ ) ખેચર જીવો તે આકાશનેવિષે વિચરનારા જે પક્ષીઓ તે બે પ્રકારના છેઃ—એક ( રોમયપખ્ખી કે૦ ) રોમજ પક્ષીઓ, એટલે જેઓના પક્ષો રોમસંયુક્ત હોય છે, જેવા કે શુક, હંસ, તથા સારસાદિક પક્ષીઓ તેમજ પારેવાં, કાગડા, ચકલાં, પોપટ પ્રમુખ એની પાંખ મોવાલાની હોય છે, તે ( ય કે૦ ) બીજા ( ચમ્મયપખ્ખી કે૦ ) ચર્મજપક્ષીનો ( પાયડા કે૦ ) જેઓની પાંખો ચામડાના જેવી હોય છે તેને ચર્મપંખી કહીયેં. જેવા કે, ચામાચીડિયા, તથા વડવાગુલ ( ચેવ કે૦ ) નિશ્ચેં લોકમાં પ્રસિદ્ધ છે. અને ( નરલોગાઓ બાહિં કે૦ ) મનુષ્ય લોકની બાહેર ( સમુગ્ગપખ્ખી કે૦ ) સમુગ્ગ પક્ષીઓ, તથા ( વિયયપખ્ખી કે૦ ) વિતત પખ્ખીઓ હોય છે.

**હવે ઉપર ત્રણ પ્રકારના જે તિર્યંચ જીવો કહ્યા. તે એકેકના વલી બે બે ભેદ બીજી રીતેં કહે છેઃ—**

સવ્વે જલ થલ ખયરા, સંમુચ્છિમા ગપ્ભયા દુહા હુંતિ;
કમ્માકમ્મગ ભૂમિ, અંતરદીવા મણુસ્સા ય. ૨૨

**અર્થઃ**— એ ઉપર કહેલા ( સવ્વે કે૦ ) સર્વ પ્રકારના ( જલ થલ ખયરા કે૦ ) જલચર સ્થલચર, તથા ખેચર જીવો તે ( સંમુચ્છિમા કે૦ ) એક સંમૂર્છિમ અને બીજા ( ગબ્ભયા કે૦ ) ગર્ભજ એ ( દુહા કે૦ )બે પ્રકારના ( હુંતિ કે૦ ) છે. એમ પ્રત્યેકના બબ્બે પ્રકાર હોવાથી છ ભેદ થયા. જે જીવો માતા પિતાની અપેક્ષાવિના ઉત્પન્ન થાય તે સંમૂર્છિમ કહેવાય છે. અને જે જીવો ગર્ભમાં ઉત્પન્ન થાય તે ગર્ભજ કહેવાય છે. તિહાં એકેંદ્રિય, દ્વીંદ્રિય તથા ચતુરિંદ્રિય સર્વ એ જીવો સંમૂર્છિમજ હોય છે. એ તિર્યંચના સર્વ મલી અડતાલીશ ભેદ થાય છે તે આવી રીતેંઃ—પ્રથમ એકેંદ્રિય જીવ બધા થાવર કહેવાય છે તેના બાવીશ ભેદ આગલ તેરમી ગાથાના અર્થમાં દર્શાવ્યા છે. અને બીજા ત્રસ જીવના મૂલ બેંદ્રી, તેંદ્રી, ચૌરિંદ્રી અને પંચેંદ્રી એ ચાર ભેદ છે તેમાં બેંદ્રી. તેંદ્રી, તથા ચૌરિંદ્રી એ ત્રણ વિકલેંદ્રીને પર્યાપ્તા તથા અપર્યાપ્તા ગણતાં છ ભેદ થાય તેપૂર્વોક્ત બાવીશ સાથેં મેલવતાં અઠાવીશ ભેદ થયા.

હવે પંચેંદ્રી તિર્યંચના વીશ ભેદ છે તે દેખાડે છે. જલચર, થલચર, ખેચર, ઉરઃપરિસર્પ અને ભુજપરિ સર્પ, એ મૂલ પાંચ ભેદ સંમૂર્છિમના અને પાંચ ગર્ભજના મલી દશ ભેદ થાય. તે દશ પર્યાપ્તા અને દશ અપર્યાપ્તા મલી વીશ ભેદ-થયા, તેને પૂર્વોક્ત અઠાવીશ સાથેં મેલવતાં અડતાલીશ ભેદ તિર્યંચના થાય. એ રીતેં ગાથાના પૂર્વાર્દ્ધમાં પંચેંદ્રી તિર્યંચનું વર્ણન કરયું.

હવે ગાથાના ઉત્તરાર્દ્ધમાં પંચેંદ્રી મનુષ્યના ભેદ કહે છેઃ—(કમ્માકમ્મગ ભૂમિ કે૦) કર્મ ભૂમિમાં ઉત્પન્ન થએલા, અકર્મભૂમિમાં ઉત્પન્ન થએલા થએલા તથા (અંતર દીવા મણુસ્સાય કે૦) અંતર દ્વીપમાં ઉત્પન્ન થએલા એ ત્રણ પ્રકારના મનુષ્ય હોય છે, તેમાં કૃષિવાણિજ્યાદિક કર્મપ્રધાન ભૂમિ તે કર્મભૂમિ કહિયેં, તે ભૂમિને વિષે જે મનુષ્ય ઉત્પન્ન થાય છે. તે કર્મભૂમિજ કહેવાય છે. તે કર્મભૂમિઓ અઢી દ્વીપમાં પંદર છે. અને જેમાં કૃષીવાણિજ્યાદિ કર્મ નથી એવી અકર્મ ભૂમિઓ ત્રીશ છે, તથા અંતર દ્વીપ છપ્પન્ન છે, એ પ્રમાણે મનુષ્યના પિસ્તાલીશ ભેદ કહ્યા તેની સાથેં એ અંતર દ્વીપના છપન્ન ભેદ મેલવતાં ૧૦૧ ભેદ થાય તેને પર્યાપ્તા અને અપર્યાપ્ત એ બે પ્રકારેં ગણીયેં, તેવારેં ૨૦૨ ભેદ થાય. તથા વલી એહિજ ગર્ભજ મનુષ્યનાં મલ, મૂત્ર, શ્લેષ્મ પ્રમુખ ચૌદ સ્થાનકને વિષે ઉપજે તેનેં સમૂર્છિમ મનુષ્ય કહિયેં તે સમૂર્છિમ મનુષ્ય સર્વ અધુરી પર્યાપ્તિયેંજ મરણ પામે છે માટે એ અપર્યાપ્તાજ હોય તેથી એના ૧૦૧ ભેદ પૂર્વોક્ત ૨૦૨ સાથેં મેલવતાં ૩૦૩ ભેદ મનુષ્યના થાય. એ રીતેં મનુષ્ય પંચેંદ્રીના ભેદ કહ્યા.

**હવે ચાર નિકાયના દેવોના ભેદ કહે છે;—**

દસહા ભવણાહિવઈ, અઠવિહા વાણ મંતરા હુંતિ;
જોઈસિયા પંચવિહા, દુવિહા વેમાણિઆ દેવા. ૨૩

**અર્થઃ**—ભવનપતિ, વ્યંતર, જ્યોતિષ્ક તથા વૈમાનિક, એ ચાર પ્રકારના જે દેવ છે, તેઓમાંના (દસહા ભવણા-

(હિવઈ કે૦ ) ભવનાધિપતિ દેવોના દશ ભેદ છે, તે આઃ– અસુરકુમાર, નાગકુમાર, સુવર્ણકુમાર, વિધુત્કુમાર, અગ્નિકુમાર, દ્વીપકુમાર, ઉદધિકુમાર, દિશિકુમાર, વાયુકુમાર તથા સ્તનિતકુમાર.

બીજા (અડવિહા વાણમંતરા હુંતિ કે૦ ) આઠ પ્રકારના વાણવ્યંતર દેવો છે તેમાં વ્યંતર દેવોનાઆઠ ભેદ છે તે આઃ— પિશાચ, ભૂત, યક્ષ, રાક્ષસ, કિન્નર, કિંપુરુષ, મહોરગ, તથા ગંધર્વ; તથા બીજા અણપન્ની, પણપણપન્ની, રુષિવાદી, ભૂતવાદી, કંદિત, મહાકંદિત, કોહંડ, પતંગ.

ત્રીજા (જોઇસિયા પંચવિહા કે૦ ) જ્યોતિષ્ક દેવોના પાંચ ભેદ છે તે આઃ– ચંદ્ર, સૂર્ય, ગ્રહ, નક્ષત્ર તથા તારા; તે ફરી બે પ્રકારના છેઃ–એક ચર ને બીજા સ્થિર તેમાં જે મનુષ્ય ક્ષેત્ર નેવિષે છે તે ચર એટલે અસ્થિર સદાકાલ ફરતા રહે છે, અને જે મનુષ્ય ક્ષેત્રથી બાહેર છે તે સ્થિર છે કેમકે તેમનાં વિમાન ફરતાં નથી જે જિહાં છે તે તિહાંજ સ્થિર રહ્યાં છે.

ચોથા (દુવિહા વેમાણિયા દેવા કે૦ ) વૈમાનિક દેવોના બે ભેદ છે, તે કહે છે. એક તો જે શ્રીતીર્થંકરાદિકનાં પાંચ કલ્યાણકને વિષે આવે જાય છે એ એનો કલ્પ એટલે આચાર કહીયે માટે એને કલ્પોપપન્ન દેવો કહીયેં. તે દેવતા સૌધર્મ ઈશાનાદિ બાર દેવલોકના ભેદેં કરી બાર પ્રકારેં છે.

હવે બીજા જે કલ્પ એટલે આવ્યા ગયાનો આચાર તેણેં કરી રહિત છે તેને કલ્પાતીત દેવો કહીયેં, તેના વલી બે ભેદ

છે એક તો નવ ગ્રૈવેયકના અને બીજા પાંચ અનુત્તર વિમાનના દેવો જાણવા.

વલી ત્રણ પ્રકારના કિલ્બિષિયા દેવો તથા નવ પ્રકારના લોકાંતિક દેવો છે.

એ સર્વ દેવોના બધા મલી એકશો ને આઠાણું ભેદ શાસ્ત્રોમાં કહ્યા છે, તે આ પ્રમાણેઃ—ભવનપતિના દશ ભેદ; ચર જ્યોતિષીના પાંચ ભેદ, સ્થિર જયોતિષીના પાંચ ભેદ પાંચ ભરત તથા પાંચ ઐરવત મલી દશ ક્ષેત્રના દશ વૈતાઢ્યને વિષે રહેનારા તિર્યક્ જૃંભક દેવોના દશ ભેદ, નારકી જીવોને દુઃખ આપનારા પરમાધામીના પંદર ભેદ, વ્યંતરના આઠ ભેદ, વાણવ્યંતરના આઠ ભેદ, કિલ્બિષિયાના ત્રણ ભેદ લોકાંતિકના નવ ભેદ, બાર દેવલોકના બાર ભેદ, નવ ગ્રૈવેયકના નવ ભેદ, પાંચ અનુત્તર વિમાનોના પાંચ ભેદ, એ સર્વ મલી નવાણું ભેદ થયા. એને પર્યાપ્તા તથા અપર્યાપ્તા એ બેથી ગુણતાં એકશો ને અઠાણું ભેદ થાયછે.

એ રીતેં તિર્યંચના અડતાલીશ, નારકીના ચૌદ, મનુષ્યના ત્રણશેં નેં ત્રણ તથા દેવતાના એકશો ને અઠાણું મલી જીવોના ૫૬૩ ભેદો થયા. એમ ચૌદ રાજલોકમાં જીવાદિક છ દ્રવ્ય છે, તેમાં એક જીવ દ્રવ્યના સંસારી ને સિદ્ધ, એ બે ભેદ તેમાંથી સંસારીજીવો પાંચશો ત્રેશઠ ભેદ સંક્ષેપેં કહી દેખાડયા, એ સંસારી જીવોનો વિચાર કહ્યો.

**હવે બીજા સીદ્ધ જીવોના ભેદ કહેછેઃ—**

સિદ્ધા પનરસ ભેયા, તિથ અતિથાઈ સિદ્ધ ભેએણું;
એએ સંખેવેણં, જીવ વિગપ્પા સમખાયા. ૨૪

અર્થઃ—( સિદ્ધા કે૦ ) સર્વ કર્મોથી મુક્ત થએલા જીવો, તેના ( તિથ અતિથાઇ કે૦ ) તીર્થંકર તથા અતિર્થંકરાદિ ( સિભેએણં કે૦ ) પંદર ભેદ થાય છે. તે ભેદનાં નામ નવતત્વના બાલાવબોધથકી જાણવાં. ( એ એ સંખેવેણં કે૦ ) એ સર્વ સંક્ષેપે કરીને ( જીવ વિગપ્પા કે૦ ) જીવના વિકલ્પ એટલે ભેદ ( સમખા યા કે૦ ) રૂડે પ્રકારેં કહ્યા છે.

**હવેજે આગલ કહેવા યોગ્યછે તે મુલ કર્તા પોતે-જગાથાવડે કહેછે.**

એ એસિં જીવાણં, સરીરમાઉ ઠિઈ સકાયંમિ;
પાણા જોણિપમાણં, જેસિં જં અથિ તં ભણિમો.

**અર્થઃ**—( એ એસીં કે૦ ) એ એકેંદ્રિયાદિક ( જીવાણં કે૦ ) જીવોના એક ( સરીરં કે૦ ) શરીરોનું પ્રમાણ, બીજું ( આઉ કે૦ ) જઘન્યથી તથા ઉત્કૃષ્ટથી આયુષ્યનું પ્રમાણ, ત્રીજું ( ઠિઈ સકાયંમિ કે૦ ) એકેંદ્રિયાદિક જીવો મરણ પામીને ફરિ ત્યાંજ ઉત્પન્ન થાય, એવી જે સ્વકાય સ્થિતિ તેનું પ્રમાણ ચોથું ( પાણા કે૦ ) ઇંદ્રિયાદિક દશ પ્રાણનું પ્રમાણ, પાંચમું ( જોણિ પમાણં કે૦ ) ચોરાશી લક્ષ યોનીમાંહેલી કયા કયા જીવોમાં કેટલી કેટલી યોનિયો હોય તેનું પ્રમાણ, [ જે સિંજંઅથિ કે૦ ) જે જે જીવોનું જેટલું છે, ( તં ભણીમો કે૦ ) તે જીવોનું તેટલું અમેં કહીશું.

**તિહાં પ્રથમ શરીરના પ્રમાણનો પ્રકાર કહેછે:—**

અંગુલ અસંખ ભાગો, સરીર મેગિં દિયાણ સવ્વેસિં;
જોયણ સહસ્સ મહિયં, નવરં પત્તેય રૂખાણં. ૨૬

**અર્થ**—( સવ્વેસિં એગિંદિયાણ સરીરં કે૦ ) સવે સુક્ષ્મ તથા બાદર પૃથ્વીકાય પ્રમુખ એકેંદ્રિય જીવોના શરીરોનું પ્રમાણ ( અંગુલ અસંખ ભાગો કે૦ ) અંગુલના અસખ્યાતમા ભાગ જેટલું હોય છે. ( નવરં કે૦ ) પણ એટલી વિશેષતા છે. જે ( પત્તેય રૂખાણં કે૦ ) પ્રત્યેક વનસ્પતિના શરીરનું પ્રમાણ, ( જોયણ સહસ્સ મહિયં કે૦ ) એક હજાર યોજનથી કાંઇક અધિક હોય છે.

**હવે દ્વીંદ્રીયાદીક વિકલેંદ્રીય જીવોના શરીરોનું પ્રમાણ કહેછે:—**

બારસ જોયણ તિન્ને, વ ગાઉઆ જોયણં ચ અણુકમસો;
બેઈંદિય, તેઇંદિય ચઊરિંદિય દેહ મુચ્ચત્તં. ૨૭

**અર્થઃ**— મનુષ્ય ક્ષેત્રની બાહેર રહેલા ( બે ઇંદિય કે૦) શંખાદિક બેંદ્રિયજીવન શરીરની ઉંચાઈ ( બારસ જોયણ કે૦ ) બાર યોજનની હોય છે. અઢી દ્વીપની બાહેર રહેલા ( તેઈંદિય કે૦ ) કર્ણશૃંગાલાદિક તેંદ્રિય જીવોના શરીરની ઉંચાઈ ( તિન્નેવ ગાઉઆ કે૦ ) ત્રણ ગાઉની હોય છે. તથા ( ચઉરિંદિય કે૦ ) ભ્રમરાદિક ચઉરિંદ્રિય જીવોના ( દેહમુચ્ચત્તં કે૦ ) શરીરનું ઉંચપણું ( જોયણંચ કે૦ ) એક યોજનનું હોય છે ( અણુકમસો કે૦ ) ગાથાના પદના અનુક્રમેં એટલે બે ઇંદ્રિયને બાર યોજન વગેરે કહેવા.

## હવે નારકી આદિક પંચેંદ્રિયના શરીરોનું પ્રમાણ કહેતો થકો પ્રથમ નારકી જીવોના શરીરનું પ્રમાણ કહે છે.

ધણુસય પંચ પમાણા, નેરઇયા સત્તમાઈ પુઢવીએ;
તત્તો અદ્ધદ્ધૂણા, નેયા રયણપ્પહા જાવ. ૨૬

**અર્થઃ**— (સત્તમાઇ પુઢવીએ કે૦) તમસ્તમઃપ્રભા નામની સાતમી આદિ નરકપૃથ્વીમાં રહેનારા (નેરઇયા કે૦ નારકીઓના શરીરોનું પ્રમાણ આવી રીતે છેઃ— (ધણુસય પંચ પમાણા કે૦) સાતમી પૃથ્વીના નારકીઓના શરીરોનું પ્રમાણ પાંચશેં ધનુષ્ય જેટલાં ઉંચાઇનું છે. એમ અનુક્રમેં (તત્તો અદ્ધદ્ધૂણા કે૦) તેથી અર્દ્ધ અર્દ્ધ સંખ્યા ઊણી કરવી, એટલે અઢીશેં ધનુષ્ય જેટલા પ્રમાણનું શરીર છઠી પૃથ્વીના નારકીયોનો હોય છે. સવાશો ધનુષ્ય ઉંચાઇનું પ્રમાણ પાંચમી પૃથ્વીના નારકીયોના શરીરોનું હોય છે. સાડા બાસઠ ધનુષ્ય ઊંચાઇનું પ્રમાણ ચોથી પૃથ્વીના નારકીયોના શરીરોનું હોય છે. સવા એકત્રીશ ધનુષ્ય ઊંચાઇનું પ્રમાણ ત્રીજી પૃથ્વીના નારકીયોના શરીરોનું હોય છે. સાડા પંદર ધનુષ્ય અને બાર અંગુલ ઉંચાઇનું પ્રમાણ બીજી પૃથ્વીના નારકીયોના શરીરનું હોય છે. એમ અનુક્રમેં (જાવ રયણપ્પહા કે૦) યાવત્ રત્નપ્રભા નામની પહેલી પૃથ્વીના નારકીયોના શરીરોનું પ્રમાણ પોણા આઠ ધનુષ્ય અને છ અંગુલનું (નેયા કે૦) જાણવું.

## હવે તિર્યંચ પંચેંદ્રિય જીવોના શરીરોનું પ્રમાણ અઢી ગાથાયેં કરી કહે છેઃ—

જોયણ સહસ્સ માણા, મથા ઉરગાય ગપ્ભયા હુંતિ;
ધણુઅ પુહુત્તં પખ્ખિસુ, ભુયચારી ગાઉ અ પુહુત્તં. ૨૯
ખયરા ધણુઅ પુહુત્તં, ભુયગા ઉરગાય જોયણ પુહુત્તં;
ગાઉય પહુત્ત મિત્તા, સમુચ્છિમા ચઉપ્પયા ભણિયા. ૩૦
છચ્ચેવ ગાઉઆઈં, ચઉપ્પયા ગપ્ભાયા મુણેયવ્વા;

**અર્થઃ**-- તિર્યંચ જીવો ગર્ભજ અને સમૂર્છિમ એ બે પ્રકારના હોય છે, તેમાં ગર્ભજના શરીરનું પ્રમાણ આવી રીતેં:-( મથા ઉરગાય સહસ્સ જોયણ માણા કે૦ ) મત્સ્ય અને ઉરઃપરિસર્પના શરીરનું પ્રમાણ એક હજાર યોજનનું હોય છે. ( પખ્ખિસુ ધણુઅ પુહુત્તં કે૦ ) પક્ષીયોના શરીરનું પ્રમાણ ધનુષ પૃથુત્વ એટલે બે ધનુષથી લઈનેં નવ ધનુષ સુધી હોય છે. અને ( ભુયચારી ગાઉઅ પુહુત્તં કે૦ ) ગોધાદિક ભુજપરિ સર્પના શરીરનું પ્રમાણ બે ગાઉથી માંડી નવ ગાઉ સુધી હોય છે. એ બધા જીવો ( ગપ્ભયા હુંતિ કે૦ ) ગર્ભજ છે. હવે સંમૂર્છિમના શરીરનું પ્રણાણ આવી રીતેં:-( ખયરા ભુયગા ધણુઅ પુહુત્તં કે૦ ) ખેચર એટલે પક્ષીઓ, અને ભુજગ એટલે ભુજપરિ સર્પનાં શરીરોનું પ્રમાણ બે ધનુષથી માંડીનેં નવ ધનુષ સુધી હોય છે. તથા ( ઉરગાય જોયણ પુહુત્તં કે૦ ) ઉરગ એટલે ઉરઃપરિસર્પના શરીરનું પ્રમાણ બે યોજનથી માંડીને નવ યોજન સુધી હોય છે અને ( ચઉપ્પયા ગાઉય પુહુત્તં મિત્તા કે૦ ) ચાર પગ-

વાલા જીવોના શરીરનું પ્રમાણ બે ગાઉથી માંડીને નવ ગાઉ સુધી હોય છે. એવી રીતે (સમુચ્છિમાં ભણિયા કે૦) સંમૂચ્છિંમ તિર્યંચ જીવોના શરીરોનું પ્રમાણ કહ્યું છે. અને (ચઉપ્પયા ગબ્ભયા છચ્ચેવ ગાઉઆઇં કે૦) ગર્ભજ ચતુષ્પદ જીવોના શરીરોનું પ્રમાણ ઉત્કર્ષથી છ ગાઊનું (મુણેયવ્વા કે૦) મનાય છે.

**હવે પંચેંદ્રિય મનુષ્યના શરીરનું પ્રમાણ ગાથાના ઉત્તરાર્દ્ધ વડે કહે છેઃ—**

કોસ તિગં ચ માણુસ્સા, ઉક્કોસ સરીર માણેણં. ૩૧

**અર્થઃ**—(માણુસ્સા ઉક્કોસ સરીર માણેણં કે૦) ઉત્કૃષ્ટથી મનુષ્યના શરીરનું પ્રમાણ (કોસતિગં કે૦) ત્રણ કોશનું હોય છે. તે દેવકુર્વાદિક ક્ષેત્રોનાં યુગલીલિયાં જાણવાં.

**હવે દેવોના સ્વાભાવિક શરીરોનું પ્રમાણ કહે છેઃ—**

ઈસાણંત સુરાણં, રયણીઊ સત્ત હુંતિ ઉચ્ચત્તં;
દુગ દુગ દુગ ચઉ ગેવિ, જ્જણુત્તરે ઇક્કિક્ક પરિહાણી.૩૨

**અર્થઃ**—(ઇસાંણંત સુરાણં કે૦) બીજા ઈશાન દેવલોકના અંત સુધી જે ભુવનપતિ, વ્યંતર તથા જ્યોતિષ્ક દેવ છે તેઓના શરીરોની (ઉચ્ચત્તં કે૦) ઊંચાઇ (સત્ત રયણીઊ હુંતિ કે૦) સાત હાથની હોય છે. ત્યાર પછી "દુગ દુગ દુગ ચઉ ગેવિજ્જણુત્તરે ઈક્કિક્ક પરિહાણી" અનુક્રમે એકેક હાથ ઘટાડતાં જવું જેમ કે, સનત્કુમાર અને માહેંદ્ર એ (દુગ કે૦) દ્વિક, એટલે બન્ને દેવલોકમાંના દેવોના શરીરોનું ઊંચાઇનું પ્રમાણ છ હાથનું હોય છે. બ્રહ્મ

અને લાંતિક એ ( દુગ કે૦ ) બે દેવલોકમાં પાંચ હાથ હોય છે; શુક્ર અને સહસ્રાર એ ( દુગ કે૦) બે દેવલોકમાં ચાર હાથ હોય છે; એ ત્રણ દ્વિક કહી અને આનત, પ્રાણત, આરણ્ય તથા અચ્યુત એ ( ચઉ કે૦ ) ચાર દેવલોકમાં ત્રણ હાથ હોય છે; ( ગેવિજ્જ કે૦ ) નવ ગ્રૈવેયકમાં બે હાથ હોય છે. અને ( અણુત્તરે કે૦ ) પાંચ અનુતરવાસી દેવલોકમાંના દેવો ના શરીરોનું પ્રમાણ એક હાથનું હોય છે. એ રીતેં ( ઈક્કિક્ક પરિહાણી કે૦ ) એકેક હાથની હાણી કરતાં જવું તેવારેં પૂર્વોક્ત માન થાય.

**હવે જીવોના આઉખાનું બીજું દ્વાર કહે છેઃ—**

બાવીસા પુઢવીએ, સત્તય આઉસ્સ તિન્નિ વાઉસ્સ;
વાસ સહસ્સા દસ તરૂ, ગણાણં તેઉ ત્તિરિત્તાઉ. ૩૩

**અર્થઃ**—( પુઢવીએ બાવીસા કે૦ ) પૃથ્વીકાય જીવોનું આયુ ઊત્કર્ષથી બાવીશ હજાર વર્ષનું હોય છે ( સત્તય આઉસ્સ કે૦ ) અપ્કાય જીવોનું આયુ સાત હજાર વર્ષનું, ( વાઉસ્સ તિન્નિ કે૦ ) વાયુ કાય જીવોનું આયુ ત્રણ હજાર વર્ષનું ( તરુગણાણં કે૦ ) પ્રત્યેક વનસ્પતિ સમૂહનું આયુષ્ય, ( દસ સહસ્સા વાસ કે૦ ) દશ હજાર વર્ષનું હોય છે. અને ( તેઉ ત્તિરિત્તાઉ કે૦ ) તેજસ્કાય જીવોની ઉત્કૃષ્ટ આયુઃસ્થિતિ ત્રણ અહોરાત્રની હોય છે. અને એ બધા જીવોનું જઘન્યથી અંતમુહૂર્ત્તનું આયુષ્ય હોય છે.

## હવે વિગલેંદ્રિય જીવોનું આયુ કહે છે.

વાસાણિ બારસાઉ, બિ ઇંદિયાણં તિ ઇંદિયાણં તુ;
અઉણા પન્ન દિણાઇં, ચઉરિંદીણં તુ છમ્માસં. ૩૪

**અર્થઃ**—( બિઇંદિયાણં બારસાઊ વાસાણિ કે૦ ) બેંદ્રિય જીવોનું ઉત્કૃષ્ટથી બાર વર્ષનું આયુષ્ય હોય છે. ( તિઇંદિયાણંતુ કે૦ ) ત્રીંદ્રય જીવોનું આયુષ્ય ( અઉણા પન્ન દિણાઇં કે૦ ) ઉગણ પચાસ દિવસનું હોય છે. અને ( ચઉરિંદીણંતુ કે૦ ) ચતુરિંદ્રિય જીવોનું આયુષ્ય ( છમ્માસં કે૦) છ મહિનાનું હોય છે. તેમ જ એ સર્વનું જઘન્યથી પૂર્વોક્ત અંતરમુહૂર્ત્તનું આયુષ્ય હોય છે.

## હવે પંચેંદ્રિય જીવોનું ઉત્કૃષ્ટથી આયુઃપ્રમાણ કહેછેઃ-

સુર નેરઇયાણ ઠિઈ, ઉક્કોસા સાગરાણિ તિત્તીસં;
ચઉપય તિરિય મણુસ્સા, તિન્નિયપ લિઉવમા હુંતિ. ૩૫
જલયર ઉર ભુયગાણં પરમાઊ હોઇ પુવ્વ કોડીઉ;
પખીણં પુણભણિઉ, અસંખ ભાગો અ પલિયસ્સ. ૩૬

**અર્થઃ**—( સુર નેરઇયાણઠિઈ કે૦ ) દેવ અને નારકીયોના આયુષ્યની સ્થિતી, ( ઉક્કોસા કે૦ ) ઉત્કૃષ્ટથી ( તિત્તીસં સાગરાણિ કે૦ ) તેત્રીશ સાગરોપમની હોય છે. એટલુ આયુષ્ય પાંચ અનુત્તર વિમાનોના દેવોનું તથા સાતમી નરકના જીવોનું ઉત્કૃષ્ટથી જાણી લેવું. અને ( ચઉપય કે૦ ) ચતુષ્પદ એટલે ચાર પગવાલા ( તિરિય કે૦ ) તિર્યંચ જીવોનું તથા ( મણુસ્સા કે૦ ) સર્વ પ્રકારના માણસોનું ઉત્કૃષ્થી ( તિન્નિયપ લીઉવમા કે૦ ) ત્રણ પલ્યોપમનું આયુષ્ય

( હુંતિ કે૦) હોયછે. અહિં પલ્યોપમ તથા સાગરોપમને વિષે સૂક્ષ્મતાથી દેવ તથા નારકીયોનું જઘન્યથી આયુષ્ય દશ હજાર વર્ષનું હોય છે. અને મનુષ્ય તથા તિર્યંચ જીવોનું જઘન્યથી પૂર્વની પેઠેં અંતર્મુહૂર્ત્તનું આયુષ્ય હોય છે

( જલયર કે૦ ) જલચર જીવો ( ઉર કે૦ ) ઉદરથી ચાલનારા જે સર્પો છે. ( ભુયગાણં કે૦ ) ભુજાથી ચાલનારા જે નોલિયા પ્રમુખ જીવો છે, તેઓનું ( પરમાઉ કે૦ ) ઉત્કૃષ્ટથી આયુષ્ય ( પુવ્વકોડીઓ કે૦ ) પૂર્વ કોડીનું ( હોઈ કે૦ ) હોય છે. સિત્તેર લાખ અને છપન્ન હજાર કોટિ વર્ષનો એક પૂર્વ થાય છે. એવા એક કોટિ પૂર્વનું આયુષ્ય જાણવું. ( પખીણં કે૦ ) પક્ષીઓનું ( પુણ કે૦ ) તેવી રીતેંજ ( પલિયસ્સ અસંખભાગોઅ કે૦ ) પલ્યોપમના અસંખ્યાતમા ભાગ જેટલું આયુષ્ય ( ભણિઓ કે૦ ) કહેલું છે. એ ગર્ભજ પક્ષીયોનું આયુષ્ય જાણવું.

**હવે સૂક્ષ્માદિ જીવોના આયુષ્યનું પ્રમાણ કહે છેઃ—**

સવ્વે સુહુમા સાહા, રણા ય સંમુચ્છિમા મણુસ્સા ય;
ઉક્કોસ જહન્નેણં, અંતમુહુત્તં ચિય જિયંતિ. ૩૭

**અર્થઃ**— ( સવ્વે કે૦ ) પૃથ્વીકાય, અપ્કાય, તેઉકાય, વાયુકાય, તથા વનસ્પતિકાય, એ સર્વે ( સુહુમા સાહારણાય કે૦ ) સૂક્ષ્મ તથા બીજા સાધારણ અને ( સંમુચ્છિમા મણુસ્સાય કે૦ ) સંમૂર્ચ્છિમ મનુષ્યો તે બધા ( ઉક્કોસ કે૦ ) ઉત્કૃષ્ટથી ( જહન્નેણં કે૦ ) જઘન્યથી ( અંત મુહુત્તં ચિય કે૦ ) એક અંત મુહૂર્ત્ત માત્રજ ( જિયંતિ કે૦ ) જીવે છે.

**ઉપલા બે દ્વારમાં જે કહ્યું, તે ગાથાવડે સૂચવે છેઃ—**

ઓગાહણાઉ માણં, એવં સંખેવઓ સમખ્ખાયં;
જે પુણ ઈથ વિસેસા, વિસેસ સુત્તાઉ તે નેયા. ૩૮

**અર્થઃ**—( ઓગાહણાઉમાણં કે૦ ) જેનેવિષે જીવની સ્થિતિ હોય છે. જેમાં જીવ રહે છે તેને અવગાહના કહિયેં, એવું જે પ્રત્યેક જીવનું શરીર તેના આયુષ્યનું પ્રમાણ (એવં કે૦ ) એવી રીતેં (સંખેવઓ કે૦) સંક્ષેપેં કરી (સમખ્ખાયં કે૦ ) સમાખ્યાતં એટલે કહ્યું, પરતુ ( જે પુણ ઇથ કે૦ ) અત્રે હજી જે કાંઇ દેવલોકા દિકનેવિષે પ્રતરાદિ આશ્રિત ( વિસેસા કે૦ ) વિશેષ અવગાહના તથા આયુના ભેદ છે. ( તે વિસેસ સુત્તાઉ કે૦ ) તે વિશેષ સૂત્ર જે સંગ્રહિણી પ્રજ્ઞાપનાદિક સૂત્રો છે તેથકી ( નેયા કે૦ ) જાણી લેવા.

**હવે ત્રીજું સ્વકાયસ્થિતિદ્વાર કહે છેઃ—**

એગિંદિયા યસવ્વે, અસંખ ઉસ્સપ્પિણી સકાયંમિ;
ઉવવજ્જંતિ ચયંતિઅ, અણંતકાયા અણંતાઓ. ૩૯

**અર્થઃ**—( સવ્વે એગિંદિયા કે૦ ) પૃથ્વીકાય, અપ્ કાય; તેઉકાય, વાયુકાય અને વનસ્પતિકાય, એ જે પંચ સ્થાવર એકેંદ્રિય છે. તે સર્વ ( અસંખ ઉસ્સપ્પિણી કે૦ ) અસંખ્ય ઉત્સર્પિણી તથા અવસર્પિણી સુધી ( સકાયંમિ કે૦ ) તેજ પોતાની કાયનેવિષે ( ઉવવજ્જંતિ કે૦ ) ઉત્પન્ન થાય છે, અને ( ચયંતિઅ કે૦ ) મરણને પામે છે. અર્થાત્ તેજ કાયમાં ઉત્પન્ન થઇને ફરી ત્યાંજ નાશને પામે છે, તથા ( અણંતકાયા કે૦ ) અનંત કાય વનસ્પતિ જીવો જે છે તે

( અણુંતાઓ કે૦ ) અનંત ઉત્સર્પિણી અને અવસર્પિણી સુધી યાવત્ સ્વકાયમાં ઉત્પન્ન થઇને તેજ કાયમાં નાશ પામેછે

**હવે દ્વીંદ્રિયાદિ વિકલેંદ્રિયની કાયસ્થિતિ કહે છેઃ--**

સંખિજ્જ સમા વિગલા, સત્તઢ ભવા પણિંદિ તિરિ મણુયા;
ઉવવજ્જંતિ સકાએ, નારય દેવા અ નો ચેવ. ૪૦

**અર્થઃ**—( વિગલા સંખિજ્જ સમા કે૦ ) બેંદ્રિય તેંદ્રિય તથા ચઉરિંદ્રિય એ જે વિકલેંદ્રિય જીવ છે, તે સંખ્યાતા વર્ષ સુધી ( ઉવવજ્જંતિસકાએ કે૦) સ્વકાયને વિષે ઉત્પન્ન થાય છે. અને ચવે છે તથા (પણિંદિ તિરિ મણુયા કે૦ ) પંચેંદ્રિય તિર્યંચ અને મનુષ્ય એ બે જાતિના જીવો તે તેવાજ ભવપણે કડાવેડે ( સત્તઠભવા કે૦ ) સાત અથવા આઠ ભવ કરે છે. તથા (નારય દેવાઅ નોચેવ કે૦) નારકી જીવોઅને દેવો મરણ પામીને ફરી તેજ ગતિમાં ઉત્પન્ન થતા નથી.

**હવે ચોથું પ્રાણ દ્વાર કહે છેઃ—**

દસહા જિયાણ પાણા, ઇંદિ ઉસાસાઉ જોગ બલરૂવા;
એગિંદિએસુ ચઉરો, વિગલેસુ છ સત્ત અઠેવ. ૪૧
અસન્નિ સન્નિપંચિં, દિએસુ નવ દસ કમેણ બોધવ્વા;
તેહિં સહ વિપ્પઓગો, જીવાણં ભણ્ણએ મરણં. ૪૨

**અર્થઃ**—( દસહા જિયાણ પાણા કે૦ ) જીવોના દશ પ્રકારનાં પ્રાણ હોય છે. તે કહે છે ( ઈંદિ કે૦ ) ઈંદ્રિયો, ( ઉસાસ કે૦ ) શ્વાસોચ્છ્વાસ, ( આઉ કે૦ ) આયુ તથા ( જોગબલરૂવા કે૦ ) યોગનાં બલરૂપ જાણવાં. એટલે સ્પર્શ-

નાદિ પાંચ ઈંદ્રિયો, છઠો ઉચ્છ્વાસ નિઃશ્વાસ, સાતમું આયુ તથા મન, વચન કાય, એ ત્રણ યોગનાં ત્રણ બલ મલી દશ પ્રાણ છે. તેમાં (એગિંદિએસુ કે૦) એકેંદ્રિય જીવોને સ્પર્શનેંદ્રિય, શ્વાસોચ્છ્વાસ, આયુ તથા કાયબલ, એ (ચઉરો કે૦) ચાર પ્રાણ હોય છે. અને (વિગલેસુ કે૦) વિકલેંદ્રિય એટલે દ્વીંદ્રિય જીવો ને સ્પર્શનેંદ્રિય, રસનેંદ્રિય, શ્વાસોચ્છ્વાસ, આયુ, કાયબલ તથા વચનબલ, એ (છ કે૦) છ પ્રાણ હોય છે. ત્રીંદ્રિય જીવોને સ્પર્શનેંદ્રિય, રસનેંદ્રિય, ઘ્રાણેંદ્રિય, શ્વાસોચ્છ્વાસ, આયુ, કાયબલ તથા વચનબલ, એ (સત્ત કે૦) સાત પ્રાણ હોય છે. ચતુરિંદ્રિય જીવોને સ્પર્શનેંદ્રિય, રસનેંદ્રિય, ઘ્રાણેંદ્રિય, શ્રોત્રેંદ્રિય, શ્વાસોચ્છ્વાસ, આદુ, કાયબલ, તથા વચનબલ, એ (અગેવકે૦) આઠ પ્રાણ હોય છે.

(અસન્નિ સન્નિ પંચિંદિએસુ કે૦) અસંજ્ઞી પંચંદ્રિય તથા સંજ્ઞી પંચેંદ્રિય જીવોને (નવ દસ કે૦) નવ અને દશ (કમેણ કે૦) ક્રમેં કરી (બોધવ્વા કે૦) જાણવા. એટલે અસંજ્ઞી પંચેંદ્રિય જીવોને એક મનો બલ હોતું નથી બાકીનાં નવે પ્રાણો હોય છે. એ પ્રાણ જેને જેટલાં કહ્યાં છે તે જીવને (તેંહિં સહવિપ્પઓગો કે૦) તે પ્રાણોનો જે વિયોગ થાય છે તે (જીવાણં મરણં ભણ્ણએ કે૦) જીવને મરણ કહેવાયછે. ઇહાં દેવ, નારકી, ગર્ભજ તિર્યંચ તથા મનુષ્ય એવા સંજ્ઞી પંચોદ્રય કહેવાય છે; અને સંમૂચ્છિંમ તિર્યંગતથા સમૂચ્છિં મનુષ્ય અસંજ્ઞી પંચેંદ્રિય કહેવાય છે. તેઓમાં સંમૂચ્છિંમ મનુષ્યો તો ભાષારૂપ વાગ્બલાદિકેં કરી રહિત

હોવાથી તેઓ સાત તથા આઠ પ્રાણવાલા કહ્યા છે.

અહીં એવી આશંકા ઉત્પન્ન થાય છે કે, જીવને પ્રાણ વિયોગરૂપ જે મરણ કહ્યું તે કેટલા કાલ સુધી થયા કરે છે? એહના નિરાસાર્થે ઉત્તર કહે છેઃ—

એવં અણોરપારે, સંસારે સાયરંમિ ભીમંમિ;
પંત્તો અણંત ખુત્તો, જીવેહિં અપત્ત ધમ્મેહિં ૪૩

**અર્થઃ**—( અપત્ત ધમ્મેહિં કે૦ ) જેઓને ધર્મની પ્રાપ્તિ થઈ નથી એવા ( જીવેહિં કે૦ )જીવોને ( એવં કે૦ ) પૂર્વે કહીઆવ્યા તેમ આ ( અણોરપારે કે૦ ) પારાવાર રહિત એટલે જેનીઆદિપણ નથી અને અંત પણ નથી એવો ( ભીમંમિ કે૦ ) મહા ભયંકર ( સંસારે સાયરમિ કે૦ ) સંસાર રૂપ સમુદ્રને વિષે ( અણંત ખુત્તો કે૦ ) અનંતવાર પ્રાણવિયોગરૂપ મરણ ( પત્તો કે૦ ) પ્રાપ્ત થાય છે.

એટલે જે જીવ ધર્મ નથી પામ્યા તે જીવ એકેકી યોનિને વિષે અનંતી અનંતી વાર મરણ જીવન પ્રત્યેં કરે છે. યોનિ એટલે જે સ્થાનમાં ઘણા જીવોનો એક વર્ણ, એકગંધ, એક રસ, એક સ્પર્શ, એટલા વાનાં સખાં બરોબર હોય, તે સર્વ જીવોની એક યોનિ કહીયેં. તે યોનિયો કેટલી છે તે સર્વ જાતિના જીવોની જૂદી જૂદી સંખ્યાયેં આગલી ગાથાયેં કહે છે.

## હવે પાંચમું યોનિ દ્વાર કહે છે.

તહ ચઉરાસી લખ્ખા, સંખ્ખા જોણીણ હોઈ જીવાણું;
પુઢવાઈણ ચઉણ્હં, પત્તેયં સત્તસત્તેવ. ૪૪
દસ પત્તેય તરૂણં, ચઉદસ લખ્ખા હવંતિ ઇયરેસુ;
વિગલિંદિએસુ દો દો, ચઉરો પંચિંદિ તિરિયાણં. ૪૫
ચઉરો ચઉરો નારય, સુરેસુ મણુ આણ ચઉદસ હવંતિ;
સંપિંડિયા ય સવ્વે, ચુલસી લખ્ખાઉ જોણીણં. ૪૬

**અર્થઃ**—( તહ કે૦ ) તથા ( જીવાણં કે૦ ) જીવોની ( જોણીણ કે૦ ) યોનિની ( સંખ્ખા કે૦) સંખ્યા ( ચઉરાસી લખ્ખા કે૦ ) ચોરાશી લક્ષ ( હોઇ કે૦ ) છે. જીવોનું જે ઉત્પત્તિસ્થાનક તે યોનિ કહેવાય છે. તેઓમાં ( પુઢવાઇણ ચઉણ્હં કે૦ ) પૃથ્વ્યાદિક ચાર. એટલે પૃથ્વીકાય, અપૂકાય, તેઉકાય તથા વાઉકાય, એ ચાર પ્રકારના જીવોની ( પત્તેયં કે૦ ) પ્રત્યેકની ( સત્તસત્તેવ કે૦ ) સાત સાત લાખ યોનિયો જાણવી. એમ ચારેની સર્વ મલી અઠાવીશ લક્ષ યોનિઉ થઇ. ( પત્તેય તરૂણં કે૦ ) પ્રત્યેક વનસ્પતિકાય જીવોની ( દસ કે૦ ) દસ લક્ષ યોનિયો છે ( ઇયરેસુ કે૦ ) ઇતરેષુ એટલે એથી ઇતર જે સાધારણ વનસ્પતિકાય જીવો છે તેની ( ચઉદસ લખ્ખા કે૦ ) ચઉદ લક્ષ યોનિયો ( હવંતિ કે૦ ) છે. ( વિગલેંદિએસુ દો દો કે૦ ) વિકલેંદ્રિય એટલે બેંદ્રિય જીવોની બે લાખ, તેંદ્રિય જીવોની બે લાખ, તથા ચતુરિંદ્રિક જીવોની પણ બે લાખ યોનિયો જાણવી; અને ( પંચિંદિ તિરિયાણં કે૦ ) પંચેંદ્રિય તિર્યક જીવોની ( ચઉરો કે૦

ચારલક્ષ યોનિયો છે. ( ચઉરોનારય કે૦ ) નારકી જીવોની ચાર લક્ષ યોનિયો છે, ( સુરેસુ ચઉરો કે૦ ) દેવોની પણ ચાર લક્ષ યોનિયો છે ( મણુઆણ કે૦ ) મનુષ્ય પ્રાણીયોની ( ચઉદસ હવંતિ કે૦ ) ચૌદ લાખ યોનિયો છે. એવી રીતેં ( સંપિંડિયાય કે૦ ) બધીને એકઠી કરતાં શરવાલે ( સવ્વે કે૦) સર્વ ( ચુલસી કે૦) ચોરાશી ( લખ્ખાઉ કે૦ ) લાખ ( જોણીણં કે૦ ) યોનિયો થાય છે.

એવી રીતેં સંસારી જીવો વિષયિક શરીરનું માન, આઉખાની સ્થિતિ, કાયસ્થિતિ, પ્રાણ અને યોનિ એ પાંચ દ્વાર કહ્યાં. હવે સિદ્ધ જીવો વિષયક કહે છેઃ—

સિધ્ધાણ નથિ દેહો, ન આઉ કમ્મંન પાણ જોણીઓ;
સાઈ અણંતા તેસિં, છિઈ જિણંદાઽઽગમે ભણિયા. ૪૭

**અર્થઃ**—( સિદ્ધાણ દેહો નથિ કે૦ ) સિદ્ધ પરમાત્માને શરીર નથી. માટે ( ન આઉ કમ્મં કે૦ ) આયુ અને કર્મ પણ નથી. અને જયાં આયુ ન હોય ત્યાં ( પાણ જોણીઓ ન કે૦ ) પ્રાણ અને યોનિ પણ નથી એ સર્વનો અભાવ હોવાથી કાયસ્થિત્યાદિકનો પણ અભાવ દર્શાવ્યો. એમ સર્વ કર્મોપાધિ વિમુક્ત અને જેઓ લોકના અગ્રભાગને વિષે સ્થિત છે. ( તેસિં કે૦ ) તે સિદ્ધ જીવોની ( સાઇ અણંતા ઠિઇ કે૦ ) સાદિ અનંતસ્થિતિ, તે ( જીણંદાઽઽગમે કે૦ ) જીનેંદ્ર પ્રણીત સિદ્ધાંતોનેવિષે ( ભણિયા કે૦ ) કહી છે.

**હવે ફરિ સંસારી જીવવિષે કહે છેઃ—**

કાલે અણાઇ નિહણે, જોણી ગહણંમિ ભીસણે ઇથ;
ભમિયા ભમિહંતિ ચિરં, જીવા જીણ વયણ મલહંતા. ૪૮

**અર્થઃ**—( અણાઈ નિહણે કાલે ૦ )કે અનાદિ અનંત કાલને વિષે ( જીણ વયણ મલહંતા જીવા કે૦ ) હિતોપદેશ રૂપ જિનવચનને જે જીવો પામ્યા નથી, તેઓ ( જોણી કે૦ ) ચોરાશી લાખ સંખ્યાવાલી જે યોનિ તેણે કરી ( ગહણંમિ કે૦ ) મહા ગહન દુઃખ દેનારો, ( ભીસણે કે૦ ) ભયને દેનારો ( ઈથ કે૦ ) ઇહાં વર્ણવ્યો એવો જે આ સંસાર તેને વિષે ( ભમિયા કે૦ ) અતિતકાલને વિષે ભટકેલા છે, ફરિ ( ભમિહંતિ ચિરં કે૦ ) આગલ આગમિક કાલમાં પણ ભ્રમણ કરશે.

**હવે કર્તા પોતાના નામની સુચના કરતો છતો ધર્મોપદેશ કહે છેઃ—**

તા સંપઇ સંપત્તે, મણુઅત્તે દુલ્લહે વિસમ્મત્તે; સિરિ
સંતિ સૂરિ સિઢે, કરેહ ભો ઉજ્જમં ધમ્મે. ૪૯

**અથઃ**—( તા કે૦ ) તે પૂર્વોક્ત કારણ માટે ( ભો કે૦ ) હે ભવ્ય જીવો, ( સંપઈ કે૦ ) સાંપ્રત આસમયને વિશે દષ્ટાંતે કરી ( દુલ્લહે કે૦ ) દુર્લભ એવું જે જે આ ( મણુઅત્તે કે૦ ) મનુષ્ય પણું તે ( સંપત્તે કે૦ ) પ્રાપ્ત થયું છતાં અને ( વિસમ્મત્તે કે૦ ) તેમાં પણ દુર્લભ જિનોક્ત તત્વત્રયરુચિરૂપ સમ્યક્ત્વ પ્રાપ્ત થયું છતાં ( સિરિ સંતિ સૂરિ સિઠે કે૦)

શ્રી એટલે જ્ઞાનાદિ લક્ષ્મી, શાંતિ એટલે રાગાદિકનો ઉપશમ, એઓ એ' કરી જે સરિ એટલે પૂજ્ય એવા શ્રી તીર્થંકર તથા ગણધર તેઓ શિષ્ટે કરેલા ઉપદેશ રૂપ (ધમ્મે ઉજ્જમ કરેહ કે૦) ધર્મનેવિષે ઉદ્યમ કરો.

આં પદ્યમાં કવિયે પોતાનું નામ સૂચવ્યું છે તે આવી રીતે:—શ્રી શાંતિ સૂરિ ઉપદેશ કરે છે કે, શિષ્ટે એટલે ઉત્તમ પુરુષોએ આચરણ કરેલા ધમ્મને વિષે ઉદ્યમ કરો. એવો અન્વય કરવો. અથવા શ્રી શાંતિ સૂરિએ કરેલા ભગવદ્વચનાનુરેં ધર્મોપદેશનો ઉદ્યમ કરો.

**આ જીવ વિચાર સૂત્ર સિંદ્ધાંત માંથી કહાડેલોછે એમ કહેછે:—**

એસો જીવ વિયારો, સંખેવ રૂઈણ જાણણા હેઉં;
સંખિત્તો ઉદ્ધરિઓ, રૂદ્દાઓ સુયસમુદ્દાઓ. ૫૦

**અર્થ:**— (એસો કે૦) એજે (જીવ વિયારો કે૦) જીવ વિચાર કહ્યો; (તે સંખેવ રૂઈણ કે૦) સ્વલ્પ મતિવાલા જીવોને (ભણણા હેઉં કે૦) જાણવાને અર્થે (રૂદ્દાઓ કે૦) જેના વિસ્તારનું ગ્રહણ થઇ શકે નેહિ એવા (સુયં સમુદ્દાઓ કે૦) શ્રુત સમુદ્રથી (સંખિત્તો ઉદ્ધરિઓ કે૦) સંક્ષેપથી ઉદ્ધાર કરીનેઆ નિબંધ કર્યોછે.

---

**ઇતિ જીવ વિચાર પ્રકરણ.**

# અથ છુટક બોલો.

## અથ આર્યુ ભાવ લિખ્યતે.

| જીવજાતિ | આયુવર્ષ. | જીવજાતિ | આયુવર્ષ. |
|---|---|---|---|
| હસ્તિઆયુ | ૧૨૦ | છાલીઆયુ | ૧૬ |
| મનુષ્યાયુ | ૧૨૦ | શ્વાનઆયુ | ૧૨ |
| અશ્વઆયુ | ૩૨–૪૮ | શીયાલઆયુ | ૨૪ |
| વ્યાઘ્રઆયુ | ૬૪ | હરણઆયુ | ૨૪ |
| કાગઆયુ | ૧૦૦ | હંસઆયુ | ૧૦૦ |
| ગર્દ્ધઆયુ | ૬૪ | મંજારઆયુ | ૧૨ |
| ગેંડાઆયુ | ૨૦ | સૂડલાઆયુ | ૧૩ |
| સારસઆયુ | ૫૦ | બપૈયાઆયુ | ૩૦ |
| ક્રૌંચઆયુ | ૬૦ | સિંહઆયુ | ૧૦૦૦ |
| બગલાઆયુ | ૬૦ | માછલાઆયુ | ૧૦૦૦ |
| સર્પાઆયુ | ૧૦૦–૧૨૦ | ઉંટઆયુ | ૨૫ |
| કીડીઆયુ | ૧ | ભેંસઆયુ | ૨૫ |
| ઉંદરઆયુ | ૨–૨૦ | ગાયઆયુ | ૨૫ |
| સસલાઆયુ | ૧૦–૧૪ | ઘેટાઆયુ | ૧૬ |
| દેવીઆયુ | ૫૦ | જૂઆયુ–માસ | ૩ |
| સૂવરઆયુ | ૫૦ | કંસારીઆયુ–માસ | ૩ |
| વાગોલઆયુ | ૫૦ | વીંછીઆયુ–માસ | ૬ |
| | | ચૌરીંદ્રીઆયુ–માસ | ૬ |

સમુચ્છિમ ગર્ભપજ જલચરનું ઉત્કૃષ્ટાયુ પૂર્વ ક્રોડી વર્ષનું.

## અથ શ્રી જીન ભુવનને વિષે ચોરાશી આશાતના ન કરવી તેના નામ લખીયે છેયે.



૧ બલખો ન નાખવું.
૨ હિંચોલાદિ ક્રીડા ન.
૩ કલહ પ્રમુખ ન કરવો.
૪ ધનુરકલાદિ ન કરવી.
૫ પાણીના કોગલા ન૦
૬ તંબોલાદિક ન ખાવા.
૭ તંબોલ થુકવા નહીં.
૮ મુખથી ગાલો ન દેવી.
૯ મુત્ર વિષ્ટા ન નાખવી.
૧૦ શરીર ન ધોવું.
૧૧ વાલ ન ઉતરાવવા.
૧૨ નખ ન ઉતરાવવા.
૧૩ રૂધીર ન નાખવો.
૧૪ સુખડી ન ખાવી.
૧૫ ચામડી ન નાખવી.
૧૬ પિત્ત વમન ન કરવો.
૧૭ વમન ન કરવો.
૧૮ દાંત નાખવા અથવા સમારવા નહીં.
૧૯ વિશામણ ન કરવો.
૨૦ ગાય પ્રમુખ ન બાંધવી.
૨૧ દાંતનો મેલ ન નાખવો.
૨૨ આંખનો મેલ ન નાખવો
૨૩ નખનો મેલ ન નાખવો.
૨૪ ગંડસ્થલનો મેલ ન૦
૨૫ નાકનો મેલ ન નાખવો.
૨૬ માથાનો મેલ ન નાખવો.
૨૭ કાનનો મેલ ન નાખવો.
૨૮ શરીરની ચામડીનો મેલ ન નાખવો.
૨૯ મિત્ર સાથે મસલત ન૦
૩૦ વિવાદાર્થે એકઠા ન થવું.

૩૧ નામુ ન લખવો.
૩૨ કોઈ ચીજ વેચવી નહીં.
૩૩ થાપણ ન મુકવી.
૩૪ માઠે આસને ન બેસવું.
૩૫ છાણા થાપવા નહીં,
૩૬ કપડા સુકાવવા નહીં.
૩૭ ધાન સુકાવવો નહીં.
૩૮ પાપડ સુકાવવા નહીં.
૩૯ વડીયો કરવી નહીં.
૪૦ રાજ ભયાદિકેં છુપવું ન-
૪૧ રૂદન કરવો નહીં.
૪૨ વિકથા કરવી નહીં.
૪૩ શસ્ત્ર ધડવા નહીં.
૪૪ તીર્યંચ બાંધવા નહીં.
૪૫ તાપણી કરવી નહીં.
૪૬ અન્નાદિક રાંધવું નહીં.
૪૭ નાણું પરખવું નહીં.
૪૮ નિસિહી ભાંગવી નહીં.
૪૯ છત્ર ધરવો નહીં.
૫૦ ખાસડા મૂકવા નહીં.
૫૧ શસ્ત્ર મૂકવા નહીં.
૫૨ ચામર ધરાવવો નહીં.
૫૩ મન એકાગ્ર કરવો.
૫૪ તેલાદીક ન ચોપડવા.
૫૫ સચિત્ત ભોગ સતવો.
૫૬ અયોગ અચેત તજવો.
૫૭ જીન દીઠે હાથ જોડવા.
૫૮ એક સાડી ઉત્રાસન ક૦
૫૯ મુકુટ ધારણ ન કરવો.
૬૦ પાઘડીનો વિવેક ન ક૦
૬૧ તોદાદિક ન ધાલવા.
૬૨ હોડ ન કરવી.
૬૩ ગેડી૰દડે રમવો નહીં.
૬૪ જુંહાર સલામ ન કરવી.
૬૫ ભાંડ ચેષ્ટા ન કરવી.
૬૬ તુંકાર રેકાર ન કરવો.
૬૭ ધરણે બેસવું નહીં.
૬૮ જુંજ કરવો નહીં.
૬૯ ચોટલાદિક મારવા નહીં
૭૦ પલાંઠીએ બેસવું નહીં.
૭૧ ચાખડી પેરવી નહીં.
૭૨ લાંબે પગે બેસવું નહીં.

| | |
|---|---|
| ૭૩ પુડપુડી વગાડવી નહીં | ૭૯ મલ્લ યુદ્ધ કરવો નહીં. |
| ૭૪ કાદવ ન કરવો. | ૮૦ વૈદ્યકર્મ કરવો નહીં. |
| ૭૫ અંગનીરજ ઉડાડવી ન૦ | ૮૧ વ્યાપાર કરવો નહીં. |
| ૭૬ મૈથુન સેવવું નહી. | ૮૨ સય્યા પાથરવી નહીં. |
| ૭૭ જુગટું રમવું નહીં. | ૮૩ આહાર રાખવો નહીં. |
| ૭૮ ભોજન કરવો નહીં. | ૮૪ સ્નાન કરવો નહીં. |

એ ચોરાસી આસાતના તે જીન પૂજાદિક કાર્ય વિના શરીર સુશ્રૂષાદિકને અર્થે કરે તો આશાતના જાણવી માટે તમો ત્યાગ કરી આશા રૂચી થઈ આશાતના રહીત થકા જીન મંદિરને વિષે પ્રવર્ત્તવું.

## સાત નયના નામ.

૧ નેગમ નય, ૨ સંગ્રહ નય, ૩ વ્યવહાર નય.
૪ રૂજુસુત્રનય, ૫ શબ્દ નય, ૬ સમભિરૂઢ નય,
૭ એવંભુત નય.

## ચાર નિક્ષેપના નામ.

૧ નામ નિક્ષેપ. ૩ દ્રવ્ય નિક્ષેપ.
૨ સ્થાપના નિક્ષેપ. ૪ ભાવ નિક્ષેપ.

## ચાર કારણના નામ.

૧ ઉપાદાન કારણ. ૩ અસાધારણ કારણ.
૨ નિમિત્ત કારણ. ૪ અપેક્ષા કારણ.

## આઠ મદના નામ.

૧ જાતિ મદ. ૨ કુલ મદ. ૩ બલ મદ.
૪ રૂપ મદ. ૫ શ્રૂત મદ. ૬ તપ મદ.
૭ લાભ મદ, ૮ ઐશ્વર્ય મદ.

## અથ માંગલિકના નામ.

૧ આરીસો. ૨ ભદ્રાસન. ૩ વર્દ્ધમાન.
૪ શ્રી વત્સ. ૫ મત્સયુગ્મ. ૬ પ્રધાન કુંભ.
૭ સાથીઓ. ૮ નંવાવર્ત્ત.

## શ્રાવકના બાર વ્રતના નામ.

૧ સ્થૂલ પ્રણાતિપાત વિરમણવ્રત.
૨ સ્થૂલ મૃખાવાદ વિરમણવ્રત.
૩ સ્થૂલ અદત્તાદાન વિ૦
૪ મૈથુન વિરમણ વ્રત.
૫ પરિગ્રહ પરિમાણ વ્રત.
૬ દીગ પરિમાણ વ્રત.
૭ ભોગોપ ભોગ પરિમાણ.
૮ અનર્થ દંડવિરમણ વ્રત.
૯ સામાયીક વ્રત.
૧૦ દસાવગાસિક વ્રત.
૧૧ પોખધોપવાસ વ્રત.
૧૨ અતિથી સંવિભાગ વ્રત.

## ચૌદ ગુણ ઠાણાના નામ.

૧ મિથ્યાત્ય ગુણ ઠાણું.
૨ સાસ્વાદન ગુણ ઠાણું.
૩ મિશ્ર ગુણઠાણું.
૪ અવિરતિસમ્યક દ્રષ્ટી.

| | |
|---|---|
| ૫ દેશ વિરતિ ગુણ ઠાણુ. | ૧૦ સુક્ષ્મ સંપરાય ગુણ૦ |
| ૬ પ્રમત ગુણ ઠાણું. | ૧૧ ઉપશંત મોહ ગુણ૦ |
| ૭ અપ્રમત ગુણ ઠાણું. | ૧૨ ક્ષીણ મોહ ગુણ.૦ |
| ૮ નિવૃતિ બાદર ગુણ૦ | ૧૩ સયોગી કેવલી ગુણ.૦ |
| ૯ અનિવૃતિબાદર ગુણ૦ | ૧૪ અયોગી કેવલી ગુણ૦ |

**સમુસચ્છિંમ મનુષ્યને ઉપજવાના ચૌદસ્થાનક.**



| | |
|---|---|
| ૧ વડિ નીતિ માહેં. | ૮ લઘુનીતિ માહેં. |
| ૨ શ્લેષ્મ માહેં. | ૯ સુક્ર પુદગલ માહેં. |
| ૩ નાસિકાના મલ માહેં. | ૧૦ સાડે સુવાવીર્ય માહેં |
| ૪ વમન માહેં. | ૧૧ સ્ત્રિ પુરૂષને સંયોગે. |
| ૫ પિત માહેં. | ૧૨ નગરના ખાલ માંહે. |
| ૬ પિરૂ માહેં. | ૧૩ સર્વ અસુચીસ્થાનમાં. |
| ૭ રકત માહેં. | ૧૪ મૃતકલેવર માંહે. |

**સાધુના સતાવીશ ગુણના નામ.**

---

૫ પ્રણાતિપાતવિરમણાદિકપાંચમહાવત.

૬ રાત્રી ભોજન વિરમણ વ્રત.

૧૨ છ કાયના જીવોની રક્ષા કરે તે છ ગુણ.

૧૭ પાંચ ઇંદ્રીયનો નિગ્રહ કરે તે પાંચ ગુણ.

૧૮ લોભનુ જય. ૧૯ ક્ષમા રાખે.

૨૦ ભાવ વિશુદ્ધ એટલે ચિત્ત નિર્મલતા.

૨૧ પડિ લેહણ પ્રમાર્કા ન કરવાથી વિશુદ્ધિ થાય.

૨૨ સંયમયોગય પુકતત્તા.

૨૫ અકુશલ મન વચન અનેક કાયાનું રૂંધવું એ મણ.

૨૬ શીતાદિક વેદનાનું સહન કરવું.

૨૭ મરણાંત ઉપસરગ સહન કરવા.

**ત્રીશ અકર્મ ભુમી ક્ષેત્રના નામ.**

૫ હેમવંત ક્ષેત્ર. ૫ હરી વર્ષ ક્ષેત્ર. ૫ દેવ કુરૂ ક્ષેત્ર.

૫ ઉત્તર કુરૂ ક્ષેત્ર. ૫ રમ્યક ક્ષેત્ર. ૫ એરણ્યવતક્ષેત્ર

**પંદર ભુમી ક્ષેત્રના નામ.**

૫ ભરત. ૫ ઐરવત. ૫ માહાવિદેહ.

**સીદ્ધના એકત્રીશ ગુણના નામ.**

---

૫ સંસ્થાન રહીત. ૩ વેદ રહીત. ૫ વરણ રહીત.

૧ શરીર રહીત. ૨ ગંધ રહીત. ૧ સંગ રહીત.

૫ રસ રહીત, ૧ જન્મ રહીત. ૮ ફરસ રહીત.

**પ્રકરાંતરે વલી સીદ્ધનાં એકત્રીશ ગુણ કહેછે.**

---

૫ પ્રકારનાં જ્ઞાનાવરણીય કર્મથી રહીત.

૯ પ્રકારના દર્શનાવર ણીય કર્મથી રહીત.

૨ પ્રકારનાં વેદનીય કર્મથી રહીત.

૨ પ્રકારનાં મોહનીય કર્મથી રહીત.

૪ પ્રકારના આયુ કર્મથી રહીત.
૨ પ્રકારનાં નામ કર્મથી રહીત.
૨ પ્રકારનાં ગોત્ર કર્મથી રહીત.
૫ પ્રકારનાં અંતરાય કર્મથી રહીત.

## ચૌદ ભયનાં નામ.

| | |
|---|---|
| ૧ હસ્તિનો ભય. | ૮ ઇહલોક ભય. |
| ૨ સિંહનો ભય. | ૯ અકસ્માત્ ભય. [ભય |
| ૩ સર્પનો ભય. | ૧૦ અપજશ અપકિર્તીનો |
| ૪ અગ્નીનો ભય. | ૧૧ પરલોક ભય. |
| ૫ જલનો ભય. | ૧૨ વેદના ભય. |
| ૬ રાજાનો ભય. | ૧૩ આદાન ભય. |
| ૭ ચોરનો ભય. | ૧૪ મરણ ભય. |

## સંસારી જીવને સાત મોટા સુખ કહ્યા છે તેના નામ

૧ રોગ રહીત સરીર હોય.
૨ કોનો લેણદાર ન હોય.
૩ યાત્રાદિક સિવાય આ જીવિકાને અર્થે પરદેશ ન જાય
૪ ઘરમાં સ્ત્રી સુપાત્ર હોય.
૫ પુત્ર પોત્રાદિકનો સુખ હોય.
૬ સગા કુંટુંબાદિક ચારે પક્ષે કરી સહીત હોય.
૭ પંચ મહાજનમાં પ્રતિષ્ટાવાન હોય.

## ૭ દર્શનનાં નામ.

૧ જૈન દર્શન. ૨ મીમાંશક દર્શન. ૩ બૌદ્ધ દર્શન.
૪ નૈયાયિક દર્શન. ૫ વૈશેષિક દર્શન. ૬ શાંખ્ય દર્શન.

## ૭ ભાષાનાં નામ.

૧ સંસ્કૃત ૨ પ્રાકૃત ૩ સૌરસેની
૪ માગધી ૫ પૈશાચિકી ૬ અપભ્રંસી

## ચક્રવર્તિના ચૌદરત્નમાં સાત એકેંદ્રી રત્ન છે તેના નામ.

૧ ચક્રરત્ન ૨ છત્રરત્ન ૩ ચંર્મરત્ન ૪ દંડરત્ન
૫ અસીરત્ન ૬ મણિરત્ન ૭ કાંગણીરત્ન

## સાત પંચેંદ્રી રત્નનાં નામ.

૧ સેનાપતિરત્ન ૨ ગાથાપતિરત્ન ૩ સૂત્રધારરત્ન
૪ પુરોહિતરત્ન ૫ સ્ત્રી રત્ન ૬ અશ્વરત્ન ૭ ગજરત્ન

## અથ કાલ પ્રમાણ.

૧ પ્રથમ અતી સૂક્ષ્મ કાલને એક સમય કહીએ.
૨ તેવા અસંખ્યાંતા સમયેં એક આવલીકા થાય.
૩ તેવી ( ૧૬૭૭૭૨૧૬ ) આવલીયેં એક મૂહુર્ત થાય.
૪ ત્રીસ મૂહુર્તે દીવસ ઓલે એક અહો રાત્ર થાય.
૫ પંદર અહો રાત્રે એક પખવાડીયું થાય.

૬ બે પખવાડીયે એક મહીનો થાય.

૭ બાર મહીને એક વર્ષ થાય.

૮ તેવા ( ૭૦૫૬૦૦૦૦૦૦૦૦૦૦ ) વર્ષે એક પુર્વ થાય

૯ તેવા અસંખ્યાતા પૂર્વે એક પલ્યોપમ થાય તે આવી રીતેં:—ચાર ગાઉ ઉંડો અને ચાર ગાઉ પોહોલો વાટલાકારે ત્રણ યોજન ઝાઝેરી પરિધી વાલો એક પલ્યકલ્પવો. તેમાં ઉતર કુરૂં ખેત્રના યુગલિયાના રોમ એવા સૂક્ષ્મ છે કે તે ૪૦૯૬ રોમ એકઠા કરીયેં તેવારેં કર્મભુમિ મનુષ્યનો એક વાલ થાય એવા તે યુગલિયાના સુક્ષ્મ રોમ છે તે રોમ લંબાઈયેં એક તસુનો લઈને તેના સાત વખત આઠ આઠ કટકા કરીયેં તેવારેં ( ૨૦૯૭૧૫૨ ) કટકા થાય તેવા કટકે કરી પૂર્વોક્તિ પાલો ભરીને પછી તે એકેક કટકો શો શો વર્ષને આંતરે કાઢતાં જેવારે તે પલ્ય ખાલી થાય તેવારે સંખ્યાતા વર્ષ થાય તેને બાદર પલ્યોપમ કહીયેં. અને તે પુર્વોકત એકેકા રોમ ખંડના અસંખ્યતા ખંડ કરીને તેવા ખંડે તે પૂર્વોક્ત કૂપ એવી રીતેં ઠાસીને ભરવો કે તેના ઉપરથી ચક્રવૃત્તિની સેન્યા ચાલી જાય તો પણ તે દબાય નહીં પછી તે એકેકા સૂક્ષ્મ ખંડ શો શો વર્ષે કાઢતાં અસંખ્યાતા પૂર્વ વ્યતિ ક્રમે છેતે તે પલ્ય ખાલી થાય તેવારે એક પલ્યોપમ થાય.

૧૦ દશ કોડા કોડી પલ્યોપમેં એક સગરો પમ થાય

૧૧ દશ કોડા કોડી સાગરોપમે એક અવસર્પિણી થાય.

૧૨ દશ કોડા કોડી સાગરોપમે એક ઉત્સરપિણી થાય.

૧૩ ઉત્સર્પિણી અવસરપિણી મલી એક કાલ ચક્ર થાય.

૧૪ અનંતા કાલ ચક્રે એક પુદગલ પરાવર્ત થાય.

એવા અનંતા પુદગલ પરાવર્ત્ત સંસારમાં પરિભ્રમણ કરતાં જીવને વ્યતિ ક્રમ્યા થાય.

## શ્રાવકને નીત્ય પ્રત્યે ચૈદ નિયમ ધારવા તેનાં નામ.

| | |
|---|---|
| ૧ સમેત પરિમાણ | ૮ વાહન પરિમાણ |
| ૨ દ્રવ્ય પરિમાણ | ૯ સય્યા પરિમાણ |
| ૩ વિગય પરિમાણ | ૧૦ વિલેપન પરિમાણ |
| ૪ ઉપાનહ પરિમાણ | ૧૧ બ્રહ્મચર્ય પરિમાણ |
| ૫ તંબોલ પરિમાણ | ૧૨ દિસિ પરિમાણ |
| ૬ વસ્ત્ર પરિમાણ | ૧૩ સ્નાન પરિમાણ |
| ૭ પુષ્પભોગ પરિમાણ | ૧૪ ભાત પાણીનો પરિમાણ |

## દશ પચખાણનાં નામ તથા તે પચખાણ કર્યાથી કેટલો નરકાયુ ત્રૂટે તે કહે છે.

| પચખાણનાં નામ | નરકાયૂ ત્રૂટવાની સંખ્યા. |
|---|---|
| ૧ નવકારસીથી | એકસો વર્ષ નરકાયુ ત્રૂટે. |
| ૨ પોરિસીથી. | એક હજાર વર્ષ નરકાયુ ત્રૂટે. |
| ૩ સાઢ પોરિસીથી. | દશ હજાર વર્ષ નરકાયુ ત્રૂટે. |
| ૪ પુરિમઢ્ઢથી | એકલાખ વર્ષ નરકાયુ ત્રૂટે. |

| | |
|---|---|
| ૫ એકાસનથી. | દશલાખ વર્ષ નરકાયુ તૂટે. |
| ૬ નીવીથી. | એક ક્રોડ વર્ષ નરકાયુ તૂટે. |
| ૭ એકલઠાણાથી. | દશ ક્રોડ વર્ષ નરકાયુ તૂટે. |
| ૮ એકલ દત્તિથી. | શો ક્રોડ વર્ષ નરકાયુ તૂટે. |
| ૯ આયંબીલથી. | હજાર ક્રોડ વર્ષ નરકાયુ તૂટે. |
| ૧૦ ઉપવાસથી. | દશસહસ ક્રોડવર્ષ નરકાયુ તૂટે. |

## અથ સમવસરણમધ્યેની બાર પરખદાનાં નામ.

૩ એક ગણધરની, બીજી વિમાનવાસી દેવાંગનાની, ત્રીજી સાધવીની, એ ત્રણ પરખદા. અગ્નિકૂણે બેસે.

૩ એક જયોતિષીની દેવીની, બીજી વ્યંતરની દેવીની, ત્રીજી ભુવનપતિની દેવીની, એ ત્રણ પરખદા નૈરૂત૦

૩ એક જયોતિષી દેવોની, બીજી વ્યંતર દેવોની, ત્રીજી ભુવનપતિ દેવોની, એ ત્રણ પરખદા વાવ્ય કૂણે બેસે.

૩ એક વૈમાનીક દેવતાની, બીજી મનુષ્યની, ત્રીજી મનુષ્યની સ્ત્રીયોની, એ ત્રણ પરખદા ઈશાન કૂણે બેશે.

## અથ છ તથા પાંચ સમ્યક્ત્વનાં નામ.

| | |
|---|---|
| ૧ દ્રવ્ય સમ્ય કત્વ. | ૪ ભાવ સમ્ય કત્વ. |
| ૨ નિશ્ચય સમ્ય કત્વ. | ૫ વ્યવહાર સમ્ય કત્વ. |
| ૩ નિસગ સમ્ય કત્વ. | ૬ ઉપદેશ સમ્ય કત્વ. |
| ૧ ક્ષાયોપ શમિક. | ૩ ક્ષાયક. |
| ૨ ઉપશમિક. | ૪ સાસ્વાદન. ૫ વેદક. |

## ચાર વીકથાનાં નામ.

---

૧ સ્ત્રી કથા. ૨ ભોજન કથા. ૩ દેસ કથા. ૪ રાજ કથા.

## પાંચ સમયવાયના નામ.

---

૧ કાલ વાદી. ૨ સ્વભાવ વાદી. ૩ નિયત વાદી.
૪ પૂર્વકૃત તે કર્મવાદી. ૫ પુરૂષાકાર તે ઉધમ વાદી.

## ધર્મમાં અંતરાય કરનારા તેર કાઠીયાનાં નામ.

---

૧ આલસ. ૨ મોહ. ૩ અવરણ વાદબોલ. ૪ અહં-
કાર આણવું. ૫ ક્રોધ કરવો. ૬ પ્રમાદ કરવો.
૭ કૃપણતા. ૮ ગુરૂ ભય. ૯ શોક રાખવા. ૧૦ અજ્ઞાન.
૧૧ અથીરતા. ૧૨ કુતુહલ જોવા. ૧૩ તીવ્રવિષયા-
ભિલાખ.

## પાંચ પ્રકારે મીથ્યાત્વનાં નામ.

---

૧ અંભી ગ્રહીક તે જે પોતાની મતિમાં આવ્યું તે સાચુ
૨ અનભી ગ્રહિક તે સર્વ ધર્મ સારા છે એવી બુદ્ધિ.
૩ આભિનિદેશ તે જાણી બુજીને જુઠું બોલવું.
૪ સંશયિક તે સિદ્ધાંત વિચાર વિશે સંદેહ રાખવા.
૫ અનાભોગિકતે અજાણપણે કાંઇ સમજે નહીં.
અથવા એકેંદ્રિયાદિક સર્વ જીવને એમિથ્યાત્વછે.

## સ્વાધ્યાયનાં પાંચ પ્રકાર કહેછે,

---

૧ જે ગુરૂસમિપેં શિષ્ય વાંચે તે વાંચના.
૨ જે શુભ ભાવે સૂત્રના વિચાર પૂછીયેં તે પૃચ્છના.
૩ જે ભણેલા સૂત્રનું ગુણવું તે પરિયટ્ટણા.
૪ જે રદય માંહે સૂત્રનાં વિચાર ચિંતવવા તે અનુપ્રેક્ષા.
૫ જે પરને ધર્મ કથા સંભલાવીયે તે ધર્મ કથા.

## પાંચ પ્રકારના દેવ કહ્યા છે તેનાં નામ.

૧ પંચેંદ્રિય તિર્યંચ અથવા મનુષ્ય, જેણે દેવાયુ બાંધ્યુ હોય તે દેવતાપણ ઉપજશે, તેને દ્રવ્ય દેવ કહીયેં.
૨ જે ચક્રવાર્તિ હોય, તેને નરદેવ કહીયેં.
૩ શ્રી અણગાર સાધુને ધર્મદેવ કહીયેં
૪ શ્રી અરિહંત દેવને દેવાધિદેવ કહીયેં.
૫ ભવનપત્યાદિક ચાર નિઃકાયના દેવ કહીએ.

## અથ શીખમણના બોલ આઠ.

---

૧ દયા પાલે તે દાનેસરી.
૨ ધર્મ આચાર પાલે તે જ્ઞાની.
૩ પાપથી ડરે તે પંડીત.
૪ પાંચ ઈંદ્રીયો વસ કરે તે સુરવીર.
૫ સત્ય વચન બોલે તે સિંહ જેવો.
૬ પરઉપકાર કરે તે ધનવંત.
૭ કુલછંનનો ત્યાગ કરે તે ચતુર.
૮ નિરધન સાથે સ્નેહ પાલે તે મિત્ર.

## આઠ વાતો જીતવી દુર્લભ છે.

૧ મોહની કર્મ જીતવું દુર્લભ.
૨ પાંચદ્રીમાં રસેંદ્રીને વસ રાખવો દુર્લભ.
૩ ત્રણ યોગમાં મનનો યોગ જીતવો દુર્લભ.
૪ યૌવન અવસ્થામાં શીયલ પાલવો દુર્લભ.
૫ કાયરને સાધુપણો પાલવો દુર્લભ.
૬ કૃપણને દાન દેવો દુર્લભ.
૭ અભીમાનીને ક્ષમા કરવી દુર્લભ.
૮ તરૂણ અવસ્થામાં ઇંદ્રીયો વસ કરવી દુર્લભ.

## દયાના આઠ બોલ.

૧ જેમ બિહિતાને સરણાનો આધાર.
૨ પંખીને આકાશનો આધાર.
૩ તૃષાવંતને પાણીનો આધાર.
૪ ભુખ્યાને ભોજનનો આધાર.
૫ સમુદ્રમાં બુડતાને પાણીયાનો આધાર.
૬ ચતુર પદને થાનકનો આધાર.
૭ રોગીને ઔષધની આધાર.
૮ ભુલ્પાને સાર્થ વાહનો આધાર તેમ ભવ્ય જીવને દયાનો આધાર જાણવો.

## અથ સુતક વિચાર લિખ્યતે.

પ્રથમ કોઇના ઘેર જન્મ થાય તે વિષે.

૧ પુત્ર જન્મે દીન ૧૦ નો સુતક જાણવો.

૨ પુત્રિ જન્મે દીન ૧૧ નો સુતક જાણવો.

૩ બાર દિવસ ઘરના માણસ દેવ પુજા કરે નહીં.

૪ ચારા જમતા હોય તો બીજાના ઘરના પાણીથી જીન પુજા કરે.

૫ પ્રસવનાર સ્ત્રિ માશ ૧ સુધી પ્રતીમાદિકનો દર્શન કરે નહિં, તથાદીન ૪૦ સુધી જીન પુજા ન કરે, સાધુને વોહોરાવે નહિં, એમ વિચાર સાર પ્રકરણ મધ્યે કહ્યોછે.

૬ ઘરના ગોત્રીને દીન ૫ નો સુતક જાણવો.

૭ વ્યવહાર ભાષ્યની મલયગિરી કૃત ટીકા મધ્યે જન્મનો સુતક દીન ૧૦ નો કહ્યો છે.

૮ ઘોડી ઉઠણી ભેંસ ઘરમાં પ્રસવેતો દીન ૧ નો સુતક કહ્યો છે.

૯ ભેંસ પ્રસવે તો દીન ૧૫ પછે દુધ કલપે.

૧૦ ગાય પ્રસવે તો દીન ૧૦ પછે દુધ કલપે.

૧૧ છાલીનો દુધ દીન ૮ પછે કલપે.

ઋતુવંતી સ્ત્રી વીષે.

૧ દીન ૩ સુધી ભંડાદીકને છિબે નહિં.

૨ દીન ૪ લગે પડી કમણાદિક કરે નહીં પણ તપસ્યા કરે તે લેખે લાગે.

૩ દીન ૫ પછે જીન પુજા કરે.

૪ રોગાદિક કારણે ત્રણ દીવસ વિત્યા પછે રૂધિર દીઠામાં આવે તેનો દોસ નથી વિવેક કરી પવિત્ર થઈ પ્રતિમાદિક જીન દર્શન અગ્ર પુજાદિક કરે તથા સાધુને

પડી લાભે પણ જીન પ્રતીમાની અંગ પુજા ન કરે એમ ચર્ચરી ગ્રંથમાં કહ્યો છે.

મૃત્યુ સંબંધી સુતકનો વીચાર.

૧ મૃત્યુ ઘરનો સુતક દીન ૧૨ નો તેને ઘરે સાધુ આહાર લીએ નહીં તેના ઘરની અગ્ની તથા જલથી જીન પુજા થાય નહીં એમ નિસિથ ચુર્ણિમાં કહ્યો છે.

૨ નિસિથ સૂત્રના સોલમાં ઉદ્દેસમાં જન્મ તથા મરણનો ઘર દુગંછનીક કહ્યો છે.

૩ મૃત્યુ વાલા પાશે સુએ તો દિન ૩ પુજા ન કરે, કાંધિયા દેવ દર્સન પડિકમણાદિક ન કરે, દિન ૩ પછે કરે.

૪ મૃત્યુને અડકયા ન હોએ તો સ્નાન કીધેદ શુદ્ધ થાય અડકયા હોય તો બાર પોહોર સુતક. જાણવો.

૫ જેના ઘેર જન્મ તથા મરણનો સુતક થાય તેના ઘરે જીમનારા દિન બાર સુધી જીન પુજા કરે નહીં.

૬ મૃત્યુને અડકનાંરા ચોવીશ પોહોર લગે પડિકમણાદિક કરે નહીં.

૭ વેષના પાલટનારા આઠ પોહોર સુતક પાલે.

૮ મૈયથને કાંધ દેનારા સોલ પોહોર સુધી પડિકમણાદિક કરે નહિં.

૯ જન્મે તે દિવસે મૃત્યુ થાય, અથવા દેસાંતરે મરણ પામે, અથવા સન્યાસી મરે, તો દીન ૧ નો સુતક જાણવો.

૧૦ દાસ દાસી ઘરમાં મરે તો દીન ૧ થી ૩ સુધી નો સુતક જાણવો.

૧૧ આઠ વર્ષથી નાનો બાલક મરણ પામે તો દીન ૮ નો સુતક વિચાર સાર પ્રકરણે કહ્યું છે.

૧૨ ગાય પ્રમુખનો મૃત્યુ થાય તો કેલવર ઘરથી બાહેર લહી જાય ત્યાં સુધી સુતક જાણવો.

૧૩ દાસ દાસીની કન્યા આપણી નિશ્રાયે ઘરમાં રહિ હોય તેને જન્મ થયા પછે મૃત્યુ થાય તેનો ત્રણ રાત્ર સુતક લાગે.

૧૪ જેટલા મહિનાનો ગર્ભ પડે તેટલા દીવસનો સુતક જાણવો.

## ધર્મોપદેશ.

આ સંસારનાં વિષય સુખ મોહ માયા સંપદા પ્રભુપણું એ સર્વેને ધિક્કારછે, અને જેથી વાહલા વાહલામાં વિરોધ થાયછે ભાઈઓ ભાઈઓમાં પણ વિરોધ થાયછે, એવા પાપથી ઉત્પન થએલી લક્ષ્મિને પણ ધિક્કાર છે. વિષલતા ઉત્પન થાય છે, તે વીખ કરે છે અને સારી લતા હોય તે સારા ફલ આપે છે, તેમજ જે પ્રાણી જેવું ધર્મ કર્મ કરશે તેને તેવીજ ગતી પ્રાપ્ત થશે. જે પુરૂસ સત કર્મ નહીં કરે તેને મુક્તિશી રીતે પ્રાપ્ત થસે? અધર્મ રૂપી ચંડાલના સ્પર્શે કરીને મલીન થએલા પ્રાણીઓ સંસાર ચક્રમાં ભમી રહ્યા છે. અરેરે! મહા દુઃખની વાત છે, જે સંસાર રૂપી વનમાં ફરનારા પ્રાણીયોના પ્રાણને હરણ કરવા વાલા એવા કખાય રૂપી વિખની નીકથી સીંચાયેલા વિખ વૃક્ષોના જીવ સેવના કરેછે, માટે હે પ્રાણી! આ મોહ જાલની કખાય રૂપી ગ્રીષ્મ રૂતુથી

તારી તપેલી આત્માને સમ રૂપી અમૃતના સીંચણે કરી શાંતકર. સંસારના સંતાપને દુર કરવામાં ગુરૂનો ઉપદેશ તે ક્ષુધા રૂપ છે, માટે મન રૂપી ક્ષેત્રને ગુરૂના વચન રૂપી જલેકરીને સીંચણ કરવાથી પુણ્ય રૂપી બીજનું અંકુર ઉત્પન થાય. કખાય રૂપી દ્રષિતે છે.જાણે કે એકવીખ રૂપી સર્પરાજ તેના વીખે કરીને વ્યાકુલ થએલા ત્હદયને શાંત કરનાર એક ગુરૂનું વચન રૂપી અમૃતજ સમર્થ છે. જેમ મેઘની વૃષ્ટિ થવાથી નદીઓ ભરપુર થઈ જાય છે અને નજીકની વાવ્યને બોલી નાખેછે, પછી તેના ઉપર હંસ પક્ષી રહી શકતો નથી, તેમ કખાય રૂપી મેઘની વૃષ્ટિ થવાથી મન રૂપી વાવડી બોળાઈ ગઈતો ધર્મ રૂપી હંસ ત્યાં શી રીતે રહી સકે. કખાયરૂપી મદીરા પાનથી જેના ચિત્ત વિપ્રજય થઈ જાય છે, તે પુરુષ જો ધર્મવાન હોય તથા દેવતા સરીખો હોય તોપણ તે સંબંધીઓને મારવાને તત્પર થાય છે. કખાય રૂપી નદીના પુરથી ખોદાયલા ભાગ્ય રૂપી વૃક્ષને જડ મુલથી ઉખેડી અલ્પ જ્ઞાનવાલા જંતુઓ રૂપી દ્રીપને અનુક્રમે વિપત્તિ રૂપી સમુદ્રમાં બોલી નાખે છે. કખાય રૂપી સ્વતંત્ર ચોર જો રસ્તે જતાં નમલેતો, મનુષ્ય તાલીઓ વજાડતો સનાતન પુરીમાં જઈ શકે. પુણ્ય રૂપી અમૃતનાં સરોવરનો જે પુરૂષ આશ્રય કરે છે તેજ કખાય રૂપી દાવાગ્નીથી ઉગરે છે. હે! મન જ્ઞાનથી વિચારીને તું સંસારથી કાયર થઈ સંસારનો ત્યાગ કર. સંસાર રૂપ સમુદ્રમાંથી પાર ઊતરવામાં ગુરૂ તે નાવ સમાન છે. સર્વ સંસારી જીવોને સદ્ગુરૂ

મેઘ સમાન છે. માટે હે જીવ! હવે તું દુખનાં સમુહ રૂપ ગ્રીષમ રૂતુનાં સંતાપને ત્યાગી શાંતથા અને મુક્તિ પદના પંથ રૂપી વ્રતને ધારણ કર.

**ઇતિ ધર્મોપદેશ સંપુર્ણ.**

